શ્રીમત્સ્વામિશ્રી-દયાનંદ-સરસ્વતી-નિર્મિત.

(ગર્ભાધાનથી અંત્યેષ્ટિ પર્યંત વેદાનુકૂલ સોળ સંસ્કારોથી યુક્ત)

# સંસ્કારવિધિ


પ્રકાશિકા:

શ્રીમતી મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા,

આર્યનરોડ, આણંદ.

ની વતી બાપુભાઇ કુબેરદાસ પટેલ

*

| વિક્રમાબ્દ | ઇસ્વીસન | દયાનંદાબ્દ |
|---|---|---|
| ૨૦૦૦ | ૧૯૪૪ | ૧૨૦ |

સૃષ્ટયબ્દ : ૧,૯૭,૨૯,૪૯૦૪૪

આવૃત્તિ પાંચમી ] * [ પ્રત ૧૦૦૦

મૂલ્ય : ૨-૦-૦

# પ્રારંભિક—વચન

શ્રી. મું. પ્ર. આર્ય પ્રતિનિધિ સભાના માનાર્હ મંત્રી શ્રી. બાપુભાઈએ આ સંસ્કાર-વિધિને માટે આરંભના કંઈક બે શબ્દો લખવા મ્હને કહ્યું. મહર્ષિના આ તેજોભર્યા અને આર્યભાવનાને જગાડનાર પવિત્ર ગ્રંથ ઉપર હું શું લખું? આ પ્રશ્ન મને મુંઝવતો હતો છતાં મ્હેં મંત્રીજીના કથનને સ્વીકાર્યું. મ્હેં જે કંઈ જ્ઞાન કણિકા મેળવી છે, તે મહર્ષિના ગ્રંથોના પઠનનું પરિણામ છે, તેથી જો મ્હારાથી આ ગ્રંથને માટે બે યોગ્ય શબ્દ લખી શકાય તો કૃતજ્ઞતાની ધન્ય ક્ષણ મ્હને પ્રાપ્ત થઈ છે એમ માન્યા સિવાય રહી શકીશ નહિ.

માણુસ માત્ર પોતાના ઉપયોગમાં આવતી દરેક વસ્તુને સારી=મનગમતી બનાવવા પ્રયત્ન કરે છે. પ્રયત્ન કરવાથી વસ્તુમાં વિશિષ્ટતા પણ ઉત્પન્ન કરી શકાય છે. શિલ્પીઓ ઘાટઘુટ વગરના પત્થરાઓને સારી રીતે ઘડી તેમાંથી સુંદર મકાનો બાંધે છે અને તે વખતે યોગ્ય આકારમાં ઘડાયલા અને યોગ્ય પ્રમાણમાં ચણતરના ઉપયોગમાં આવેલા તે પત્થરોની કિંમત હજારો ગણી વધી પડે છે. નજીવી જણાતી વસ્તુઓ ઉપર માણુસો બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરે છે અને તેને અમુક કાર્યને માટે યોગ્ય બનાવી સંસાર ઉપર કદિ પણ ન ભૂલી શકાય એવો અનહદ ઉપકાર કરે છે. જે જે પ્રાકૃતિક શોધો થઈ છે અને થાય છે તે બધી પ્રકૃતિની શક્તિનો અથવા પ્રકૃતિના પરિણામનો આવિર્ભાવ જ છે. એ શક્તિઓનો અને પરિણામોનો આવિર્ભાવ એ પ્રકૃતિ ઉપર બુદ્ધિમાન્ માણુસો દ્વારા થતા સંસ્કારોનું પરિણામ છે.

પ્રકૃતિ ઉપર કરવામાં આવતા સંસ્કારો, જનતાના લાભને માટે જ્યારે સફળ જણાય છે ત્યારે ચેતન ઉપર કરવામાં આવતા સંસ્કારો લાભદાયક કેમ નહિ થાય? સંસ્કાર એટલે વિશુદ્ધિનું અથવા વિશિષ્ટતાનું સાધન. સૂર્ય જો પ્રકાશનું સાધન છે, તો તે જ્યાં જશે ત્યાં અંધકારનો નાશ કરીને પ્રકાશને ફેલાવશે. સ્વભાવનો નાશ અથવા અન્યથા ભાવ થઈ શકતો નથી. જે સંસ્કાર પ્રકૃતિના ગર્ભમાંથી હજારો નવનવા પરિણામો ખેંચી લાવ્યો તે સંસ્કાર ચેતન ઉપર અજમાવતાં શું નિર્વીર્ય બની જશે? જડ પ્રકૃતિમાં વિવિધ શક્તિઓ છે અને ચેતનમાં એવી શક્તિઓ નથી એમ માનવાને કંઈ કારણ છે? પૃથ્વી, જળ અને અગ્નિમાંથી જે સૂક્ષ્મ ચેતન પુરુષ આગગાડી જેવાં યંત્રો બનાવે છે અને એને ફાવે ત્યારે ચલાવે છે, સ્થિર કરે છે અને છિન્નભિન્ન પણ કરી શકે છે એ ચેતન પુરુષમાં વિવિધ ગૂઢ શક્તિઓનો અભાવ માનવો એ શું વિચારહીનતા નથી સૂચવતું? જે સંસ્કાર કોયલામાંથી હીરો બનાવે છે તે સંસ્કાર માણસને દેવ કેમ ન બનાવે? પ્રકૃતિની ઉન્નતિ છેવટે પ્રકૃતિમાં જ અદૃશ્ય થાય છે. માટી છેવટ તો માટી જ છે, પણ આત્માની ઉન્નતિ અનંત છે અથવા પરબ્રહ્મના અનંત અભૌતિક આનંદ જ્ઞાન અને તેજમાં વિરમે છે. આમ આર્ય મહર્ષિઓએ પ્રકૃતિનાં નિરીક્ષણમાંથી સંસ્કારોની મહત્તા જાણી અને તેને ચેતન ઉપર અજમાવવા લાગ્યા. એ સંસ્કારને બળે સંસ્કૃત થએલા માનવીઓએ જગદ્વન્દનીય અને સંસારસ્પૃહણીય ભારતીય સંસ્કૃતિને જન્માવી.

આર્ય મહાજનતાના સોળ સંસ્કારો એ મનુષ્યને ઘડવાના સોળ કળામય ઉપાયો. જમીનમાં વાવણી કર્યા પહેલાં ખેડુતો જમીનને સાફસુફ કરે છે, ફળદ્રૂપતાની ઉણપ ધરાવતી ધરાને જોઈએ તેવું ખાતર આપી સંસ્કૃત કરે છે, તો જે ધરણીમાં

મનુષ્યોની ઉત્પત્તિ થાય છે તેને સંસ્કારયુક્ત ન કરવી એ શું અક્ષમ્ય પ્રમાદ નથી?

પાશ્ચાત્ય શિક્ષણની મોહિનીમાં સપડાયલા ભારતના નવતનુજોને આજ આર્યસંસ્કૃતિમાં માનસશાસ્ત્ર નથી મળતું એ પણ એક આશ્ચર્ય છે, અથવા ભારતીય દર્શનો, ઉપનિષદો અને વેદાદિ સદ્ગ્રંથોનો અભ્યાસ જ્યાં બુદ્ધિગોચર જ ન થતો હોય ત્યાં નિરાશા સિવાય બીજું શું મેળવી શકાય? સોળે સંસ્કારોનો પાયો માનસ અને ભાવનાના પરિશીલન ઉપર રચાયો છે. ગર્ભવાસી બાળક જેમ માતાના ભૌતિક ખોરાકમાંથી શકિત મેળવી પોતાનું ભૌતિક શરીર બનાવે છે તેમ પોતાની આધ્યાત્મિક શક્તિઓ પણ માતા, પિતા અને આસપાસના વાતાવરણમાંથી જ મેળવે છે. મહર્ષિ યાસ્કાચાર્ય ઋક્શ્લોકનું ઉદાહરણ આપી બાળકને માટે લખે છે કે—

**अङ्गादङ्गात् संभवसि हृदयादधि जायसे।**
**आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम् ॥**

હે બાળક તું માતાપિતાના દરેકે દરેક અંગમાંથી ઉત્પન્ન થાય છે અને તારામાં જ્ઞાન વગેરે આધ્યાત્મિક વૃત્તિઓ પણ એમના હૃદય અર્થાત્ આધ્યાત્મિક વૃત્તિઓમાંથી ઉતરે છે. માટે તું માતા પિતાનું સ્વરૂપ છે, તું સો શરદ્ઋતુઓ સુધી જીવ. આથી સૂચિત થાય છે કે બાળકને જેવું બનાવવું હોય તેવું માબાપ બનાવી શકે છે; પણ માબાપમાં યોગ્યતાનાં તત્વો ન હોય તો બાળક ખરેખર દયાપાત્ર બની જાય છે.

મહર્ષિ મનુ લખે છે કે:

**वैदेकैः कर्मभिः पुण्यै निषेकादिर्द्विजन्मनाम् ।**
**कार्यः शरीरसंस्कारः पावनः प्रेत्य चेह च ॥**

વેદના વિધાન પ્રમાણે ગર્ભાધાનાદિ સંસ્કારો દ્વિજાતિઓએ કરવા કારણકે તે આ જન્મમાં અને પરજન્મમાં પણ હિતકારી છે.

સંસ્કારો એ ગૃહ્ય કર્મો છે. ગૃહ્ય એટલે ઘેર કરવામાં આવતાં શરીર અને આત્માને સુધારવાનાં અથવા તેમાં વિશિષ્ટતા ઉત્પન્ન કરવાનાં કર્મો, જે બાળકને ઘરમાંથી એટલે માતા, પિતા અને નિત્ય સહવાસી પાસેથી સારા સંસ્કારો મળ્યા છે તે બાળક સ્કુલોમાંથી, હાઈસ્કુલોમાંથી અને કોલેજોમાંથી પણ સાર ભાગ જ ગ્રહણ કરશે અને તેમાંથી પોતાની દિવ્ય શકિતનો ખોરાક મેળવશે. પણ જે બાળકને ગૃહ્ય સારા સંસ્કારો નથી મળ્યા તે બહારની સંસ્કૃતિમાં રંગાશે અને તેને પોતાની સંસ્કૃતિમાં કશું સારૂં દેખાશે નહિ. સંસ્કારોને અભાવે ઘણી જાતિઓ શૂદ્ર બની ગઈ છે એમ મનુસ્મૃતિમાં લખવામાં આવ્યું છે.

**शनकैस्तु क्रियालोपादिमाः क्षत्रियजातयः**
**वृषलत्वं गता लोके ब्राह्मणादर्शनेन च ॥** १०–४३
**पौण्ड्रका श्चौड्द्रिवडाः काम्बोजा यवनाः शकाः**
**पारदाः पह्लवाश्चीनाः किराता दरदाः खशाः** १०–४४

પૌંડ્રક, ચૌડ, દ્રવિડ, કામ્બોજ, યવન, શક, પારદ, પહ્લવ, ચીન, કિરાત, દરદ અને ખશ આ બધી ક્ષત્રિય જાતિઓએ સંસ્કારોને વિસારે મૂકયા અને એઓને સાચો વૈદિક ધર્મ બતાવી શકે એવા પવિત્ર અને વિદ્વાન્ બ્રાહ્મણો મળી શકયા નહિ તેથી વૈદિક માર્ગને ભૂલી જઈ શૂદ્રત્વને પામ્યા. બાહ્ય જ્ઞાન અને કર્મ મેળવ્યા છતાં ગૃહ્ય સંસ્કારોના અભાવે એ લોકો પોતાની ક્ષત્રિયતા સાચવી શકયા નહિ.

સંસ્કારોનો સીધો સંબંધ આત્મા અને મનની સાથે છે. મનુષ્ય જેવી પ્રબળ ભાવના સેવે છે, તેવો તે થાય છે અને

તેથી જ **संकल्पमयोऽयं पुरुषः** આ આત્મા સંકલ્પમય છે. વૈદિક મંત્રોમાં જે ભાવના ભરી છે, તે જો સંસ્ક્રિયમાણ બાળકમાં ઉતરે તોજ સંસ્કાર થયો ગણાય અને એ ભાવના ઉતારવા માટે પવિત્ર, જ્ઞાની અને આત્મિક બળથી ભરપૂર આચાર્ય, માતા અને પિતા જોઇએ.

હિંદુઓમાં સંસ્કારો કરાવવાનું કામ અવિદ્વાન્ બ્રાહ્મણોના હાથમાં આવ્યું, માબાપો સ્વયં અનભિજ્ઞ, મર્મને નહિ સમજનારા અને પ્રાકૃતિક સુખોમાં ફસાયલા થયા, તેથી સંસ્કારોનું મહત્વ ઉડી ગયું અને તેને પરિણામે તેજોવિહીન વર્ણાશ્રમ ધર્મ થયો. મહર્ષિ સ્વામી દયાનંદજીએ આ દશા જોઇ આર્યોને સાચા સંસ્કારોનું ભાન કરાવ્યું, પણ પરિણામ શું આવે છે '**नायमात्मा बल हीनेन लभ्यः**' આત્માનું ભાન બલહીન માણસને થતું નથી, અર્થાત્ આર્યોને પણ સંસ્કારમાં શ્રદ્ધા સ્થિર થતી નથી અને ઉપેક્ષા વધતી જાય છે એ દુઃખનો વિષય છે અથવા ભારતીય સંસ્કૃતિનો હૃદયરોગ હજી વધારે ગંભીર સ્વરૂપ પકડતો જાય છે. સ્વામીશ્રી દયાનંદજીએ અનેક શાખાના ગૃહ્ય સૂત્રોનો અભ્યાસ કર્યો અને તે બધાની એકવાક્યતા ઉત્પન્ન કરવા સર્વમાંથી સારભાગ લઇ આ સંસ્કારવિધિ બનાવી છે અને તેમાં વેદ, મનુસ્મૃતિ તથા બ્રાહ્મણગ્રન્થોનાં પ્રમાણો આપી સાર્વજનિકતા ઉત્પન્ન કરી છે.

જે દર્પણ સંસારની પીઠ ઉપર આવ્યું છે તે પ્રતિબિંબો ઝીલ્યા વગર કેમ રહી શકે? અતઃ તેમાં સુંદર પ્રતિબિંબો પાડવા માટે તેને સારા બિંબો પાસે મૂકવું જોઇએ, તેમ જે બાળકને સારા બિંબોનો સંપર્ક નહીં થાય તે નઠારાં પ્રતિબિંબો ઝીલવામાં જરાપણ પાછળ નહીં પડે.

ઘણા લોકોને હોમ કરવામાં મૂર્તિ-પૂજાની ગંધ આવે છે, તેથી સંસ્કારોના ક્રમને ત્યાગ કરવા ઇચ્છે છે. એવા લોકોની વિચારશક્તિ ઉપર અમને તો ખરેખર દયા આવે છે. ઓ ભારતીય સંસ્કૃતિની વિભૂતિ સાવચેત થા. જડ અને ચેતન જેવા ગંગા યમુનાના પ્રવાહના અંતરને અને ઉપયોગિતાને સમજી આત્મજ્યોતિને ઝીલવા તૈયાર થા. કર્મ કરનાર માણસને જ જીવવાની ઇચ્છા કરવાનો હક છે. સંસારનો સ્વામી કોઇપણ માણસ કદિપણ થયો નથી અને થશે પણ નહીં. જગત્ ઇશ્વરનું જ છે અને તેનું રહેશે માટે **"त्यक्तेन भुञ्जीथाः"** આસક્તિનો ત્યાગ કરી, ઇશ્વરનું જ્ઞાન મેળવી, પવિત્ર વૈદિક કર્મ કરો. **काम्यो हि वेदाधिगमः** કારણ કે તેની પાછળ રાગદ્વેષ ન હોવાથી તે જગત્‌નાં સાચા સુખનું કારણ બની પરમ પુરૂષાર્થને માટે માર્ગ સરળ કરી આપે છે.

સંસ્કારવિધિનું ગુજરાતી ભાષામાં ભાષાન્તર થવાથી સંસ્કારોનું રહસ્ય સમજવાને ઘણી અનુકૂળતા થઇ પડી છે. મું. પ્ર. આર્ય પ્રતિનિધિ સભાએ આની પાંચમી આવૃત્તિ બહાર પાડી છે. એ જોતાં એનો પ્રચાર ઠીક છે એમ કહેવાય, પણ જ્યાં સુધી સંસ્કારોનું પરિવર્તન આર્ય ભાઇઓના હૃદયમાં અને ચારિત્ર્યમાં ન થાય ત્યાં સુધી સંસ્કારોનું ખરૂં બળ સમજી શકાય નહિ. પ્રભુ આર્ય પ્રજાને પોતાની વિસ્મૃત સંસ્કૃતિને સમજવાનું અને ઝીલવાનું બળ આપે એજ હાર્દિક શુભેચ્છા !

મુંબઇ પ્રદેશ ગુરુકુળ
મહાવિદ્યાલય, **આણંદ**

**પંડિત મયાશંકર શર્મા**
આચાર્ય

# પાંચમી આવૃત્તિની પ્રસ્તાવના

આ પુસ્તકની ચોથી આવૃત્તિની ૧૦૦૦ પ્રત સને ૧૯૩૬માં સ્વ. શ્રી. નથુભાઈ નેણુસીએ સ્થાપેલ વેદ વિદ્યોત્તેજક ફંડમાંથી છપાવી હતી. પુસ્તકની બધી નકલો ઘણા સમયથી ખપી ગઇ હતી, પરંતુ પ્રીન્ટીંગના કાગળો આદિ સામાનની અતિશય મોંઘવારીના કારણે આ પુસ્તકને પુનઃ મુદ્રણ કરવાનું સભાએ હાથમાં લીધું નહોતું. પરંતુ ચિખોદરા આર્યસમાજના મંત્રી **શ્રી. અંબાલાલ મુળજીભાઇની** ઉદાર સખાવતથી આ ઉપયોગી પુસ્તકને પુનઃ પ્રસિદ્ધ કરવાનું પૂણ્ય તેમણે લીધું છે. ભાઇશ્રી અંબાલાલના પિતા શ્રી. મુળજીભાઇ મથુરભાઈનો તમાકુનો ધંધો ઘણા સમયથી ચાલે છે; તે દ્વારા જેવા તેમણે સારા પૈસા પ્રાપ્ત કરી જાણ્યા છે, તેવાજ તેમણે ઉદાર સખાવતો દ્વારા ખર્ચી પણ જાણ્યા છે. આ પેઢી મુળજીભાઈ મથુરભાઈ એન્ડ સન્સના નામથી ચાલે છે. તેમની કલકત્તામાં મોટી દુકાન છે તેમજ સી. પી.ના ભંડારા ગામે મોટું બીડીનું કારખાનું ચાલે છે. શ્રી મુળજીભાઇના ત્રણે પુત્રો આ કામમાં જ લાગેલા હતા. તે પૈકી મોટા પુત્ર **શ્રી. જશભાઇનું** હૃદય બંધ થવાથી અકસ્માત મૃત્યુ થયું તેના સ્મારક નિમિત્તે આ પુસ્તક છપાવવા માટે માગણી કરતાં તેમણે તે સહર્ષ સ્વીકારી અને છપાવવાનું જે ખર્ચ થાય તે સર્વ આપવાની તૈયારી બતાવી, જેથી આવા મોટા દળદાર પુસ્તકનું આવા મોંઘવારીના સમયમાં પ્રસિદ્ધ કરવાનું

શકય બન્યું છે. જે માટે આ પેઢીના સંચાલકો **શ્રી. મુળજીભાઇ અને તેમના બીજા બે પુત્રો શ્રી. ભાઇ અંબાલાલ તથા રાવજીભાઇને** આ સભા ધન્યવાદ આપે છે.

આ પેઢી તરફથી ચિખોદરા ગામની અંગ્રેજી સ્કૂલને વાર્ષિક રૂા. ૨૦૦૦) તેમજ દવાખાનાને વાર્ષિક રૂા. ૨૦૦૦)ની મદદ મળે છે. પરમાત્માએ તેમને આપેલા ધનનો આ રીતે સદ્દુપયોગ થઈ રહ્યો છે, એ જાણી હર્ષ થાય છે. મરનાર ભાઈ જશભાઈની પાછળ તેમનાં વિધવા પત્ની સિવાય તેમના બે પુત્રો છે. મોટો પુત્ર કોમર્સ કોલેજમાં અને નાનો મેટ્રીકમાં ભણે છે. પરમાત્મા આ કુટુંબની સર્વ રીતે ઉન્નતિ કરે એવું ઇચ્છી વિરમીએ છીએ.

**કાર્યાલય:**–આર્યસમાજ મંદિર<br>કાકડવાડી, મુંબઇ–૪.<br>તા. ૧૦–૫–૪૪

**બાપુભાઇ કુબેરદાસ પટેલ.**<br>**સ્ના. સત્યવ્રત બી. કામદાર.**<br>સં. મંત્રીઓ, મું. પ્ર. આ પ્ર સભા.

॥ ओ३म् ॥

नमो नमः सर्वविधात्रे जगदीश्वराय ॥

# अथ संस्कारविधिं वक्ष्यामः ॥

ॐ सहनाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु । मा विद्विषावहै । ओं शान्तिः शान्तिः शान्तिः ॥ तैत्तिरीय आरण्यके । अष्टमप्रपाठके । प्रथमानुवाके ॥

અર્થઃ— (सह नौ अवतु) હે સર્વ શક્તિમાન્ ઈશ્વર આપની કૃપા, રક્ષા તથા સહાયતા વડે અમે પરસ્પર એક બીજાની રક્ષા કરીએ. (सह नौ भुनक्तु) અમે સર્વે પરસ્પર પ્રીતિથી મળીને સર્વોત્તમ ઐશ્વર્ય અથાત્ ચક્રવર્તિ રાજ્યાદિ સામગ્રીના આનંદને આપના અનુગ્રહથી ભોગવીએ. (सह

**वीर्यम् करवावहै)** હે કૃપાનિધે! આપની સહાયતાથી અમે એકબીજાના સામર્થ્યને પુરુષાર્થ વડે સદા વધારીએ; **(तेजस्वि नौ अधीतम् अस्तु)** હે પ્રકાશમય! સર્વ વિદ્યાના દાતા પરમાત્મન્! આપના સામર્થ્ય વડે અમારૂં પઠનપાઠન સંસારમાં પ્રકાશિત થાઓ અને અમારી વિદ્યા સદા વધતી રહો. **(मा विद्विषावहै)** હે પ્રીતિના ઉત્પાદક પ્રભો! આપ એવી કૃપા કરો કે જેથી અમે પરસ્પર વિરોધ ન કરતાં એકબીજાની સાથે મિત્રભાવથી રહીએ અને આપની કરુણાથી આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક ત્રિવિધ તાપોના ક્લેશથી રહિત થઇએ.

**सर्वात्मा सच्चिदानन्दो विश्वादिर्विश्वकृद्विभुः ।**
**भूयात्तमां सहायो नस्सर्वेशो न्यायकृच्छुचिः ॥१॥**

અર્થ:—જેની સર્વત્ર ગતિ છે તેવા સચ્ચિદાનંદ, વિશ્વ-કર્ત્તા, વિષ્ણુ, સર્વનો માલિક, ન્યાયકારી, શુદ્ધ પરમાત્મા અમને અત્યંત સહાય થાઓ. ૧.

**गर्भाद्या मृत्युपर्यन्ताः संस्काराः षोडशैव हि ।**
**वक्ष्यन्ते तं नमस्कृत्यानन्तविद्यं परेश्वरम् ॥२॥**

અર્થ:—અનંત જ્ઞાનવાન્ પરમાત્માને પ્રણમીને ગર્ભથી મૃત્યુ પર્યંત સોળ સંસ્કાર (આ પુસ્તકમાં) હું કહીશ-લખીશ. ૨.

**वेदादिशास्त्रसिद्धान्तमाध्याय परमादरात् ।**
**आर्यैतिह्यं पुरस्कृत्य शरीरात्मविशुद्धये ॥३॥**

અર્થ:—વેદાદિ શાસ્ત્રના સિદ્ધાન્તનો પરમ આદર સહિત અભ્યાસ કરીને, તથા પ્રાચીન આર્યોના પરંપરાગત વિષયને આગળ કરી (એમના મન્તવ્ય પ્રમાણે) શરીર અને આત્માની શુદ્ધિ અર્થે આ પુસ્તક હું રચું છું. ૩.

કારણ કે:—**संस्कारैस्संस्कृतं यद्यन्मेध्यमत्र तदुच्यते ।**
**असंस्कृतं तु यल्लोके तदमेध्यं प्रकीर्त्यते ॥४॥**

અર્થ:—સંસારમાં જે વસ્તુ સંસ્કારથી હીન છે તે અમેધ્ય અર્થાત્ અપવિત્ર-અસ્વચ્છ કહેવાય છે; અને જે સંસ્કારોથી ભૂષિત છે તે પવિત્ર કહેવાય છે. ૪.

**अतः संस्कारकरणे क्रियतामुद्यमो बुधैः ।**
**शिक्षयौषधिभिर्नित्यं सर्वथा सुखवर्धनः ॥५॥**

અર્થ:—માટે સત્પુરુષોએ શિક્ષણ અને ઓષધિના પ્રયોગો વડે સંસ્કાર કરવામાં, દરેક રીતે સુખવર્દ્ધન ઉદ્યમ નિત્ય કરવો જોઈએ. ૫.

**कृतानीह विधानानि ग्रन्थग्रन्थनतत्परैः ।**
**वेदविज्ञानविरहैः स्वार्थिभिः परिमोहितैः ॥६॥**

**प्रमाणैस्तान्यनादृत्य क्रियते वेदमानतः ।**
**जनानां सुखबोधाय संस्कारविधिरुत्तमः ॥७॥**

અર્થ:—વેદવિજ્ઞાનહીન, ગ્રંથગ્રંથન કરી કેવળ કીર્તિ અને ધન મેળવવામાં આસક્ત થયેલા અને અત્યંત મુગ્ધ સ્વાર્થી મનુષ્યોએ આ વિષયના જે ગ્રંથો રચેલા છે તેમનો વેદાદિ સત્યશાસ્ત્રોનાં પ્રમાણો દ્વારા અનાદર કરીને મનુષ્યોના સુખને માટે આ ઉત્તમ સંસ્કારવિધિ ગ્રંથ હું રચું છું. ૬–૭.

बहुभिः सज्जनैस्सम्यङ् मानवप्रियकारकैः ।
प्रवृत्तो ग्रन्थकरणे क्रमशोऽहं नियोजितः ॥८॥

અર્થ:—જનહિત ચાહનારા ઘણા સત્પુરુષોના કહેવાથી ક્રમપૂર્વક આ ગ્રંથ રચવામાં હું પ્રવૃત્ત થયો છું. ૮.

दयाया आनन्दो विलसति परो ब्रह्मविदितः ।
सरस्वत्यस्याग्रे निवसति मुदा सत्यनिलया ॥
इयं ख्यातिर्यस्य प्रततसुगुणा हीशशरणाऽ-
स्त्यनेनायं ग्रन्थो रचित इति बोद्धव्यमनघाः ॥९॥

અર્થ:—બ્રહ્મનું જ્ઞાન થવાથી પ્રાપ્ત થયેલો આનંદ, દયા શબ્દની પછી (दयानन्द) શોભી રહ્યો છે અને તે સત્યરૂપ ઘરમાં રહેનારા આનંદ યુક્ત થઇને (દયાનંદ શબ્દની પછી) સરસ્વતી શબ્દ સ્થિત છે તથા અનેક

ગુણો જેનામાં વિસ્તૃત થયા છે તથા પરમેશ્વર એ જ જેની ગતિ છે, એવું જેનું નામ છે તેણે (દયાનંદ સરસ્વતીએ) હે સભ્ય મનુષ્યો! આ ગ્રંથ રચ્યો છે, તે જાણો. ૯.

चक्षूरामाङ्कचन्द्रेऽब्दे कार्तिकस्यासिते दले ।
अमायां शनिवारेऽयं ग्रन्थारंभः कृतो मया ॥१०॥

અર્થઃ—સંવત્ ૧૯૩૨ના કાર્તિક વદ અમાસને શનિવારે આ ગ્રંથનો પ્રારંભ કર્યો છે. ૧૦.

बिन्दुवेदाङ्कचन्द्रेऽब्दे शुचौ मासेऽसिते दले ।
त्रयोदश्यां रवौ वारे पुनः संस्करणं कृतम् ॥११॥

અર્થઃ—સંવત્ ૧૯૪૦ના અષાડ વદ તેરશને રવિવારે આ ગ્રંથની દ્વિતીયાવૃત્તિ (સુધારાવધારા સાથે) તૈયાર કરી છે. ૧૧.



# अथेश्वरस्तुतिप्रार्थनोपासनाः ॥

(સર્વ સંસ્કારોના આરંભમાં નીચે લખેલા મંત્રોનો અર્થ સહિત પાઠ કોઈ વિદ્વાન અથવા બુદ્ધિમાન પુરુષ કરે તથા ઈશ્વરની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના સ્થિરચિત્ત બની પરમાત્મામાં ધ્યાન લગાડી કરે અને સર્વ લોક સ્થિર ચિત્તથી સાંભળે અને વિચારે.)

**ओ३म् विश्वानि देव सवितर्दुरितानि परासुव । यद्भद्रन्तन्न आसुव ॥१॥ यजुः० अ० ३० मं० ३.**

અર્થઃ—હે (**सवितः**) સકલ જગતની ઉત્પત્તિકર્તા સમગ્ર ઐશ્વર્યયુક્ત (**देव**) શુદ્ધસ્વરૂપ, સર્વ સુખોના દાતા પરમેશ્વર આપ કૃપા કરીને (**नः**) અમારાં (**विश्वानि**) સંપૂર્ણ (**दुरितानि**) દુર્ગુણ, દુર્વ્યસન તથા દુઃખોને (**परासुव**) દૂર કરો અને (**यत्**) જે (**भद्रम्**) કલ્યાણકારક ગુણ, કર્મ, સ્વભાવ અને પદાર્થો હોય (**तत्**) તે સર્વ અમને (**आसुव**) આપની કૃપાથી પ્રાપ્ત થાઓ.

**हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् । स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥२॥ यजु० अ० १३ मं० ४.**

અર્થ:—જે (हिरण्यगर्भः) સ્વપ્રકાશ સ્વરૂપ છે અને જેણે પ્રકાશક સૂર્યચંદ્રમાદિ પદાર્થો ઉત્પન્ન કરીને ધારણ કર્યા છે, તથા જે (भूतस्य) ઉત્પન્ન થયેલા સંપૂર્ણ જગતનો (जातः) પ્રસિદ્ધ (पतिः) સ્વામી (एकः) એક જ ચેતન સ્વરૂપ (आसीत्) છે તથા જે (अग्रे) સર્વ જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે (समवर्त्तत) વર્તમાન હતો (सः) તે (इमाम्) આ (पृथिवीम्) ભૂમિ (उत) તથા (द्याम्) સૂર્યાદિને (दाधार) ધારણ કરી રહ્યો છે. અમે તે (कस्मै) સુખસ્વરૂપ (देवाय) શુદ્ધ પરમાત્માની (हविषा) ગ્રહણ કરવા યોગ્ય યોગાભ્યાસ અને અતિ પ્રેમથી (विधेम) વિશેષ ભક્તિ કર્યા કરીએ.

**य आत्मदा बलदा यस्य विश्वउपासते प्रशिषं यस्य देवाः। यस्यच्छायाऽमृतं यस्य मृत्युः कस्मै देवाय हविषा विधेम ॥३॥ यजु० अ० २५ मं० १३.**

અર્થ:—(यः) જે (आत्मदाः) આત્મજ્ઞાનનો દાતા (बलदाः) શરીર, આત્મા અને સમાજના બલનો દાતા, (यस्य) કે જેની (विश्वे) સર્વ (देवाः) વિદ્વાન્ લોકો (उपासते) ઉપાસના કરે છે; અને (यस्य) જેના (प्रशिषम्) પ્રત્યક્ષ સત્યસ્વરૂપ શાસન અને ન્યાય અર્થાત્ શિક્ષાને માને છે તથા (यस्य) જેની (छाया) છાયા અર્થાત્ આશ્રય જ (अमृतम्) મોક્ષસુખદાતા છે અને (यस्य) જેનું ન માનવું અર્થાત્ ભક્તિ ન કરવી તે જ (मृत्युः) મૃત્યુ આદિ દુઃખનો હેતુ છે. અમે તે (कस्मै) સુખસ્વરૂપ (देवाय) સકલ જ્ઞાનના દાતા

પરમાત્માની પ્રાપ્તિને માટે (हविषा) આત્મા અને અંતઃકરણથી (विधेम) ભક્તિ અર્થાત્ તેની જ આજ્ઞાના પાલનમાં તત્પર રહિયે.

**यः प्राणतो निमिषतो महित्वैक इद्राजा जगतो बभूव । य ईशे ऽअस्य द्विपदश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥४॥ यजुः० अ० २३ मं० ३.**

અર્થ:—(यः) જે (प्राणतः) પ્રાણવાળા અને (निमिषतः) અપ્રાણિરૂપ (जगतः) જગત્નો (महित्वा) પોતાના અનંત મહિમાને લીધે (एकः इत्) એક જ (राजा) વિરાજમાન રાજા (बभूव) છે, (यः) જે (अस्य) આ (द्विपदः) મનુષ્યાદિ તથા (चतुष्पदः) ગૌ આદિ પ્રાણિયોના શરીરની (ईशे) રચના કરે છે તે (कस्मै) સુખસ્વરૂપ (देवाय) સકલૈશ્વર્યના દાતા પરમાત્માની (हविषा) અમારી સર્વોત્તમ સામગ્રીથી (विधेम) અમે વિશેષ ભક્તિ કરીએ.

**येन द्यौरुग्रा पृथिवी च दृढा येन स्वः स्तभितं येन नाकः । यो अन्तरिक्षे रजसो विमानः कस्मै देवाय हविषा विधेम ॥५॥ यजुः० अ० ३२ मं. ६.**

અર્થ:—(येन) જે પરમાત્માએ (उग्र) તીક્ષ્ણ સ્વભાવ વાળા (द्यौः) સૂર્ય આદિને (च) તથા (पृथिवी) ભૂમિને (दृढा) ધારણ કર્યાં છે (येन) જેણે (स्वः) સુખને (स्तभितम्) ધારણ કર્યું છે, અને (येन) જે જગદીશ્વરે (नाकः)

દુઃખ રહિત મોક્ષને ધારણ કર્યો છે. વળી (यः) જે(अन्तरिक्षे) આકાશમાં (रजसः) સર્વ લોકલોકાન્તરોને (विमानः) વિશેષ માનયુકત અર્થાત્ જેમ આકાશમાં પક્ષી ઉડે છે તેમ સર્વ લોકોને નિર્માણ અને ભ્રમણ કરાવે છે, તે (कस्मै) સુખસ્વરૂપ (देवाय) કામના કરવા યોગ્ય પરબ્રહ્મની પ્રાપ્તિને માટે (हविषा) સઘળાં સામર્થ્યથી (विधेम) અમે વિશેષ ભકિત કરીએ.

प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परि ता बभूव । यत्कामास्ते जुहुमस्तन्नोअस्तु वयं स्याम पतयो रयीणाम् ॥६॥ ऋ० मं० १० सू० १२१ मं० १०.

અર્થઃ—(प्रजापते) હે સર્વ પ્રજાના સ્વામી પરમાત્મા (त्वत्) આપનાથી (अन्य) ભિન્ન બીજું કોઇ (ता एतानि) આ (विश्वा जातानि) સર્વ ઉત્પન્ન થયેલાં જડચેતનાદિને (न परि बभूव) તિરસ્કાર કરી શકતું નથી અર્થાત્ આપ સિવાય બીજો કોઈ એને બનાવી શકતો નથી. (यत्कामाः) જે જે પદાર્થની કામનાથી અમે (ते) આપનો (जुहुमः) આશ્રય લઇએ અને વાંછા કરીએ (तत्) તે તે કામના (अस्तु) આપની કૃપાથી સિદ્ધ થાઓ કે જેથી (वयम्) અમે (रयीणाम्) ધનૈશ્વર્યના (पतयः) સ્વામી (स्याम) થઇએ.

स नो बन्धुर्जनिता स विधाता धामानि वेद भुवनानि विश्वा । यत्र देवा अमृतमानशानास्तृतीये धामन्नध्यैरयन्त ॥७॥ यजु० अ० ३२ मं० १०.

અર્થઃ— હે મનુષ્યો (सः) તે પરમાત્મા (नः) આપણને (बन्धुः) ભ્રાતા સમાન સુખદાયક, (जनिता) સકલ જગતના ઉત્પાદક, (विधाता) સર્વ કામોને પૂર્ણ કરનાર, (विश्वा સંપૂર્ણ (भुवनानि) લોકમાત્ર અને (धामानि) નામ, સ્થાન તથા જન્મોને (वेद) જાણે છે, અને (यत्र) જે (तृतीये) સાંસારિક સુખદુઃખથી રહિત નિત્યાનંદયુક્ત (धामन्) મોક્ષ સ્વરૂપ પરમાત્મામાં (अमृतम्) મોક્ષને પ્રાપ્ત કરીને (देवाः) વિદ્વાન્ લોકો (अध्यैरयन्त) સ્વેચ્છાપૂર્વક વિચરે છે તે જ પરમાત્મા આપણો ગુરુ, આચાર્ય, રાજા તથા ન્યાયાધીશ છે. આપણે સર્વ મળીને તેની સર્વદા ભક્તિ કર્યા કરીએ.

अग्ने नय सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान् । युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठान्ते नम उक्तिं विधेम ॥८॥ यजु० अ० ४० मं० १६.

અર્થઃ—હે (अग्ने) સ્વપ્રકાશ જ્ઞાનસ્વરૂપ સર્વ જગતના પ્રકાશક (देव) સકલ સુખદાતા પરમેશ્વર આપ (विद्वान्) સંપૂર્ણ વિદ્યાયુક્ત છો. કૃપા કરીને (अस्मान्) અમને (राये) વિજ્ઞાન વા રાજ્યાદિ ઐશ્વર્યની પ્રાપ્તિને માટે (सुपथा) ધર્મયુક્ત આપ્ત લોકોના માર્ગે (विश्वानि) સંપૂર્ણ (वयुनानि) પ્રજ્ઞાન અને ઉત્તમ કર્મ (नय) પ્રાપ્ત કરાવો, અને (अस्मत्) અમારાથી (जुहुराणम्) કુટિલતાયુક્ત

(पनः) પાપરૂપ કર્મને (युयोधि) દૂર કરો એટલા જ માટે અમે (ते) આપની (भूयिष्ठाम्) અનેક પ્રકારે સ્તુતિરૂપ (नम उक्तिम्) નમ્રતાપૂર્વક પ્રશંસા (विधेम) સદા કર્યા કરીએ અને અખંડાનંદમાં રહીએ.

॥ इतीश्वरस्तुतिप्रार्थनाप्रकरणम् ॥



## अथ स्वस्तिवाचनम् ॥

अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् । होतारं रत्नधातमम् ॥१॥

અર્થ:—(**पुरोहितम्**) અનાદિ કાળથી જગતને ધારણ કરવાવાળા (**यज्ञस्य**) હવન, વિદ્યાદિ દાન અને શિલ્પ-ક્રિયાના (**देवम्**) પ્રકાશક (**ऋत्विजम्**) પ્રત્યેક ઋતુમાં પૂજ્ય (**होतारम्**) જગતના સુંદર પદાર્થોના દાતા (**रत्नधातमम्**) રમણીય રત્નાદિના પોષણકર્તા (**अग्निम्**) પ્રકાશ સ્વરૂપ પરમાત્માની (**ईळे**) હું ઉપાસક સ્તુતિ કરૂં છું. (આ મંત્રનો ભૌતિક અગ્નિ પરક અર્થ પણ થાય છે; પરંતુ અત્રે તો આ જ અર્થ ગ્રાહ્ય છે.)

स नः पितेव सूनवेऽग्ने सूपायनो भव । सचस्वा नः स्वस्तये ॥२॥

અર્થ:—(**अग्ने**) હે જ્ઞાન સ્વરૂપ પરમેશ્વર! (**सूनवे, पिता इव**) જેવી રીતે પુત્રને માટે પિતા (સુખકર પદાર્થોની પ્રાપ્તિ કરવાવાળા છે) તેવી રીતે (**सः**) સર્વત્ર પ્રસિદ્ધ આપ (**नः**) હમારે માટે (**सूपायनो भव**) સુખદાયક પદાર્થોની પ્રાપ્તિ કરાવનાર થાઓ. અને (**नः**) હમારો (**स्वस्तये**) કલ્યાણાર્થ (**सचस्व**) મેળ કરાવો.

**स्वस्ति नो मिमीतामश्विना भगः स्वस्ति देव्यदितिरनर्वणः । स्वस्ति पूषा असुरो दधातु नः स्वस्ति द्यावापृथिवी सुचेतुना ॥३॥**

અર્થ:—હે ઇશ્વર! (**अश्विना**) અધ્યાપક અને ઉપદેશક (**नः**) હમારૂં (**स्वस्ति**) કલ્યાણ (**मिमीताम्**) કરે, (**भगः**) ઐશ્વર્યરૂપ આપ, વાયુ (**स्वस्ति**) સુખ સંપાદન કરો, (**अदितिः**) અખંડિત (**देवी**) પ્રકાશવાળી વિદ્યુત વિદ્યા (**अनर्वणः**) ઐશ્વર્યરહિત લોકોને માટે કલ્યાણકર થાઓ (**पूषा**) પુષ્ટિકારક (**असुरः**) પ્રાણદાતા મેઘાદિ (**स्वस्ति**) કલ્યાણકારી (**दधातु**) થાઓ. (**द्यावापृथिवी**) અન્તરિક્ષ અને પૃથ્વી (**सुचेतुना**) સુવિજ્ઞાનયુક્ત થઇને (**नः**) હમારે માટે (**स्वस्ति**) કલ્યાણકારી થાઓ.

**स्वस्तये वायुमुपब्रवामहै सोमं स्वस्ति भुवनस्य यस्पतिः । बृहस्पतिं सर्वगणं स्वस्तये स्वस्तय आदित्यासो भवन्तु नः ॥४॥**

અર્થ:—હે પરમેશ્વર! (**स्वस्तये**) શાન્તિને અર્થે હમે (**वायुम्**) વાયુ વિદ્યાનું (**उप ब्रवामहै**) કથન કરીએ વા તેનો ઉપદેશ કરીએ અને (**सोमम्**) શાન્ત્યાદિ ઐશ્વર્ય આપવાવાળા ચંદ્રમા કે (**यः**) જે ઔષધ્યાદિ રસના ઉત્પાદક હોવાથી (**भुवनस्य**) સંસારની (**पतिः**) રક્ષા કરવાવાળા છે

તેના પણ અમે સ્તુતિ કરીએ છીએ. (बृहस्पतिम्) મહત્ કાર્યોના રક્ષક (सर्वगणम्) સર્વ સમૂહના અધિપતિ (स्वस्तये) હમારા કલ્યાણાર્થે આપનું આશ્રયણ કરીએ છીએ. (आदित्यासः) ઉડતાળીશ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય ધારણ કરવાવાળા બ્રહ્મચારીઓ, આપની કૃપાથી (नः) હમારામાં (भवन्तु) ઉત્પન્ન થાઓ.

**विश्वेदेवा नो अद्या स्वस्तये वैश्वानरो वसुरग्निः स्वस्तये । देवा अवन्त्वृभवः स्वस्तये स्वस्ति नो रुद्रः पात्वंहसः ॥५॥**

અર્થ:—હે પરમાત્મન્! (अद्य) આજ યજ્ઞના દિવસે (नः) હમારા (स्वस्तये) આનંદને માટે (विश्वेदेवाः) સર્વ વિદ્વાનો હમને પ્રાપ્ત થાઓ, અને (वैश्वानरः) સર્વ મનુષ્યોને ઉપયોગી અને સર્વત્ર વાસ કરનાર (अग्निः) અગ્નિ (स्वस्तये) મંગળકારી થાઓ, (ऋभवः) વિશિષ્ટ મેધાવી (બુદ્ધિશાળી) (देवाः) વિદ્વાન્ લોકો (अवन्तु) હમારી રક્ષા કરો અને (नः) હમારાં (स्वस्तये) કલ્યાણને માટે (रुद्रः) દુષ્ટોને રડાવનાર આપ (अंहसः) પાપરૂપ અપરાધોથી શાન્તિપૂર્વક હમારી રક્ષા કરો.

**स्वस्ति मित्रावरुणा स्वस्ति पथ्ये रेवति । स्वस्ति न इन्द्रश्चाग्निश्च स्वस्ति नो अदिते कृधि ॥६॥**

અર્થ:—હે (अदिते) અખંડિતવિદ્ય! પરમેશ્વર! (नः) હમારૂં (स्वस्ति) કલ્યાણ (कृधि) કરો. (च) અને (इन्द्रः) વાયુ (च) અને (अग्निः) વિદ્યુત (नः) હમારે માટે (स्वस्ति) કલ્યાણકારી થાઓ (पथ्ये-रेवति) ધનાદિ સંપન્ન કરવાના શુભ માર્ગોમાં આપ હમારૂં (स्वस्ति) કલ્યાણ કરો, અને (मित्रावरुणा) પ્રાણ અને ઉદાન વાયુ (नः) હમારે માટે (स्वस्ति) કલ્યાણકારી થાઓ.

**स्वस्ति पन्थामनुचरेम सूर्याचन्द्रमसाविव । पुनर्ददताघ्नता जानता सङ्गमेमहि ॥७॥**

અર્થ:—હે ઇશ્વર! (सूर्याचन्द्रमसाविव) જેવી રીતે સૂર્ય અને ચંદ્ર, કોઈ પણ ઉપદ્રવ સિવાય સંસારમાં વિચરણ કરે છે તેવી રીતે હમે, (पन्थाम्) સંસારમાર્ગમાં (स्वस्ति) આનંદથી (अनुचरेम) વિચરીએ. (पुनः) વળી (ददता) સહાયતા આપવાવાળા, (अघ्नता) કોઈને પણ દુ:ખ નહિ દેવાવાળા (जानता) જ્ઞાનસંપન્ન બુદ્ધિશાળી બંધુઓ વગેરે સાથે (संगमेमहि) હમારો મેળ થાઓ.

**ये देवानां यज्ञिया यज्ञियानां मनोर्यजत्रा अमृता ऋतज्ञाः । ते नो रासन्तामुरुगायमद्य यूयं पात स्वस्तिभिः सदा नः ॥८॥**

અર્થ:—(ये) જે (यज्ञियानां, देवानाम्) યજ્ઞને યોગ્ય વિદ્વાનોમાં (यज्ञियाः) યજ્ઞોપયોગી છે એવા યાજ્ઞિકો, અને

(मनोर्यजत्राः) મનનશીલ પુરુષોની સાથે સંગતિ કરવાવાળા (अमृताः) જીવનમુક્ત જેવા (ऋतज्ञाः) સત્ય જ્ઞાની છે તેના આપ સત્પુરુષો, (अद्य) આજ આ યજ્ઞને દિવસે (उरुगायम्) સત્કીર્તિ પ્રાપ્ત કરવાવાળા વિદ્યાબોધ (नः) હમને (रासन्ताम्) આપો, અને (यूयम्) તમે સર્વ (स्वस्तिभिः) કલ્યાણકારી પદાર્થોથી (सदा) સર્વદા (नः) હમારી (पात) રક્ષા કર્યા કરો.

येभ्यो॑ मा॒ता मधु॑मत्पिन्व॑ते पय॑ः पी॒यूषं॒ द्यौरदि॑ति॒-र॒द्रिब॑र्हाः । उ॒क्थशु॑ष्मान् वृष॒भ॒रान् स्वप्न॑स॒स्ताँ आ॑दि॒त्याँ अनु॑ मदा स्व॒स्तये॑ ॥९॥

અર્થઃ—(येभ्यः) જે આદિત્ય બ્રહ્મચારીઓને માટે (माता) સર્વને નિર્માણ કરવાવાળી પૃથિવી (मधुमत् पयः) માધુર્યયુક્ત દુગ્ધાદિ પદાર્થો (पिन्वते) આપે છે અને (अदितिः) અખંડનીય (अद्रिबर्हाः) મેઘોથી વૃદ્ધિ પામેલા (द्यौः) અન્તરિક્ષ લોક (पीयूषम्) સુંદર જલાદિક આપે છે. (तान्) તે (उक्थशुष्मान्) અત્યન્ત બલવાળા, (वृष-भरान्) યજ્ઞ દ્વારા વૃષ્ટિનું આહરણ કરવાવાળા (स्वप्नसः) શુભ કર્મયુક્ત (आदित्यान्) આદિત્ય બ્રહ્મચારીઓને (स्वस्तये) હમારા તરફથી કાંઇ પણ ઉપદ્રવ ન થાય તેવા (अनुमदा) યોગ્ય બનાવો.

नृ॒चक्ष॑सो॒ अनि॑मिषन्तो अ॒र्हणा॑ बृ॒हद्दे॒वासो॑ अमृत॒त्व-

मानशुः । ज्योतीरथा अहिमाया अनागसो दिवो वर्ष्माणं वसते स्वस्तये ॥ १० ॥

(नृचक्षसः) કર્તવ્ય પરાયણ મનુષ્યોના દ્રષ્ટા (अनिमिषन्तः) આળસ રહિત (अर्हणा) સર્વના પૂજનીય (देवासः) વિદ્વાન્ લોકો છે જે (बृहत्) મહાન્ (अमृतत्वम्) મુક્તિને (आनशुः) પ્રાપ્ત થઇ ચુકયા છે; અર્થાત્ જીવન્મુક્ત છે. અને (ज्योतीरथाः) જેઓ સુંદર પ્રકાશમય જ્યોતિયુક્ત છે, (अहिमायाः) જેમની બુદ્ધિને કોઇ દબાવી શકતા નથી એવા (अनागसः) પાપરહિત આદિત્ય બ્રહ્મચારી જે (दिवः) અન્તરિક્ષ લોકના (वर्ष्माणम्) ઉચ્ચદેશને (वसते) જ્ઞાનાદિદ્વારા વ્યાપ્ત કરે છે (स्वस्तये) હમારા કલ્યાણકારી થાઓ. ॥ १० ॥

सम्राजो ये सुवृधो यज्ञमाययुरपरिह्वृता दधिरे दिवि क्षयम् । ताँ आ विवास नमसा सुवृक्तिभिर्महो आदित्याँ अदितिं स्वस्तये ॥ ११ ॥

(सम्राजः) સ્વતેજથી વિરાજમાન (सुवृधः) જ્ઞાનાદિથી વૃદ્ધ (येदेवाः) વિદ્વાનો જેઓ (यज्ञम्) યજ્ઞને (आययुः) પ્રાપ્ત થયા છે, (અર્થાત્ યજ્ઞમાં પધાર્યા છે) અને સર્વથી અપીડિત દેવતાઓ જેઓ (दिवि) દ્યુલોકવર્તી મોટા મોટા સ્થાનોમાં (क्षयम्) નિવાસ (दधिरे) કરે છે (तान्) તેવા (महो) (आदित्यान्) ગુણોથી અધિક આદિત્ય બ્રહ્મચારીઓને અને તેમની (अदितिम्) અખંડનીય આત્મવિદ્યાને (नमसा)

હવ્યાન્ન સહ અને (सुवृक्तिभिः) અને ઉચિત સ્તુતિઓથી (स्वस्तये) હમારા કલ્યાણુને માટે (आविवास) તેમની સેવા કરીએ. ॥ ૧૧ ॥

**को वः स्तोमं राधति यं जुजोषथ विश्वे देवासो मनुषो यतिष्ठन । को वोऽध्वरं तुविजाता अरं करद्यो नः पर्षदत्यंहः स्वस्तये ॥ १२ ॥**

હે (विश्वेदेवासः) વિશ્વના વિદ્વાનો! (यम् जुजोषथ) જે સ્તુતિ સમૂહનું તમે સેવન કરો છો તે (स्तोमम्) સામવેદોક્ત સ્તુતિ સમૂહને (वः) તમારામાંથી (कः) કોણુ (राधति) બનાવે છે? અને હે (तुविजाताः) અનેક પ્રકારના જન્મવાળા (मनुषः) મનનશીલ વિદ્વાનો (यतिष्ठिन) જેટલા તમે છો તે (वः) તમારા સર્વમાંથી (अध्वरम्) યજ્ઞ કે (यः) જે (नः) હમારા (अंहः) પાપને (अति) દૂર કરી (स्वस्तये) હમારા કલ્યાણુને અર્થે (पर्षत्) હમારૂં પાલન કરે છે, તે યજ્ઞને (कः) કોણુ (अरम् करत्) અલંકૃત કરે છે? (તેનો વિચાર કરો) ॥ ૧૨ ॥

**येभ्यो होत्रां प्रथमामायेजे मनुः समिद्धाग्निर्मनसा सप्तहोतृभिः । त आदित्या अभयं शर्म यच्छत सुगा नः कर्त सुपथा स्वस्तये ॥ १३ ॥**

(येभ्यः) જે આદિત્ય બ્રહ્મચારીઓને માટે (समिद्धाग्निः) અગ્નિહોત્રી (मनुः) મનનશીલ વિદ્વાન્ (मनसा) મનથી

(सप्तहोतृभिः) સાત હોતાઓસહ (प्रथमाम्) મુખ્ય (होत्राम्) યજ્ઞ (आयेजे) કરે છે; અર્થાત્ જેમનું વિદ્વાનો મોટા મોટા યજ્ઞોદ્વારા સન્માન કરે છે (ते आदित्या) તે આદિત્ય બ્રહ્મચારીઓ (अभयंशर्म) ભયરહિત સુખ (यच्छत) હમને આપે અને (नः) હમારા (स्वस्तये) કલ્યાણાર્થ (सुगा) સુગમતાથી પ્રાપ્તવ્ય (सुपथा) શોભન વૈદિક માર્ગો (कर्त) કરે (દર્શાવે). ॥ १३ ॥

य ईशिरे भुवनस्य प्रचेतसो विश्वस्य स्थातुर्जगतश्च मन्तवः । ते नः कृतादकृतादेनसस्पर्य्यद्या देवासः पिपृता स्वस्तये ॥ १४ ॥

(ये देवासः) જે વિદ્વાનો (प्रचेतसः) સત્યજ્ઞાનવાન (मन्तवः) સર્વને જાણવાવાળા (स्थातुः) સ્થાવર (च) અને (जगतः) જંગમ (विश्वस्य) સર્વ (भुवनस्य) લોકના (ईशिरे) સ્વામી બને છે (ते) (अद्य) આજ (स्वस्तये) હમારા કલ્યાણને માટે (कृतात्) કરેલાં અને (अकृतात्) નહિ કરેલાં (હમારી જાણથી બહાર) (एनसः) પાપોથી (परि, पिपृत) (હમને) પાર ઉતારે. ॥ १४ ॥

भरेष्विन्द्रं सुहवं हवामहेऽहोमुचं सुकृतं दैव्यं जनम् अग्निं मित्रं वरुणं सातये भगं द्यावापृथिवी मरुतः स्वस्तये ॥ १५ ॥

હે ઇશ્વર! (अंहोमुचम्) પાપ દૂર કરવાવાળા, (सुहवम्) બોલાવવા યોગ્ય (इन्द्रम्) શક્તિમાન વિદ્વાનને (भरेषु)

સંગ્રામોમાં (हवामहे) અમારી રક્ષાને માટે અમે બોલાવીએ અને (सुकृतम्) શ્રેષ્ઠ કર્મવાળા (दैव्यं) આસ્તિક (जनम्) પુરુષને બોલાવીએ તથા (सातये) અન્નાદિલાભાર્થ (स्वस्तये) તથા અમારા કલ્યાણને માટે (अग्निम्) અગ્નિવિદ્યા (मित्रम्) પ્રાણવિદ્યા (भगम् वरुणम्) સેવનીય જલવિદ્યા (द्यावापृथिवी) અન્તરિક્ષ તથા પૃથિવી વિદ્યા અને (मरुतः) વાયુવિદ્યાનું (અમે સેવન કરીએ). ॥ ૧૫ ॥

**सुत्रामाणं पृथिवीं द्यामनेहसं सुशर्माणमदितिं सुप्रणीतिम् । दैवीं नावं स्वरित्रामनागसमस्रवन्तीमा रुहेमा स्वस्तये ॥ १६ ॥**

(सुत्रामाणम्) સારી રીતે રક્ષા કરવાવાળી (पृथिवीम्) લાંબી પહોળી (अनेहसम्) ઉપદ્રવરહિત (सुशर्माणम्) સારી રીતે સુખ આપવાવાળી, (अदितिम्) અખંડનીય (सुप्रणीतिम्) સારી રીતે બનાવેલી (द्याम्) અન્તરીક્ષ-લોકસ્થ (स्वरित्राम्) સુંદર યંત્રોથી યુક્ત (अस्रवन्तीम्) દૃઢ (दैवीम् नावम्) વિદ્યુત સંબંધી નૌકા અર્થાત્ વિમાન-પર અમે લોકો (स्वस्तये) સુખાર્થ (आरुहेम) આરૂઢ થઈએ. ॥ ૧૬ ॥

**विश्वे यजत्रा अधि वोचतोतये त्रायध्वं नो दुरेवाया अभिह्रुतः । सत्यया वो देवहूत्या हुवेम शृण्वतो देवा अवसे स्वस्तये ॥ १७ ॥**

હે (विश्वे, यजत्राः) પૂજનીય વિદ્વાનો! (ऊतये) અમારી રક્ષાર્થ (अधिवोचत) આપ ઉપદેશ કર્યા કરો અને

(अभिन्हुत) દુઃખદાયિની (दुरेवायाः) દુર્ગતિથી (नः) અમારી (त्रायध्वम्) રક્ષા કરો. (शृण्वतः) હે અમારી સ્તુતિ શ્રવણ કરવા યોગ્ય (देवाः) વિદ્વાનો! (सत्यया) સાચી (वः) તમારી (देवहूत्या) દેવતાઓની સ્તુતિયોગ્ય (अवसे) શત્રુઓથી રક્ષા કરવાને માટે અને (स्वस्तये) સુખને માટે (हुवेम्) અમે બોલાવ્યા કરીએ. ॥ १७ ॥

अपामीवामप विश्वामनाहुतिमपारातिं दुर्विदत्रामघायतः। आरे देवा द्वेषो अस्मद्युयोतनोरुणः शर्म यच्छता स्वस्तये ॥ १८ ॥

હે (देवाः) વિદ્વાન્ લોકો! (अमीवाम्) રોગાદિને (अप) પૃથક્ કરો (विश्वाम्) સર્વ (अनाहुतिम्) દેવતાઓને નહિ બોલાવવાની મનુષ્યોની બુદ્ધિ (अप) પૃથક્ કરો, (अरातिम्) અમારી લોભ બુદ્ધિને (अप) પૃથક્ કરો, (अघायतः) પાપની ઇચ્છા કરવાવાળા શત્રુની (दुर्विदत्राम्) દુષ્ટ બુદ્ધિને દૂર કરો. (द्वेषः) દ્વેષ કરવાવાળા સર્વને (अस्मत्) અમારાથી (आरे) દૂર (युयोतन) પૃથક્ કરો (नः) અમારા (स्वस्तये) કલ્યાણને માટે (उरुशर्म) વિશેષ સુખ (यच्छत) પ્રદાન કરો. ॥ १८ ॥

अरिष्टः स मर्त्तो विश्व एधते प्र प्रजाभिर्जायते धर्मणस्परि। यमादित्यासो नयथा सुनीतिभिरति विश्वानि दुरिता स्वस्तये ॥ १९ ॥

હે! (आदित्यासः) આદિત્ય બ્રહ્મચારીઓ! (मृय)

જે પુરુષોને (सुनीतिभिः) સુનીતિયોથી (विश्वानि, दुरिता) સર્વ પાપોનું (अति) ઉલ્લંઘન કરીને (नयथ) સન્માર્ગમાં પ્રવૃત્ત કરો છો (सः विश्वः मर्त्तः) તે સર્વ પુરુષો (अरिष्टः) કોઇથી પણ પીડા પામ્યા વગર (एधते) વૃદ્ધિ પામે છે અને (धर्मणः) ધર્માનુષ્ઠાન (परि) પછી (प्रजाभिः) પુત્ર પૌત્રાદિકોથી (प्रजायते) સારી રીતે પ્રસિદ્ધિને પામે છે. ॥ १९ ॥

यं दे॑वासोऽव॑थ वाज॑सातौ यं शूर॑साता मरुतो हि॒ते धने॑। प्रा॒त॒र्यावा॑णं॒ रथ॑मिन्द्र सा॒न॒सिमरि॑ष्यन्तमा रु॑हेमा स्व॒स्तये॑ ॥ २० ॥

હે (मरुतो, देवासः) મિતભાષી દેવતા, વિદ્વાન્ લોકો (वाजसातौ) અન્નના લાભાર્થ (यं, रथम्) જે રમણીય ગમન સાધન બાષ્પાયનાદિની (अवथ) રક્ષા કરો છો અને (हिते, धने) સંરક્ષિત ધનને કારણ (शूरसाता) સંગ્રામમાં જે રથની રક્ષા કરો છો તે (इन्द्रसानसिम्) મોટા યંત્ર-કલાના વિદ્વાનોથી સેવનીય (प्रातर्यावाणम्) પ્રાતઃકાલે ગમન કરવાવાળા રથ પર (स्वस्तये) કલ્યાણાર્થ (आरुहेम) અમે સ્વારી કરીએ. ॥ २० ॥

स्व॒स्ति नः॑ प॒थ्या॑सु धन्व॑सु स्व॒स्त्य१॒प्सु वृ॒जने॒ स्व॑र्वति। स्व॒स्ति नः॑ पुत्रकृ॒थेषु॒ योनि॑षु स्व॒स्ति रा॒ये म॑रुतो दधातन ॥ २१ ॥

(मरुतः) મિતભાષી વિદ્વાન્ લોકો! (नः) અમારૂં (पथ्यासु) માર્ગ યોગ્ય અર્થાત્ જલ સહિત દેશોમાં (स्वस्ति) કલ્યાણ કરો અને (धन्वसु) જલ રહિત દેશોમાં (स्वस्ति) જલની ઉત્પત્તિ રૂપ કલ્યાણ કરો અને (अप्सु) જલમાં કલ્યાણ કરો. અને (स्वस्ति) સર્વ આયુધોથી યુક્ત (वृजने) શત્રુઓને દબાવવાવાળી સેનામાં (स्वस्ति) કલ્યાણ કરો અને (नः) અમારી (पुत्रकृथेषु योनिषु) પ્રજોત્પાદક શક્તિ (स्वस्ति) કલ્યાણકારી થાઓ અને (राये) ગવાદિ ધનને માટે કલ્યાણ પદ (दधातन) ધારણ કરો. ॥ २१ ॥

स्वस्ति रिद्धि मपथे श्रेष्ठा रेक्णं स्वस्त्यभि या वाम-मेति सा नो अमासो अरणे निपातु स्वावेशा भवतु देव-गोपाः ॥ २२ ॥ ऋ० मं० १०, सू० ६३.

(या) જે પૃથ્વી, ગમન કરવાવાળાઓને (प्रपथे) સન્માર્ગ પર જવા માટે (स्वस्ति, इत, हि) કલ્યાણકારિણી જ થાય છે, જે (श्रेष्ठा) અતિ સુંદર (रेक्णस्वस्ति) ધનવતી છે. તથા (वामम्) જે સેવન યોગ્ય યજ્ઞને (अभि, एति) પ્રાપ્ત થયેલી છે (सा) તે પૃથિવી (नः) અમારા (अमा) ગૃહની (नि, पातु) રક્ષા કરે, (सा उ) તે પૃથિવી (अरणे) વનાદિ દેશોમાં અમારી રક્ષિકા થાય અને (देवगोपा) વિદ્વાનો જેના રક્ષક છે એવી આ પૃથિવી અમારે માટે (स्वावेशा) સુસ્થાનવાળી (भवतु) થાઓ અર્થાત્ પરમાત્માને પ્રાર્થના કરવામાં આવી છે કે સુંદર માર્ગવાળી, અન્નાદિ ધન પેદા કરવાવાળી, અરણ્યમાં સુપ્રબન્ધવાળી અને વિદ્વાનો

( ઇન્જીનીયરો ) જેમાં સારા સારા સ્થાનો બનાવી શકે તેવી પૃથિવી અમને પ્રાપ્ત થાય. ॥ ૨૨ ॥

इषे त्वोर्ज्जे त्वा वायवं स्थ देवो वः सविता प्रार्पयतु श्रेष्ठतमाय कर्मण आप्यायध्वमघ्न्या इन्द्राय भागं प्रजावंतीरनमीवा अयक्ष्मा मा वंस्तेन ईशत माघशंसो ध्रुवा अस्मिन् गोपंतौ स्यात बह्वीर्यजमानस्य पशून् पाहि ॥२३॥ यजुः० अ० १, मं० १.

હે ઈશ્વર! (इषे) અન્નાદિ ઇષ્ટ પદાર્થોને તથા (ऊर्जे) બલાદિને માટે (त्वा) તમને (आश्रयाम इतिशेषः) આશ્રયણ કરીએ છીએ.

હે વત્સ જીવો! તમે (वायव:) વાયુસદૃશ પરાક્રમ કરવાવાળા (स्थ) થાઓ, (सविता देव:) સર્વ જગતના ઉત્પાદક દેવ (श्रेष्ठतमाय कर्मणे) યજ્ઞરૂપ શ્રેષ્ઠ કર્મોને માટે (वः) તમને સર્વને (प्रार्पयतु) સંબદ્ધ કરે, તે યજ્ઞદ્વારા (इन्द्राय भागम्) તમારા ઐશ્વર્યના ભાગને (आप्यायध्वम्) વધારો, યજ્ઞ સંપાદનને માટે (अघ्न्याः) નહિ મારવા યોગ્ય (प्रजावतीः) વાછડાઓ સહિત, (अनमीवाः) વ્યાધિ વિશેષોથી રહિત (अयक्ष्माः) યક્ષ્માદિ મહાન્ રોગોથી શૂન્ય ( ગાયો પ્રાપ્ત કરો ) (वः) તમારામાંથી જેનામાં (स्तेनः) ચૌર્યાદિ દુષ્ટ ગુણો હોય તેઓ ગાયોના (मा, ईशत) માલીક ન થાય અને (अघशंसः) અન્ય

પાપીઓ પણ (मा) તેમના રક્ષક ન થાય. (बह्वीः ध्रुवाः) ચિરકાલ પર્યંત રહેવાવાળી ઘણી ગાયો (अस्मिन्, गोपतौ) નિર્દિષ્ટ ગૌરક્ષકની પાસે (स्यात) રહે (એવો યત્ન કરો.) ॥ ૨૩ ॥

**आ नो भद्राः क्रतवो यन्तु विश्वतोऽदब्धासो अपरीतास उद्भिदः। देवा नो यथा सदमिद्वृधे असन्नप्रायुवो रक्षितारो दिवेदिवे ॥ २४ ॥**

હે ઈશ્વર! (यथा) જેવી રીતે (नः) અમારી (सदम्) સભામાં વા સર્વદા, (विश्वतः) સર્વ તરફથી (अदब्धासः) અવિઘ્નિત (अपरीतासः) સર્વોત્તમ (उद्भिदः) દુઃખનાશક (देवाः) વિદ્વાન્ લોકો (वृधे, एव) ઉન્નતિને માટે જ (असत्) હોય છે તેવી જ રીતે (दिवे दिवे) પ્રતિદિન (अप्रायुवो, रक्षितारः) પ્રમાદ શૂન્ય રક્ષા કરવાવાળા બનાવો એવો (नः) અમને (भद्राः) સ્તુતિ યોગ્ય (क्रतवः) સંકલ્પ (आ, यान्तु) પ્રાપ્ત થાઓ. ॥ ૨૪ ॥

**देवानां भद्रा सुमतिर्ऋजूयतां देवानां रातिरभि नो निवर्त्तताम्। देवानां सख्यमुपसेदिमा वयं देवा न आयुः प्रति रन्तु जीवसे ॥ २५ ॥**

હે ભગવાન્! (ऋजूयताम्) સરલતાથી આચરણ કરવાવાળા (देवानाम्) વિદ્વાનોની (भद्रा) કલ્યાણકારિણી (सुमतिः) સદ્બુદ્ધિ (नः) અમને (अभि-निवर्तताम्) પ્રાપ્ત થાઓ, (देवानां रातिः) વિદ્વાનો વિદ્યાદિ પદાર્થોનું દાન (અમને

મળો.) (देवानाम्) વિદ્વાનોના (सख्यम्) મિત્રભાવને (वयम्) અમે (उपसेदिम) પ્રાપ્ત થઈએ જેથી તે (देवाः) વિદ્વાનો (जीवसे) દીર્ઘકાલ પર્યંત જીવન માટે (नः) અમારી (आयुः) આયુમાં (प्रतिरन्तु) વૃદ્ધિ કરે. ॥ ૨૫ ॥

**तमीशानं जगतस्तस्थुषस्पतिं धियं जिन्वमवसे हूमहे वयम्। पूषा नो यथा वेदसामसद्वृधे रक्षिता पायुरदब्धः स्वस्तये ॥ २६ ॥**

(यथा) જેવી રીતે (वेदसाम्) ધનની વૃદ્ધિ માટે (पूषा) પુષ્ટિકર્તા તથા (रक्षिता) રક્ષક અને (स्वस्तये) સુખાર્થ (पायुः) સર્વના રક્ષક (अदब्धः) અહિંસક તે પરમાત્મા છે; તેવી જ રીતે (वयम्) અમે (ईशानम्) ઐશ્વર્યવાન્ (जगतस्तस्थुषस्पतिम्) ચર અને અચર જગત્‌ના પતિ (धियं जिन्वम्) બુદ્ધિની શુદ્ધિ કરવાવાળા ભગવાનની (अवसे) અમારા રક્ષણાર્થે (हूमहे) સ્તુતિ કરીએ છીએ. ॥ ૨૬ ॥

**स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः। स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ २७ ॥**

(वृद्धश्रवाः) મહાન્ કીર્તિવાન્ (इन्द्र) પરમૈશ્વર્ય યુક્ત ઇશ્વર (नः) અમારૂં (स्वस्ति) કલ્યાણ (दधातु) કરો; (पूषा) પુષ્ટિકર્તા (विश्ववेदाः) સર્વજ્ઞાતા ઇશ્વર (नः) અમારે માટે (स्वस्ति) કલ્યાણકારી થાઓ, (तार्क्ष्यः) તીક્ષ્ણ તેજસ્વી (अरिष्टनेमिः) દુઃખહર્તા ઇશ્વર (नः) અમને (स्वस्ति)

મંગલકારી થાઓ અને (बृहस्पतिः) મહાન્ પદાર્થોના સ્વામી (नः) અમારે માટે (स्वस्ति) કલ્યાણુકર થાઓ ॥૨૭॥

भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः स्थिरैरङ्गैस्तुष्टुवा ँ सस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ २८ ॥ यजुः० अ० २५, मं० १४।१५।१८।१९। २१ ॥

હે (यजत्राः) સંગ કરવા યોગ્ય (देवाः) વિદ્વાનો! અને (આપની પાસેથી) (कर्णेभिः) અમારા કર્ણોથી અમે (भद्रम्) કલ્યાણુકારી વચનો (शृणुयाम) સાંભળીએ (अक्षभिः) નેત્રોથી (भद्रम्) સુખકર વસ્તુ (पश्येम) જોઇએ (स्थिरैरङ्गैः) દૃઢ અંગોથી (तुष्टुवाँसः) આપની સ્તુતિ કરવાવાળા અમે આ (तनूभिः) શરીરો વડે (देवहितम्) વિદ્વાનોને માટે કલ્યાણુકારી (यद् आयुः) જે આયુ છે તે (व्यशेमहि) સારી રીતે પ્રાપ્ત કરીએ. ॥ ૨૮ ॥

अग्न आ याहि वीतये गृणानो हव्यदातये । नि होता सत्सि बर्हिषि ॥ २९ ॥

હે (अग्ने) પ્રકાશસ્વરૂપ પરમાત્મન્ (वीतये) કાન્તિ તેજો વિશેષને માટે (गृणानः) પ્રશંસિત આ (हव्यदातये) દેવતાઓને માટે હવ્ય આપવાને માટે (आयाहि) અમને પ્રાપ્ત થાઓ, (होता) સર્વ પદાર્થોનું ગ્રહણુ કરવાવાળા આપ (बर्हिषि) યજ્ઞાદિ શુભ કાર્યોમાં સ્મરણાદિદ્વારા અમારા હૃદયોમાં (नि, सत्सि) સ્થિત થાઓ. ॥ ૨૯ ॥

त्वमग्ने यज्ञानां होता विश्वेषां हितः। देवेभिर्मानुषे जने ॥ ३० ॥ सा० छन्द आ० प्रपा० १, मं० १।२।

હે (अग्ने) પૂજનીયેશ્વર! (त्वं) તમે (विश्वेषां, यज्ञानाम) નાના મોટા સર્વ યજ્ઞોના (होता) ઉપદેષ્ટા છો, (देवेभिः) વિદ્વાન્ લોકો (मानुषे, जने) વિચારશીલ પુરુષોમાં, જ્ઞાન-દ્વારા આપને (हितः) સ્થિત કરે છે. ॥ ३० ॥

ये त्रिषप्ताः परियन्ति विश्वा रूपाणि बिभ्रतः। वाचस्पतिर्बला तेषां तन्वो अद्य दधातु मे ॥ ३१ ॥ अथर्व० कां० ॥ १। वर्ग १, अनु० १। प्रपा० १ मं० १ ॥

(त्रिषप्ताः) રજ, તમ અને સત્વગુણ તથા સાત ગ્રહ, અથવા ત્રણ સાત એટલે ૫ મહાભુત, ૫ જ્ઞાનેન્દ્રિય, ૫ કર્મેન્દ્રિય અને એક અંતઃકરણ (સર્વ મળી એકવીસ) (ये) જે (विश्वा, रूपाणि) સર્વ ચરાચરાત્મક વસ્તુઓને (बिभ्रतः) અભિમત ફૂલ આપી પોષણ કરતાં (परि, यन्ति) યથોચિત પરિણામ પામતાં રહે છે (तेषाम्) તે સંબંધી (मे, तन्वः) મારા શરીરમાં (अद्य) આજ (वाचस्पतिः) વેદાત્મક વાણીના પતિ પરમેશ્વર (बला) બળો (दधातु) પ્રદાન કરો. ॥ ३१ ॥

इति स्वस्तिवाचनमन्त्रार्थाः

## ॥ अथ शान्ति प्रकरण मन्त्रार्थाः ॥



शं न इन्द्राग्नी भवतामवोभिः शं न इन्द्रावरुणा रातहव्या । शमिन्द्रासोमा सुविताय शं योः शं न इन्द्रापूषणा वाजसातौ ॥ १ ॥

હે ભગવાન્ (इन्द्राग्नी) વિદ્યુત્ તથા અગ્નિ (अवोभिः) રક્ષણાદિ શક્તિ દ્વારા (नः) અમારે માટે (शम्) સુખકારક (भवताम्) થાઓ, (रातहव्या) જેનાથી ગ્રહણ યોગ્ય વસ્તુઓ પ્રાપ્ત થાય છે તે જેવાં (इन्द्रावरुणा) વીજળી અને જળ (नः) અમારે માટે (शम्) સુખકારક બનો, (इन्द्रासोमा) વિદ્યુત્ અને ઔષધીગણ (सुविताय) ઐશ્વર્યાર્થ (शं योः) શાન્તિદાયક સુખોને માટે (शम्) પ્રસન્નકર્તા થાઓ, (इन्द्रापूषणा) વિદ્યુત્ અને વાયુ (नः) અમારે માટે (वाजसातौ) યુદ્ધમાં અન્નલાભ વિષયમાં (शम्) કલ્યાણકારક થાઓ. ॥ १ ॥

शं नो भगः शमु नः शंसो अस्तु शं नः पुरन्धिः शमु सन्तु रायः । शं नः सत्यस्य सुयमस्य शंसः शं नो अर्यमा पुरुजातो अस्तु ॥ २ ॥

હે પરમાત્મન્! (नः) અમારે માટે (भगः) ઐશ્વર્ય (शम्) સુખદાયક બનો, (नः) અમારે માટે (शंसः) પ્રશંસા (शम्, उ) શાન્તિકારક બનો, અમારે માટે (पुरन्धिः) વિશેષ બુદ્ધિ (शम्) સુખકારક થાઓ. (रायः) ધન (शम्, उ) શાન્તિ અર્થ (सन्तु) હો. (सुयमस्य) સુનિયમોથી યુક્ત (सत्यस्य) સત્યનું (शंसः) કથન (नः) અમને (शम्) સુખકારક થાઓ, (नः) અમારે માટે (पुरुजातः) ઘણા પુરુષોમાં પ્રસિદ્ધ (अर्यमा) ન્યાયાધીશ (शम्) સુખદાતા (अस्तु) થાઓ. ॥ ૨ ॥

शन्नो॑ धा॒ता शमु॑ ध॒र्त्ता नो॑ अस्तु॒ शन्न॑ उरू॒ची भ॑वतु स्व॒धाभिः॑ । शं रोद॑सी बृह॒ती शं नो॒ अद्रिः॒ शं नो॑ दे॒वानां॑ सु॒हवा॑नि सन्तु ॥ ३ ॥

(नः) અમને (धाता) પોષક સર્વ વસ્તુઓ (शम्) શાન્તિકારક થાઓ, (धर्त्ता) ધારક વસ્તુઓ, (नः) અમારે માટે (शम्, उ) શાંતિ અર્થ (अस्तु) બનો, (नः) અમારે માટે (उरूची) પૃથિવી (स्वधाभिः) અન્નાદિ પદાર્થો સહિત (शम्) કલ્યાણકારક (भवतु) થાઓ. (बृहती) મહાન્ (रोदसी) અન્તરિક્ષ સહિત પૃથિવી વા પ્રકાશ સહિત અન્તરિક્ષ (शम्) શાન્તિદાયક થાઓ (अद्रिः) મેઘ (नः) અમારે માટે (शम्) સુખકારક થાઓ અને (नः) અમારે માટે (देवानाम्) વિદ્વાનોનું (सुहवानि) સુંદર આવાહન પ્રસન્નતાપૂર્વક કરવામાં આવેલું આમંત્રણ (शम्) સુખકારક (सन्तु) થાઓ. ॥ ३ ॥

शन्नो॑ अ॒ग्निर्ज्योति॑रनीको अस्तु॒ शन्नो॑ मि॒त्रावरु॑णा व॒श्विना॒ शम् । शन्न॑: सु॒कृतां॑ सुकृ॒तानि॑ सन्तु॒ शन्न॑ इषि॒रो अ॒भिवा॑तु॒ वात॑: ॥ ४ ॥

હે ઇશ્વર! (ज्योतिरनीकः) પ્રકાશ જેનું મુખ વા સેના છે તેવી (अग्निः) અગ્નિ (नः) અમારે માટે (शम्) સુખ-કારક (अस्तु) થાઓ, (मित्रावरुणा) પ્રાણ અને ઉદાન વાયુ (नः) અમને (शम्) સુખકારક થાઓ, (अश्विना) ઉપદેશક અને અધ્યાપક (शम्) સુખ પ્રાપ્ત કરવાવાળા થાઓ, (सुकृताम्) ધર્માત્માઓના (सुकृतानि) ધર્માચરણ (नः) અમને (शम्) સુખદાયક (सन्तु) થાઓ, (नः) અમારે માટે (इषिरः) ગમનશીલ (वातः) વાયુ (शम्) શાન્તિ આપતા (अभि, वातु) વહન કરે. ॥ ४ ॥

शन्नो॒ द्यावा॑पृथि॒वी पू॒र्वहू॑तौ॒ शम॒न्तरि॑क्षं दृ॒शये॑ नो अस्तु । शं न॒ ओष॑धीर्व॒निनो॑ भवन्तु॒ शन्नो॒ रज॑स॒स्पति॑-रस्तु जि॒ष्णुः ॥ ५ ॥

(द्यावापृथिवी) વિદ્યુત્ અને ભૂમિ (पूर्वहूतौ) પૂર્વ વિદ્વાનોમાં પ્રશંસા પામેલી ક્રિયાઓમાં (नः) અમારે માટે (शम्) શાન્તિદાયક થાઓ. (अन्तरिक्षम्) અન્તરિક્ષ લોક (दृशये) જ્ઞાન સંપત્તિ માટે (नः) અમને (शम्) શાંતિદાયક (अस्तु) થાઓ. (ओषधीः) ઓષધીઓ અને (वनिनः) વૃક્ષ (नः) અમારે માટે (शम्) સુખકારક (भवन्तु) થાઓ (रजसस्पतिः) રજો લોકના પતિ (जिष्णुः) જયશીલ

મહાપુરુષ (नः) અમારે માટે (शम्) સુખ આપવાવાળા (अस्तु) થાઓ. ॥ ५ ॥

शन्न इन्द्रो वसुभिर्देवो अस्तु शमादित्येभिर्वरुणः सुशंसः । शन्नो रुद्रो रुद्रेभिर्जलाषः शन्नस्त्वष्टा ग्नाभिरिह शृणोतु ॥ ६ ॥

(देवः) દિવ્યગુણયુક્ત (इन्द्रः) સૂર્ય (वसुभिः) ધનાદિ પદાર્થો સાથે (नः) અમારે માટે (शम्) સુખકારક (अस्तु) થાઓ, (आदित्येभिः) સંવત્સરીય માસો સાથે (सुशंसः) સત્ય પ્રશંસાવાળા (वरुणः) જલસમુદાય (शम्) સુખકારક થાઓ, (जलाषः) શાન્ત સ્વરૂપ (रुद्रः) પરમાત્મા (रुद्रेभिः) દુષ્ટોને દંડ આપવાવાળા પોતાના ગુણો સહિત (नः) અમારે માટે (शम्) સુખ આપવાવાળા થાઓ, (त्वष्टा) વિવેચક વિદ્વાન્ (ग्नाभिः) વાણીયોથી (इह) આ સંસારમાં (शम्) સુખમય ઉપદેશો (नः) અમને (शृणोतु) સંભળાવે. (अन्तर्भावितण्यर्थः) ॥ ६ ॥

शं नः सोमो भवतु ब्रह्म शं नः शं नो ग्रावाणः शमु सन्तु यज्ञाः । शं नः स्वरूणां मितयो भवन्तु शं नः प्रस्वः शम्वस्तु वेदिः ॥ ७ ॥

(नः) અમારે માટે (सोमः) ચંદ્રમા (शम्) સુખકારક (भवतु) થાઓ, (नः) અમારે માટે (ब्रह्म) અન્નાદિરૂપતત્વ (शम्) શાન્તિદાયક બનો. (ग्रावाणः) મેઘ (नः) અમારે માટે (शम्) સુખદાયક થાઓ, (यज्ञाः) સર્વ પ્રકારના યજ્ઞો

(शम्, उ) શાન્તિ અર્થે (सन्तु) થાઓ, (स्वरूणाम्) યજ્ઞ-સ્તમ્ભોનું (मितयः) પરિમાણ (नः) અમને (शम्) સુખદાયક (भवन्तु) થાઓ, (नः) અમને (प्रस्वः) ઔષધીઓ (शम्) સુખદાયક થાઓ, (वेदिः) યજ્ઞની વેદિ કુંડાદિક (शम्, उ) શાન્ત્યર્થજ (अस्तु) થાઓ ॥ ७ ॥

**शं नः सूर्यं उरुचक्षा उदेतु शं नश्चतस्रः प्रदिशो भवन्तु । शं नः पर्वता ध्रुवयो भवन्तु शं नः सिन्धवः शमु सन्त्वापः ॥ ८ ॥**

(उरुचक्षाः) મહાન્ તેજસ્વી (सूर्यः) સૂર્ય, (नः) અમારે માટે (शम) સુખપૂર્વક (उद्, एतु) ઉદય પામો, (चतस्रः) ચારે (प्रदिशः) દિશા અને પ્રદિશાઓ (नः) અમારે માટે (शम्) સુખદાયક (भवन्तु) થાઓ, (पर्वताः) પર્વતો, (नः) અમારે માટે (ध्रुवयः) સ્થિર અને (शम्) સુખકારક (भवन्तु) થાઓ અને (सिन्धवः) નદીઓ વા સમુદ્ર (शम्) શાન્તિ-દાયક થાઓ (आपः) જલમાત્ર વા પ્રાણ (शम् उ) શાન્તિ-કારક (सन्तु) થાઓ. ॥ ८ ॥

**शं नो अदितिर्भवतु व्रतेभिः शं नो भवन्तु मरुतः स्वर्काः । शं नो विष्णुः शमु पूषा नो अस्तु शं नो भवित्रं शम्वस्तु वायुः ॥ ९ ॥**

(व्रतेभिः) સત્કર્મોથી (अदितिः) વિદુષી માતાઓ (नः) અમારી શાન્તિને માટે (भवतु) થાઓ, (स्वर्काः) સદ્વિ-ચારશીલ (मरुतः) મિતભાષી વિદ્વાનો (नः) અમને (शम्)

શાન્તિદાયક (भवन्तु) થાઓ, (विष्णुः) વ્યાપક ઇશ્વર (नः) અમને (शम्) શાન્તિકારક થાઓ, (पूषा) પુષ્ટિકારક બ્રહ્મ-ચર્યાદિ વ્યવહાર (नः) અમને (शम्, उ) શાન્તિકર થાઓ, (भवित्रम्) અન્તરિક્ષ–ગાજવું વા ભવિતવ્ય (नः) અમને (शम्) સુખકારક થાઓ (वायुः) પવન (शम्, उ) શાન્ત્યર્થ (अस्तु) બનો. ॥ ९ ॥

**शं नो॑ दे॒वः स॑वि॒ता त्राय॑माणः॒ शं नो॑ भवन्तू॒षसो॑ वि॒भा॒तीः । शं नः॑ प॒र्जन्यो॑ भवतु प्र॒जाभ्यः॒ शं न॒ः क्षेत्र॑स्य॒ पति॑रस्तु श॒म्भुः ॥ १० ॥**

(सविता) સર્વોત્પાદક (देवः) પરમેશ્વર (त्रायमाणः) અમારી રક્ષા કરતા (नः) અમારે માટે (शम्) સુખકારક થાઓ, (विभातीः) વિશેષ પ્રકાશયુક્ત (उषसः) પ્રભાત (नः) અમને (शम्) સુખકારક (भवन्तु) થાઓ. (पर्जन्यः) મેઘ (नः) અમને અને (प्रजाभ्यः) સંસારને (शम्, भवतु) કલ્યાણકારી થાઓ (क्षेत्रस्य) જગતરૂપી ક્ષેત્રના (पतिः) સ્વામી (शम्भुः) સર્વ સુખ આપવાવાળા (नः) અમારે માટે (शम्) શાંતિકારી (अस्तु) થાઓ. ॥ १० ॥

**शं नो॑ दे॒वा वि॒श्वदे॑वा भवन्तु॒ शं सर॑स्वती स॒ह धी॒भिर॑स्तु । शम॑भि॒षाचः॒ शमु॑ राति॒षाचः॒ शं नो॑ दि॒व्याः पार्थि॑वाः॒ शन्नो॒ अप्याः॑ ॥ ११ ॥**

(देवाः) દિવ્યગુણ યુક્ત (विश्वेदेवाः) સમસ્ત વિદ્વાનો (नः) અમારે માટે (शम् भवन्तु) સુખ આપનાર થાઓ,

(सरस्वती) વિદ્યા, સુશિક્ષાયુક્ત વાણી (धीभिः) ઉત્તમ બુદ્ધિઓની (सह) સાથે (शम्, अस्तु) કલ્યાણકારી થાઓ. (अभिषाचः) યજ્ઞના સેવક અથવા આત્મદર્શી પુરુષ (शम्) શાંતિદાયક થાઓ, (रातिषाचः) વિદ્યા ધનાદિના દાનનું સેવન કરનાર (शम्, उ) શાંતિને માટે જ થાઓ, (दिव्याः) સુંદર (पार्थिवाः) પૃથિવીના પદાર્થો (नः) અમારે માટે (शम्) સુખપ્રદ થાઓ. (अप्याः) જલમાં ઉત્પન્ન થનારા પદાર્થો (नः) અમારે માટે (शम्) સુખપ્રદ થાઓ. ॥ ११ ॥

**शं नः सत्यस्य पतयो भवन्तु शं नो अर्वन्तः शमु सन्तु गावः। शं न ऋभवः सुकृतः सुहस्ताः शं नो भवतु पितरो हवेषु ॥ १२ ॥**

(सत्यस्य पतयः) સત્યભાષણાદિ વ્યવહારના પાલક (नः) અમારે માટે (शं भवन्तु) સુખકારી થાઓ, (अर्वन्तः) ઉત્તમ ઘોડાઓ (नः) અમને (शम्) સુખદ થાઓ. (गावः) ગાયો (शम्, उ) શાંતિને માટે (सन्तु) થાઓ. (ऋभवः) શ્રેષ્ઠ બુદ્ધિવાળા (सुकृतः) ધર્માત્મા (सुहस्ताः) હાથથી સારાં કામો કરનારાઓ (नः) અમને (शम्) સુખદ થાઓ. (हवेषु) હવનાદિ સત્કર્મોમાં (पितरः) માતા, પિતા આદિ (नः) અમારે માટે (शम्) સુખકારક (भवन्तु) થાઓ. ॥ १२ ॥

**शं नो अज एकपाद्देवो अस्तु शं नोऽहिर्बुध्न्यः शं समुद्रः शं नो अपांनपात्पेरुरस्तु शं नः पृश्निर्भवतु देवगोपाः ॥ १३ ॥ ऋ० मं० ७, सू० ३५, मं० १–१३ ॥**

(एकपात्) જગતરૂપ પાદવાળા અર્થાત્ જેના અંશમાં સર્વ જગત્ છે એવા અનંત સ્વરૂપ, (अजः) અજન્મા, (देवः) ઈશ્વર (नः) અમારાં (शम्) કલ્યાણને માટે (अस्तु) થાઓ. (बुध्न्यः, अहिः) અન્તરિક્ષમાં ઉત્પન્ન થનાર મેઘ (नः) અમારાં (शम्) કલ્યાણને માટે હો. (समुद्रः) સાગર (शम्) સુખકારી થાઓ. (अपाम्) જલની (नपात्) નૌકા (नः) અમને (शम्, पेरुः) સુખપૂર્વક પાર ઉતારવાવાળી (अस्तु) થાઓ. (देवगोपा) દેવ છે રક્ષક જેમાં એવું (पृश्निः) અન્તરિક્ષ સ્થળ (नः) અમને (शम्भवतु) સુખદાયક થાઓ. ॥ १३ ॥

इन्द्रो विश्वस्य राजति शंनोऽअस्तु द्विपदे शं चतुष्पदे ॥ १४ ॥

હે જગદીશ્વર! જે આપ (इन्द्रः) વિજળીની પેઠે (विश्वस्य) સંસારના મધ્યમાં (राजति) પ્રકાશમાન છો, તે આપની કૃપાથી (नः) અમારા (द्विपदे) પુત્રાદિને (शम्) સુખ (अस्तु) થાઓ અને અમારા (चतुष्पदे) ગો આદિ પશુઓને (शम्) સુખ થાઓ. ॥ १४ ॥

शन्नो वातः पवताᳪं शं नस्तपतु सूर्य्यः । शंनः कनिक्रदद्देवः पर्जन्योऽअभिवर्षतु ॥ १५ ॥

હે પરમેશ્વર! (वातः) પવન (नः) અમારે માટે (शम्) સુખકારી (पवताम्) ચાલો, (सूर्यः) સૂર્ય (नः) અમારે માટે (शम्) સુખકારી (तपतु) તપો. (कनिक्रदत्) અત્યંત શબ્દ કરનાર (देवः) ઉત્તમ ગુણયુક્ત વિદ્યુતરૂપ

અગ્નિ, (नः) અમને (शम्) કલ્યાણકારી થાઓ અને (पर्जन्यः) મેઘ, અમારે માટે (अभि, वर्षतु) સારી રીતે વૃષ્ટિ કરો. ॥ ૧૫ ॥

**अहा॑नि॒ शं भव॑न्तु नः॒ शं रात्री॒: प्रति॑ धीयताम् । शं न॑ इन्द्रा॒ग्नी भ॑वता॒मवो॑भिः॒ शं न॒ इन्द्रा॒ वरु॑णा रा॒तह॑व्या । शं न॑ इन्द्रापू॒षणा॒ वाज॑सातौ॒ शमिन्द्रा॒सोमा॑ सुवि॒ताय॒ शंयोः ॥ १६ ॥**

હે પરમેશ્વર! (अवोभिः) રક્ષણાદિની સાથે (शंयोः) સુખની (सुविताय) પ્રેરણાને માટે (नः) અમારા (अहानि) દિવસો (शम्) સુખકારી (भवन्तु) થાઓ. (रात्रिः) રાત્રિયો (शम्) કલ્યાણકારિણી (प्रति) અમારા પ્રત્યે (धीयताम्) ધારણ કરો–થાઓ. (इन्द्राग्नी) વિજળી અને પ્રત્યક્ષ અગ્નિ (नः) અમારે માટે (शम्) સુખકારી (भवताम्) થાઓ. (रातहव्या) જેનાથી ગ્રહણ કરવા યોગ્ય સુખ પ્રાપ્ત થાય એવાં (इन्द्रावरुणा) વિજળી અને પાણી (नः) અમારે માટે (शम्) સુખકારી થાઓ, (वाजसातौ) અન્ન સેવનના હેતુભૂત સંગ્રામમાં (इन्द्रापूषणा) વિજળી અને પૃથ્વી (नः) અમારે માટે (शम्) સુખકારી થાઓ. (इन्द्रसोमा) વીજળી અને ઔષધીઓ (शम्) સુખકારક થાઓ. ॥ ૧૬ ॥

**शं नो॑ दे॒वीर॒भिष्ट॑य॒ आपो॑ भवन्तु पी॒तये॑ । शं योर॒भि स्र॑वन्तु नः ॥ १७ ॥**

હે જગદીશ્વર! (अभिष्टये) ઇષ્ટ સુખની વૃદ્ધિને માટે

(पीतये) પાન કરવાને માટે (देवीः) દિવ્ય ઉત્તમ (आप) પાણી (नः) અમને (शम्) સુખકારી (भवन्तु) થાઓ અને તે (नः) અમારે માટે (शंयो) સુખની વૃષ્ટિ (अभिस्रवन्तु) સર્વ બાજુથી કરો. ॥ १७ ॥

**द्यौः शान्तिरन्तरिक्षँ शान्तिः पृथिवी शान्तिरापः शान्तिरोषधयः शान्तिः । वनस्पतयः शान्तिर्विश्वेदेवाः शान्तिर्ब्रह्म शान्तिः सर्वँ शान्तिः शान्तिरेव शान्तिः सा मा शान्तिरेधि ॥ १८ ॥**

હે પરમેશ્વર! (द्यौः) પ્રકાશયુક્ત સૂર્યાદિ (अन्तरिक्षम्) સૂર્ય અને પૃથ્વીની વચમાંનો લોક (पृथिवी) ભૂમિ, (आपः) જલ, (ओषधयः) સોમલતા આદિ ઔષધીઓ, (वनस्पतयः) વનસ્પતિઓ, (विश्वेदेवाः) સર્વ વિદ્વાન્ લોકો, (ब्रह्म) વેદ (सर्वम्) સર્વ વસ્તુ (शान्तिः) સુખકારી તેમજ નિરુપદ્રવ થાઓ (આ મંત્રમાં शान्ति શબ્દનો સંબંધ પ્રત્યેક શબ્દ સાથે જાણવો) (शान्तिरेव शान्तिः) સ્વયંશાંતિ પણ સુખદાયિની થાઓ. (सा) તે (शान्तिः) શાંતિ (मा) મને (एधि) પ્રાપ્ત થાઓ.. ॥ १८ ॥

**तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतँ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ १९ ॥ यजुः० अ० ३६ मं० ८।१०।११।१२ १७।२४ ॥**

હે સૂર્યવત પ્રકાશક પરમેશ્વર! આપ (**देवहितम्**) વિદ્વાનોના હિતને (**शुक्रम्**) શુદ્ધ (**चक्षुः**) નેત્ર તુલ્ય સર્વને દેખાડવાવાળા (**पुरस्तात्**) અનાદિકાળથી (**उत्, चरत्**) સારી રીતે સર્વને જાણુવાવાળા છો. (**तत्**) તે આપને (**शतं, शरदः**) સો શરદ્ઋતુ પર્યંત (**पश्येम**) જ્ઞાન દષ્ટિથી જોઈએ. અને આપની કૃપાથી (**शतं, शरदः**) સો વર્ષ સુધી (**जीवेम**) અમે જીવીએ. (**शतं, शरदः**) સો વર્ષ સુધી (**शृणुयाम**) સત્‌શાસ્ત્રો અમે સાંભળીએ. (**शतं शरदः**) સો વર્ષ પર્યંત (**प्रब्रवाम**) ભણાવીએ તથા ઉપદેશ કરીએ, અને (**शतं शरदः**) સો વર્ષ સુધી (**अदीनाः**) દીનતા રહિત (**स्याम**) રહીએ. (**च**) અને (**शतात्, शरदः**) સો વર્ષથી (**भूयः**) અધિક પણુ જોઈએ, જીવીએ, સાંભળીએ અને દીનતા રહિત રહીએ. ॥ ૧૯ ॥

**यज्जाग्रतो दूरमुदैति दैवं तदु सुप्तस्य तथैवैति । दूरंगमं ज्योतिषां ज्योतिरेकं तन्मे मनः शिवसंकल्पमस्तु ॥**
॥ २० ॥

હે જગદીશ્વર! આપની કૃપાથી (**यत्**) જે (**दैवम्**) દિવ્ય ગુણુ યુક્ત (**दूरंगमम्**) દૂર દૂર જવાવાળા અથવા પદાર્થોને ગ્રહણુ કરવાવાળું (**ज्योतिषाम्**) વિષયોની પ્રકાશક ચક્ષુ આદિ ઇન્દ્રિયોનું (**ज्योतिः**) પ્રકાશરૂપ મન (**एकम्**) એકલું (**जाग्रतः**) જાગવાવાળાની (**दूरम्**) છેટે છેટે (**उत्, एति**) અધિક જાય છે (**उ**) અને (**तत्**) તે (**सुप्तस्य**) સુવાવાળાની પણુ (**तथा, एव**) તેજ પ્રમાણે (**एति**) દૂર જાય છે (**तत्**) તે (**मे**) મારૂં (**मनः**) મન (**शिवसंकल्पः**) સારા

॥ २ ॥ ज्योषा सवितर्यस्यं ते हरः शतं सवाँ अर्हति । पाहि नो दिद्युतः पतन्त्याः ॥ ३ ॥ चक्षुर्नो देवः सविता चक्षुर्न उत पर्वतः । चक्षुर्धाता दधातु नः ॥४॥ चक्षुर्नो धेहि चक्षुषे चक्षुर्विख्यै तनूभ्यः । सं चेदं वि च पश्येम ॥ ५ ॥ सुसंदृशं त्वा वयं प्रतिपश्येम सूर्य । विपश्येम नृचक्षसः ॥ ६ ॥ ऋ० मं० १० अ० १२ सू० १५८ मं० १-२-३-४-५ ॥

(आदित्यं गर्भं०) હે પરમાત્મન્! આ ગર્ભને સુખપૂર્વક વધાર, તથા આદિત્યવત્ તેજસ્વી કર, ગર્ભને અમૃતનો ભાગી કર તથા જગતના રૂપ લાવણ્યયુક્ત હજારો મનુષ્યોમાં તે એક દૃષ્ટાંતરૂપ થાય તેમ કર; તેનાં સર્વ દુઃખોનું હરણ કર. આ ગર્ભનું હનન ન કરતાં તે સો વર્ષ સુધી જીવે તેમ કરો. ૧.

(सूर्यो नो०) દ્યુસ્થાનમાંથી થનારાં વિઘ્નોથી જગદુત્પાદક પરમાત્મા અમારૂં રક્ષણ કરો, અન્તરિક્ષમાંથી થતાં વિઘ્નોથી ચરાચર જગત્વ્યાપી પરમાત્મા અમારૂં રક્ષણ કરો; તથા પાર્થિવ પદાર્થોથી થનારાં વિઘ્નોથી જ્ઞાનસ્વરૂપ પરમાત્મા અમારૂં રક્ષણ કરો.

(ज्योषा सवि०) હે જગદીશ્વર! અનેક પ્રકારે દુષ્ટજનોનું હનન કરનારા તારા બાહુ અમને ત્રિવિધ દુઃખથી રક્ષો.

(चक्षुर्नः०) હે જગદુદ્ધારક પરમાત્મા! અમારી દૃષ્ટિને સૂર્ય સમાન તેજસ્વી અને પર્વત સમાન દૃઢ કરો.

(चक्षुर्नो धेहि०) હે જગદીશ્વર! અમારી આંખો તથા અમારાં સંતાનોની આંખોમાં દિવ્ય દૃષ્ટિ આપો, જેથી અમે સારી રીતે જોઈ શકીએ.

(सुसंदृशं०) હે જગદુત્પાદક પ્રભો! અમે તારી પેઠે સજ્જનોને સમાનદૃષ્ટિથી અને દુષ્ટોને ક્રોધ દૃષ્ટિથી જોઇએ.

આ પ્રમાણે પરમાત્માનું ઉપસ્થાન કર્યા પછી સ્ત્રીએ નીચે પ્રમાણે વાક્ય બોલીને પતિને નમસ્કાર કરવો.

ओ३म् (अमुक (१) गोत्रा शुभदा, अमुक (२) दा अहं भो भवन्तमभिवादयामि)

અમુક ગોત્રા અમુક હું આપને અભિવંદન કરૂં છું.

આ પ્રમાણે પતિને નમસ્કાર કર્યા પછી પોતાનાં માતા, પિતા, પિતામહાદિ અથવા જે કોઇ બીજા માનનીય પુરુષો તથા પતિની માતા તથા કુટુંબની અન્ય વૃદ્ધ સ્ત્રીઓ આવ્યાં હોય તેમને પણ એ જ પ્રમાણે નમન કરે. આ પ્રમાણે વધૂ વરના ગોત્રમાં ભળે અર્થાત્ વધૂ પત્નીત્વ અને વર પતિત્વને પ્રાપ્ત થયા પછી બન્ને જણે શુભાસન ઉપર પૂર્વાભિમુખે વેદીના પશ્ચિમ ભાગમાં બેસીને વામદેવ્ય ગાન કરવું. તત્પશ્ચાત્ યથોક્ત ભોજન બંને જણે કરવું, અને પુરોહિતાદિ સર્વ મંડળીને સન્માનાર્થ યથાશક્તિ ભોજન કરાવીને આદરસત્કારપૂર્વક સર્વને વિદાય કરવાં.

---

૧ अमुक શબ્દની જગાએ પતિના ગોત્રનું નામ બોલવું.

૨ अमुक શબ્દની જગાએ સ્ત્રીએ પોતાનું નામ બોલવું.

## ભોજન કેવું કરવું તે સંબંધી શાસ્ત્રમાં નીચે પ્રમાણે વર્ણન છે.

ઉત્તમ સંતાન ઉત્પન્ન કરવાનો મુખ્ય આધાર પતિપત્નીના આહાર ઉપર છે. માટે તેમણે પોતાના શરીર તથા આત્માની પુષ્ટિને માટે બળ તથા બુદ્ધિ આદિ વર્ધક સર્વૌષધીનું સેવન કરવું જોઈએ.

स यः कामयेत महत्प्राप्नुया मित्युदगयन आपूर्यमाणपक्षे पुण्याहे द्वादशा हमुपसद्व्रतीभूत्वौदुंबरे कं॰ से चमसेवा सर्वौषधं फलानीति सम्भृत्य परिसमुह्य परिलिप्याग्नि मुपसमाधायावृतज्य॰ संस्कृत्य पुं॰ सा नक्षत्रेण मन्थं॰ संनीय जुहोति ॥ शतपथ ब्रा॰ का॰ १४ अ॰ ९ ब्रा॰ ८ कं॰ १

અર્થ:—જે પુરુષની કામના હોય કે મારે મહાશ્રેષ્ઠ ગુણયુક્ત સંતાનની પ્રાપ્તિ કરવી છે તેણે પોતાની પ્રસન્નતાના દિવસથી તે બાર દિવસ સુધી વ્રત અર્થાત્ મિતાહારી થઈને, ઉમરડાના લાકડાનું એક પાત્ર જમાય તેવું અને તેજ લાકડાની રવઇ બનાવરાવીને તેમાં દૂધની સાથે સર્વૌષધી મેળવીને તેને જમાવવી; અને દહીં બને એટલે તેને વલોવીને તેનું ઘી કરવું. આ ઘીમાંથી થોડું ઘી લઈને હરરોજ સુગંધિત હવન સામગ્રીની સાથે સાયંપ્રાતઃ અગ્નિહોત્ર કરવો અને તે ઘી પતિપત્નીએ ખાવું. સર્વૌષધી નીચે પ્રમાણે છે:—આંબાહળદર, ખાવાની હળદળ, ચંદન,

મોરવેલ, કુષ્ટ, જટામાંસી, મુરા, શિલાજીત, કપુર, નાગરમોથ અને ભદ્રમોથ.

આ ઓષધીને મેળવવાનું તથા તેનું ઘી બનાવવાનું પ્રમાણ આ પ્રમાણે છે. ઉપરની સઘળી ઓષધી સમાન ભાગે લઇને તેને ખાંડીને બારીક કરવી. પછી એક શેર ગાયના દૂધમાં નવટાંક ઓષધી મેળવી તે દૂધને જમાવવું. તેનું દહીં થયા પછી વલોવી માખણ કાઢવું, અને તેને તાવીને ઘી કરવું. પછી તે ઘીમાં એક શેર ઘીએ એક રતિ કસ્તુરી, એક માસો કેશર, એક માસો જાયફલાદિ સુગંધી પદાર્થ મેળવવા. પૃષ્ઠ ૮૫ ઉપર લખેલ विष्णुर्योनिम् ઈત્યાદિ સાત મંત્રો વડે સવારસાંજ અગ્નિહોત્ર સમયે જ આહુતિ આપવી અને બાકીના ઘીનું પતિ–પત્નીએ સેવન કરવું. આ ઘીનું સેવન ભાત અથવા ઘઉંના ખોરાક સાથે કરવું. આ પ્રમાણે યથારૂચિ ભોજન કરી ગર્ભસ્થાપન કરે તો સુશીલ, વિદ્વાન્, દીર્ઘાયુ, તેજસ્વી, સુદૃઢ અને નિરોગી પુત્ર ઉત્પન્ન થાય. —ભાષાંતરકર્ત્તા.

अथ य इच्छेत् । दुहिता मे पण्डिता जायेत सर्वमायुरियादिति दध्योदं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयाताम् ॥ शतपथ ब्रा० कां० १८ अ० ९

જેની એવી ઈચ્છા હોય કે મને વિદુષી અને સો વર્ષ જીવે તેવી પુત્રીની પ્રાપ્તિ થાય તેણે પૂર્વોક્ત દહીંની સાથે તલ તથા ચોખા રાંધીને પૂર્વોક્ત ઘી સહિત ખાવા આ પ્રમાણે કરવાથી ઉત્તમ કન્યા પણ થાય છે. કારણ કે—

आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः ॥
छान्दोग्योपनि० अ० ७ खं० २६ मं० २

અર્થાત્ મદ્યમાંસાદિ રહિત ઘૃત, ઘઉં, દૂધ, ચોખા આદિ શુદ્ધ આહારનું સેવન કરવાથી અંતઃકરણની શુદ્ધિ, બલ, પુરુષાર્થ, આરોગ્ય તથા બુદ્ધિની પ્રાપ્તિ થાય છે. માટે પૂર્ણ યુવાવસ્થામાં વિવાહ કરી ઉપર લખ્યા પ્રમાણે ગર્ભાધાન કરે તો સંતાન તથા કુલ નિત્ય પ્રતિ ઉત્કૃષ્ટતાને પ્રાપ્ત થાય. જેમ સર્વ પદાર્થોને ઉત્કૃષ્ટ બનાવવાની વિદ્યા છે, તેમ સંતાનોને ઉત્કૃષ્ટ કરવાની આ જ વિદ્યા છે. માટે મનુષ્યોએ આના ઉપર બહુ જ ધ્યાન આપવું જોઈએ. કારણ કે એમ ન થવાથી કુળની હાનિ અને તે પ્રમાણે થવાથી કુળની વૃદ્ધિ તથા ઉત્તમતા અવશ્ય થાય છે.

---

તત્પશ્ચાત રાત્રિમાં નિયમિત સમયે જ્યારે બન્નેનાં શરીર આરોગ્ય, મન અત્યંત પ્રસન્ન અને બન્નેમાં અત્યન્ત પ્રેમની વૃદ્ધિ હોય તે સમયે ગર્ભાધાન ક્રિયા કરવી. ગર્ભાધાનનો સમય રાત્રિનો પ્રથમ પ્રહર વીત્યા પછીથી એક પ્રહર બાકી રહે ત્યાં સુધીનો છે. ગર્ભાધાન ક્રિયા વખતે જ્યારે વીર્ય સ્ખલનનો સમય થાય ત્યારે બન્ને જણે સ્થિર શરીર તથા પ્રસન્ન વદન થઈને* મુખની સામે

---

*अथ यामिच्छेत् । गर्भं दधीतेति तस्यामथ निष्ठाप्य मुखेन मुखं सन्धायापान्याभिप्राण्यादिन्द्रियेण ते रेतसा रेत आदधामीति गर्भिण्येव भवति ॥ शतपथ ब्रा० कां० १४ अ० ९ ब्रा० ४ कं० १०

મુખ તથા નાસિકાની સામે નાસિકાદિ અવયવો રાખી પુરુષે વીર્યનો પ્રક્ષેપ કરવો. આ સમયે પુરુષે પોતાનો શ્વાસ નીચો છોડવો; અને સ્ત્રીએ પોતાની મૂલેન્દ્રિય તથા યોનીન્દ્રિયનું શ્વાસની ઉર્ધ્વગતિદ્વારા સંકોચન કરી વીર્યને ગર્ભાશયમાં સ્થિત કરવું. તત્પશ્ચાત્ જ્યારે બંનેનાં શરીર તથા નાડીની ચેષ્ટા શિથિલ થઈ જાય ત્યારે બંનેએ પૃથક્ થઇ, દશ પંદર મિનિટ રોકાઇને સ્નાન કરવું. જો આ વખતે શિયાળો હોય તો પ્રથમ કેશર, કસ્તુરી, જાયફળ, જાવંત્રી તથા ઇલાયચી નાંખીને ગરમ કરી રાખેલું ઠંડુ દૂધ યથારૂચિ પીને સ્નાન કર્યા વિના પૃથક્ પૃથક્ સૂઈ જવું.

यदि नाधीयात् तृतीये गर्भमासे तिष्येणोपोषितायाः सरूपवत्साया गोर्दधनि मासौ यवं च दधि प्रसतेन प्राशयेत् ॥ १ ॥ किं पिबसि किं पिबसीति पृष्ट्वा पुंसवनं पुंसवनं मिति त्रिः प्रतिजानीयात् ॥ २ ॥ आश्व० गृ० अ० १ खं० १३ सू० २-३

सा यदि गर्भं न दधीत सिंह्याः श्वेतपुष्प्या उपोष्य पुष्येण मूलमुत्थाप्यचतुर्थेऽहनि स्नातायां निशायामुदशेषं पिष्ट्वादक्षिणनासिकायामासिञ्चति ॥ पारस्कर गृह्यसूत्र अ० १ । कं० १३ । सू० १ ।

જો બે ઋતુકાલ વ્યર્થ જાય અર્થાત્ બે માસમાં બે વાર ગર્ભાધાન ક્રિયા નિષ્ફળ જાય-ગર્ભસ્થિતિ ન થાય તો ત્રીજા માસમાં ઋતુકાલ આવે ત્યારે પુષ્ય નક્ષત્રયુક્ત દિવસના પ્રાત:

કાલમાં પ્રથમ વિઆયેલી ગાયનું દહીં બે માસા અને જવના દાણાને શેકીને તેનો લોટ બનાવીને તે બે માસા લઇ તે બંનેને મેળવવાં; અને પોતાની પત્નીના હાથમાં આપીને પતિએ પૂછવું કે 'किं पिबसि' શું (પીયે છે?) આ પ્રમાણે ત્રણવાર પૂછવું. અને આ વખતે સ્ત્રી પોતાના પતિને દરેક ફેરે "पुंसवनम्" (પુંસવન) એ પ્રમાણે બોલીને એના પ્રશ્નનો જવાબ આપે અને તે મિશ્રણને ત્રણવાર ચાટતી જાય. ત્યાર પછી શંખાવળી તથા સફેદ ફુલની ભોંય રીંગણીને પાણીમાં બારીક વાટી તેને કપડામાં નાખી ગાળીને રસ કાઢવો, અને આ રસ રાત્રિને સમયે પતિએ પોતાની પત્નીની ડાબી નાસિકામાં સેચન કરવો અને નીચેના મંત્ર વડે ઇશ્વરની પ્રાર્થના કરવીઃ—

**ओ३म् इयमोषधी त्रायमाणा सहमाना सरस्वती । अस्या अहं बृहत्याः पुत्रः पितुरिव नाम जग्रभम् ॥ पा० गृ० सू० कां० १ । कं० १३ । सू० १ ॥**

**ભાવાર્થ**:—હે પરમાત્મન્! આ ઔષધીઓના ગર્ભની રક્ષા કરનાર, સહનકારક શુદ્ધ, વાગિન્દ્રિયકારક થાઓ, આ સ્ત્રીનો પુત્ર આપની કૃપાથી મોટો થાય અને તેનું નામ હું પાડું.

આ પ્રમાણે ગર્ભાધાન ક્રિયા કરવી, એવો સૂત્રકારોનો મત છે.

વિવાહિત સ્ત્રી-પુરુષોએ પરસ્પર એક બીજાને ચાહવાં જોઇએ અને ત્યાર પછી ગર્ભાધાનની ઇચ્છા કરવી. તે બન્ને જણે ગર્ભસ્થાપન સમયે અર્થાત્ જ્યારે વીર્યસ્ખલ-

નનો સમય થાય ત્યારે બન્નેએ સ્થિત થઈ પોતાનાં શરીર સીધાં રાખી પ્રત્યેક અવયવ એક બીજાના અવયવની સામે રાખી વીર્યનું સેચન આકર્ષણ કરવું.

જો સ્રીપુરુષને દૃઢ નિશ્ચય થાય કે ગર્ભ સ્થિર થઈ ગયો તો બીજે જ દિવસે નીચે લખેલા મંત્રો વડે ઘૃતાહુતિ આપવી, અને જો ગર્ભ રહ્યાનો દૃઢ નિશ્ચય ન હોય તો એક માસ પછી રજસ્વલા થવાના સમયે સ્રી રજસ્વલા ન થાય તો નિશ્ચય જાણવું કે ગર્ભ સ્થિત થયો છે; અને આ પ્રમાણે જાણ્યા પછી નિમ્નલિખિત મંત્રો વડે આહુતિ આપવી. મતલબ કે બીજે દિવસે અથવા બીજાના મહિનામાં આહુતિ આપવી:—

ओ३म् यथा वातः पुष्करिणीं समिङ्गयति सर्वतः। एवा ते गर्भ एजतु निरैतु दशमास्यः स्वाहा ॥ १ ॥ ओ३म् यथा वातो यथा वनं यथा समुद्र एजति। एवात्वं दशमास्य सहावेहि जरायुणा स्वाहा ॥ २ ॥ ओ३म् दश मासाञ्छशयानः कुमारो अधि मातरि। निरैतु जीवो अक्षतो जीवो जीवन्त्या अधि स्वाहा ॥ ३ ॥ ऋ० मं० ५ सू० ७८ मं० ७–८–९

ओ३म् एजतु दशमास्यो गर्भो जरायुणा सह। यथायं वायुरेजति यथा समुद्र एजति। एवायं दशमास्यो अस्रज्जरायुणा सह स्वाहा ॥ १ ॥ ओ३म् यस्यै ते यज्ञियो गर्भो यस्यै योनिर्हिरण्ययी। अङ्गान्यह्रुता

यस्य तं मात्रा समजीगम ५ स्वाहा ॥ २ ॥ यजुः० अ० ८ मं० २८–२९

ओ३म् पुमा ५ सा मित्रावरुणौ पुमा ५ सावश्विनावुभौ। पुमानग्निश्च वायुश्च पुमान् गर्भस्तवोदरे स्वाहा॥१॥ ओ३म् पुमानग्निः पुमानिन्द्रः पुमान्देवो बृहस्पतिः। पुमा ५ सं पुत्रं विन्दस्व तं पुमाननु जायतां स्वाहा ॥२॥ सामवेदमंत्र ब्रा० प्रपा० १ खं० ४ मं० ८–९

જેમ વાટિકાસ્થ જલાશયના જલને વાયુ ધીરેધીરે હલાવે છે, તેમ હે સ્ત્રી! તારો ગર્ભ પ્રાણાદિ શક્તિયુક્ત થઈને ધીરે ધીરે ચેષ્ટા કરે તથા સુખપૂર્વક દશમે માસે જન્મ પામે. ૧.

જેમ વાયુ, વન તથા સમુદ્ર ધીરે ધીરે ચેષ્ટા કરે છે, તેમજ હે ગર્ભ! પરમાત્માની કૃપાથી જરાયુ સહિત પૂર્ણ દશમા માસ સૂધી ગર્ભમાં ધીરે ધીરે ચેષ્ટા કરીને પછી સુખપૂર્વક બહાર આવ. ૨.

માતાના ઉદરમાં દશ માસ સુધી શયન કરીને અક્ષત જીવિત કુમાર બહાર આવે, તથા તેની માતા પણ નિરોગી અને તે જન્મેલો બાલક પણ આનંદપૂર્વક રહે એવી કૃપા પરમાત્મા અમારા ઉપર કરો. ૩.

હે પરમાત્મન્! જેવી રીતે પવન ચાલે છે, અથવા સમુદ્ર પોતાના તરંગોમાં ઉછળે છે તેવી રીતે અમારો આ ગર્ભ પૂર્ણ દશ માસ સૂધી ક્રમથી વધે અને બરાબર દશ

માસનો થઇને જ જન્મે.

હે પરમાત્મન્! આ રોગરહિત શુદ્ધ ગર્ભાશયવાળી સ્ત્રીમાં જે યજ્ઞને યોગ્ય ગર્ભ છે, તથા જે ગર્ભનાં સુંદર અંગ છે એવા તેં આ ગર્ભની કામના કરનારી સ્ત્રીની સાથે સમાગમ કરીને ધર્મયુક્ત ક્રિયાથી બરાબર ગર્ભની પ્રાપ્તિ કરૂં.

ઉપરોક્ત મંત્રોવડે આહુતિઓ આપીને—

ओ३म् सर्वं वै पूर्ण ९ स्वाहा ॥

આ મંત્ર વડે પૂર્ણાહુતિ આપવી. ત્યારબાદ સ્ત્રીના ભોજન છાદનના સુનિયમ કરવા; અર્થાત્ તેને કોઈ પણ જાતનો માદક મદ્યાદિ, રેચક હરડ આદિ, ક્ષાર-અધિક મીઠું, અધિક ખાટું, રૂક્ષ જવ કે ચણા આદિ તથા અતિ તીખા મરચાં વગેરે કદિ પણ ખાવા ન દેવું; પરંતુ ઘી, દૂધ, મિષ્ટાન્ન, સોમ લતા અર્થાત્ ગળો આદિ પૌષ્ટિક ઓષધિ, ભાત, દહીં (મોળું), ઘઉં, અડદ, મગ, તુવરની દાળ આદિ અન્ન તથા પુષ્ટિકારક શાક ખાવા દેવાં. આ પદાર્થોના સાથે ઋતુ ઋતુના મશાલા, ગરમીમાં ઠંડા ઇલાયચી વગેરે તથા શરદીમાં કેશર, કસ્તુરી આદિ નાખીને ખાવાં. યુક્ત આહાર-વિહાર સદા કરવાં. *દહીંમાં સૂંઠ તથા બ્રાહ્મી ઓષધીનું સેવન સ્ત્રીએ વિશેષ કરી કરવું; જેથી સંતાન અતિ બુદ્ધિમાન્, રોગરહિત અને શુભગુણકર્મ સ્વભાવવાળું થાય.

॥ इति गर्भाधान विधिः समाप्तः ॥

* આ દહીં ઘેર જમાવેલું અને તદ્દન મોળું અને મલાઇ-વાળું હોવું જોઇએ; અને તેમ ન બને તો ગાયનું ઉત્તમ દૂધ લેવું તે વધારે સારૂં.

## ॥ अथ पुंसवनम् ॥

---

પુંસવન સંસ્કારનો સમય ગર્ભસ્થિતિનું જ્ઞાન થયાના સમયથી બીજા અથવા ત્રીજા માસ સુધી છે. એજ વખતે પુંસવન સંસ્કાર થવો જોઈએ, જેથી પુરુષત્વ અર્થાત્ વીર્યનો લાભ થાય. બાળકનો જન્મ થયા પછી બે માસ વીતી જાય ત્યાં સુધી પુરુષે બ્રહ્મચારી રહેવું અને સ્વપ્નમાં પણ વીર્યનો નાશ ન થવા દેવો. ભોજન, છાદન, શયન, જાગરણાદિ વ્યવહાર એવી રીતે કરવો કે જેથી વીર્ય દૃઢ રહીને બીજું સંતાન પણ ઉત્તમ બલિષ્ઠ જ થાય.

ગર્ભવૃદ્ધિનો ઉપાયઃ—

वरी विश्वा च गंधा च मधुकं भृंगराट्समम् ।
अजादुग्धेन पानं तु नार्या गर्भस्य वृद्धिकृत् ॥

શતાવરી, સુંઠ, આસન, જેષ્ઠીમધ, ભાંગરો, આ વસ્તુઓને સમભાગે લઈ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરીને તેમાંથી પા તોલો બકરીના તાજા પાશેર દૂધ જોડે પીવાથી ગર્ભની વૃદ્ધિ સારી થાય છે.

ગર્ભસ્રવણનો ઉપાયઃ—

पीत्वा तंदुलतोयेन तंदुलयस्य जटा ऋतौ । पतद्गर्भा च या नारी स्थिरगर्भा प्रजायते ॥

તાંદળજાની ભાજીનાં મૂળીઆં ઋતુ સમયે ચોખાના ધોવરામણમાં વાટીને પીએ તો જે સ્ત્રીનો ગર્ભ બીજે,

ત્રીજે અગર ચોથે માસે આવી જતો હોય તો બંધ થઈ ગર્ભ સ્થિર થાય છે. —ભાષાંતર કર્ત્તા.

पुमा ँ सो मित्रावरुणौ पुमा ँ सावश्विनावुभौ ।
पुमानग्निश्च वायुश्च पुमान् गर्भस्तवोदरे ॥ १ ॥
पुमानग्निः पुमानिन्द्रः पुमान्देवो बृहस्पतिः ।
पुमा ँ सं पुत्रं विन्दस्व तं पुमाननु जायताम्
स्वाहा ॥ २ ॥ साम० ब्रा० प्र० १ खं० ४ मं ८–९

शमीमश्वत्थ आरूढस्तत्र पुंसवनं कृतम् ।
तद्वै पुत्रस्य वेदनं तत्स्त्रीष्वा भरामसि ॥ १ ॥
पुंसि वै रेतो भवति तत्स्त्रियामनुषिच्यते ।
तद्वै पुत्रस्य वेदनं तत्प्रजापतिरब्रवीत् ॥ २ ॥
प्रजापतिरनुमतिः सिनीवाल्यचीक्लृपत् ॥
स्त्रैषूयमन्यत्र दधत्पुमांसमु दधदिह ॥ ३ ॥
अथर्व० कां० ६ सू० ११

(पुमा ँ सौ०) જેમ પ્રાણ અને અપાન, અશ્વિનૌ–પૃથ્વી તથા આકાશ, અગ્નિ તથા વાયુ પુરુષગુણયુક્ત છે, તેમજ તારા ઉદરમાં પુરુષરૂપ ગર્ભ થયો અને તેનું તું યથાવત્ સંરક્ષણ કર. ૧.

(पुमानग्नि०) હે સ્ત્રી! જઠરાગ્નિ, વાયુ, સૂર્ય એ જેવા પુરુષગુણયુક્ત છે; તેવો પુત્ર તને પ્રાપ્ત થાઓ તથા તેના પછી પણ તેવાજ પુત્રો ઉત્પન્ન થાઓ. ૨.

(शमीमश्वत्थ०) જેમ શમી વૃક્ષ પર પીંપળો આરૂઢ થાય છે, તેમ શમી સ્થાનીય સ્ત્રી અને અશ્વત્થ (પીંપળો) સ્થાની પુરુષ, એ બંનેના સમાગમપૂર્વક ગર્ભસ્થિતિ કરીને પુંસવન–પુરુષત્વનો લાભ લેવાય છે. આમાં વિપરીતતા થયાથી નથી થતો. પુત્રની પ્રાપ્તિનો આ જ ઉપાય છે; માટે વીર્ય સેચનદ્વારા ગર્ભનું ધારણ–પોષણ અમે કરીએ છીએ.

(पुंसि वै०) પુરુષમાં વીર્ય ઉત્પન્ન થાય છે, અને તેને સ્ત્રીમાં સેચન કરે છે. આ જ ઉપાય પુત્ર પ્રાપ્તિનો છે અને પરમાત્માએ સર્વેને ઉપદેશ કરેલો છે. ૨.

(प्रजापति०) તે પ્રજાપતિ–પરમાત્મા સર્વવિદ્યા તથા ધર્મનો ઉપદેષ્ટા છે, પ્રેમાદિ ઉત્તમ વ્યવહારો વડે જે સૌકુમાર્યાદિ ગુણયુક્ત અથવા ઉત્તમ કેશયુક્ત સ્ત્રી ગર્ભધારણમાં સમર્થ હોય છે. તેમાંજ પુરુષ ગર્ભસ્થાપન કરે છે; કારણ કે સંસારમાં પરમાત્માએ સંતાનોત્પત્તિનો નિયમ નક્કી કર્યો છે કે ક્ષેત્રરૂપ સ્ત્રી અને બીજરૂપ પુરુષના સંયોગથીજ સંતાનોત્પત્તિ થાય. સ્ત્રી સિવાય અન્યત્ર મનુષ્યોત્પત્તિ નહિ થવી તે સાધારણ નિયમ છે. માટે સ્ત્રી અને પુરુષે વીર્યની બરાબર રક્ષા કરીને ઉત્તમ ગર્ભને સ્થાપવો, અને તેની રક્ષા કરવી. ૩

આ મંત્રોનો અભિપ્રાય એ જ છે કે પુરુષે વીર્યવાન થવું જોઇએ. આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કે:

अथास्यै मंडलागारच्छायायां दक्षिणस्यां नासिकाग्रामजितामोषधीं नस्तः करोति ॥ १ ॥ प्रजावज्जीवपुत्राभ्यां हैके ॥ २ ॥

अश्व० गृ० अ० १ खं० १३ सू० ५-६

अथ पुंसवनं पुरा स्यन्दत इति मासे द्वितीये तृतीये वा ॥ १ ॥ पारस्कर० गृ० सू० कां० १-१४ ॥

(अथास्यै०) ગર્ભવતી સ્ત્રીને ઘરની છાયામાં બેસાડીને દુર્વાના રસને તેના જમણા નાકમાં ગર્ભની સ્થિરતાને માટે સુંઘાડવો, અને તે વખતે प्रजावज्जीव० ઇત્યાદિ મંત્રો વડે પરમાત્માની સ્તુતિ કરવી.

(पुंसवनं०) ગર્ભસ્થાપન પછી બીજા અગર ત્રીજા માસમાં પુંસવન સંસ્કાર કરવો.

આ જ પ્રમાણે ગોભિલીય તથા શૌનક ગૃહ્યસૂત્રોમાં પણ લખેલું છે.

## अथ क्रियारम्भः ॥

પૃષ્ઠ ૭ થી તે શાન્તિપ્રકરણ પર્યન્ત લખ્યા પ્રમાણે (विश्वानि देव०) ઈત્યાદિ વેદમંત્રોથી યજમાન તથા પુરોહિતાદિએ ઇશ્વરોપાસના કરવી તથા જેટલા માણસો ત્યાં હાજર હોય તેમણે પણ ઇશ્વરોપાસનામાં ચિત્ત લગાડવું. એ પ્રમાણે સ્વસ્તિવાચન તથા શાન્તિપાઠ થઇ રહ્યા પછી પ્રથમથી જ તૈયાર કરી રાખેલા યજ્ઞકુંડ આગળ હવન,

સમિધા, સામગ્રી તથા પ્રસ્તુત સંસ્કારમાં ઉપયોગી થનારાં સાધનો તૈયાર રાખવાં. ત્યાર બાદ પ્રથમ લખ્યા પ્રમાણે અગ્ન્યાધાન અગ્નિપ્રજ્વલન કરીને (अयन्त इध्म०) ઇત્યાદિ મંત્રો વડે સમિદાધાન કરી (अयन्त इध्म०) એ મંત્ર વડે પાંચ ઘૃતાહુતિ આપવી. ત્યાર બાદ પ્રથમ લખ્યા પ્રમાણે (अदितेनु०) ઇત્યાદિ ચાર મંત્રો વડે જલ પ્રોક્ષણ કરી આઘારાવાજ્યભાગાહુતિ ચાર તથા વ્યાહૃતિ આહુતિ ચાર આપવી. સામાન્ય પ્રકરણમાં લખ્યા પ્રમાણે (ओ३म् (प्रजापतये०) મંત્ર વડે એક પ્રાજાપત્ય આહુતિ અને (ओ३म् यदस्य कर्मणो०) એ મંત્ર વડે સ્વિષ્ટકૃત આહુતિ આપવી. આ પ્રમાણે થયા પછી નીચે લખેલા બંને મંત્રો વડે ઘૃતની આહુતિઓ આપવી.

ओ३म् आ ते गर्भो योनिमेतु पुमान्बाण इवेषुधिम्। आवीरो जायतां पुत्रस्ते दशमास्यः स्वाहा ॥ १ ॥ सौत्र-मन्त्रः ॥ ओ३म् अग्निरेतु प्रथमो देवतानां सोऽस्यै प्रजां मुञ्चतु मृत्युपाशात् । तदयं राजा वरुणोऽनुमन्यतां यथेयं स्त्री पौत्रमघं न रोदात् स्वाहा ॥ २ ॥ सामवेदमन्त्र ब्रा० प्रपा० १ खं० १ मं० १०

હે સ્ત્રી! તારામાં પુત્રરૂપ ગર્ભ સ્થિર થાઓ. જેવી રીતે બાણ પોતાના ભાથામાં સ્થિર થાય છે તેવી રીતે તારા ઉદરમાં ગર્ભ નિવાસ કરો, અને દશ માસ જ્યારે પૂરા થાય ત્યારે શુરવીરતાદિ ગુણયુક્ત થઈને જન્મે ૧.

અત્યંત વિદ્યાવાન પરમાત્મા અમને પ્રાપ્ત થાઓ અને આ ગર્ભરૂપ અમારી પ્રજાને મૃત્યુ આદિ દુઃખોથી છોડાવીને આનંદરૂપ રાખો. સર્વથી શ્રેષ્ઠ પરમાત્મા, અમારા રાજારૂપ આ મારી પ્રાર્થનાને સ્વીકારી, આ મારી સ્ત્રીને પુત્ર વિરહના દુઃખથી મુક્ત રાખે કે જેથી અમે સંતાનની પ્રાપ્તિ કરીને સદા આનંદમાં રહીએ. ૨.

આ બન્ને મંત્રો વડે બે આહુતિઓ આપ્યા પછી પતિએ પત્નીના હૃદય પર હાથ મૂકીને નિમ્નલિખિત મંત્ર બોલવો:—

**ओ३म् यत्ते सुसीमे हृदये हितमन्तः प्रजापतौ।**
**मन्येहं मां तद्विद्वांसमाह पौत्रमघन्नियाम् ॥ सोत्रमन्त्रः ॥**

હે સૌંદર્યાદિ ગુણયુક્તે! તારા હૃદયમાં હિતાદિ ગુણવાળા પુત્રો સ્થિર થાઓ. પ્રજાપતિ પરમાત્મા ઉપર પ્રીતિ રાખનારા પુત્રો ઉત્પન્ન થાઓ. હે સ્ત્રી! પરમાત્માનો ઉપદેશ છે કે એવા પુત્રો વડે આપણે સદા સુખી થઈએ અને પુત્રો વિના આપણે કદિ દુઃખી ન થઈએ.

તત્પશ્ચાત્ સામવેદનાં તથા મહાવામદેવ્ય ગાન કરીને જે જે સ્ત્રી પુરુષો સંસ્કાર જોવા આવ્યા હોય તેમને આદર-સત્કારપૂર્વક વિદાય કરવાં; પછી વડની કુમળી કૂંપળો અને ગળોને બારીક વાટીને કપડા વડે રસ નિચોવી લઈ ગર્ભિણી સ્ત્રીના જમણા નાસાપુટમાં રેડવો અને પછી નીચેના મંત્ર વડે ઇશ્વરની પ્રાર્થના કરવી.

ओ३म् हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् । स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥ यजुः० अ० ३१ मं० ४

ओ३म् अद्भ्यः सम्भृतः पृथिव्यै रसाच्च विश्वकर्मणः समवर्त्तताग्रे । तस्य त्वष्टा विदधद्रूपमेति तन्मर्त्यस्य देवत्वमाजानमग्रे ॥ य० अ० ३१ । मं० १७

જલદ્વારા પૃથ્વી ઉપર ઉત્પન્ન થએલી ઓષધીઓના રસથી ઉત્પન્ન થએલ વીર્ય વડે આ ગર્ભનું ધારણ અને ઉત્પત્તિ થાય છે. જેમ પૃથિવ્યાદિ જગત્ પરમાત્માએ પોતાના સામર્થ્યથી આદિ કાલમાં ઉત્પન્ન કર્યું, અને વર્તમાનમાં રાખેલું છે; તેમજ વીર્યથી ગર્ભ ધારણ અને ઉત્પન્ન થાય છે. જેમ આ જગત્‌ના રૂપાદિ વિચિત્ર પદાર્થનું વિધાન પરમાત્મા કરે છે; તેમજ ગર્ભથી મનુષ્યના દેવત્વ તથા ઉત્તમ ગુણ વીર્ય વગેરેનું વિધાન પરમાત્માની કૃપા વડે મનુષ્ય કરે છે. કારણ કે તે એક શિલ્પી છે. હે પરમાત્મા! અત્યંત કરુણા કરીને આ ગર્ભની રક્ષા કરી ઉત્તમ ગુણવાળો ઉત્પન્ન કરો.

હે જગદુદ્ધારક પરમાત્મન્! આપ સૌંદર્ય સ્વરૂપ, સર્વશ્રેષ્ઠ; સર્વાન્તર્ગત આત્મા અને અંતઃકરણ અર્થાત્ વેદજ્ઞાન સ્વરૂપ છો. આપ આ ગર્ભને સૌંદર્યાદિ ગુણયુક્ત કરો.

આ બે મંત્રો બોલી રક્ષા પછી પતિ પોતાની ગર્ભિણી પત્નીના ગર્ભાશય પર હાથ મૂકીને નીચેનો મંત્ર બોલે:-

ओ३म् सुपर्णोऽसि गरुत्माँस्त्रिवृत्ते शिरो गायत्रं चक्षुर्बृहद्रथन्तरे पक्षौ । स्तोम आत्मा छन्दाᳬंस्यङ्गानि यजूᳬंषि नाम । साम ते तनूर्वामदेव्यं यज्ञायज्ञियं पुच्छं धिष्ण्याः शफाः । सुपर्णोऽसि गरुत्मान्दिवं गच्छ स्वः पत ॥ यजुः अ० १२ मं० ४.

આ પ્રમાણે આ સંસ્કાર પુરો થયા પછી ગર્ભિણી સ્ત્રીએ યુક્તાહારવિહાર કરતાં રહેવું. વિશેષ કરી ગળો, બ્રાહ્મી, સુંઠ દૂધની સાથે થોડી થોડી પીવી; અને અધિક શયન, અધિક જાગરણ તથા અધિક ભાષણ ન કરવાં; અતિ ખારા, ખાટા, તીખા, કડવા અને રેચક આદિ પદાર્થો નહિ ખાવા. સૂક્ષ્મ આહાર કરવો તથા ક્રોધ, દ્વેષ, લોભાદિ દોષોથી દૂર રહી ચિત્તને હંમેશાં પ્રસન્ન રાખવું અને શુભાચરણથી રહેવું.

॥ इति पुंसवनसंस्कारविधिः समाप्तः ॥



## अथ सीमन्तोन्नयनम् ॥

હવે ત્રીજો સંસ્કાર સીમન્તોન્નયન નામનો છે તે લખીએ છિયે. આ સંસ્કારથી ગર્ભિણી સ્ત્રીનું મન સંતુષ્ટ થાય છે, આરોગ્ય રહે છે તથા ગર્ભસ્થિતિ ઉત્કૃષ્ટ થઇ પ્રતિદિન વધતી જાય છે. આ સંસ્કારને માટે નિમ્નલિખિત પ્રમાણો છે.

**चतुर्थे गर्भमासे सीमन्तोन्नयनम् ॥१॥ अपूर्यमाणपक्षे यदा पुंसा नक्षत्रेण चन्द्रमा युक्तः स्यात् ॥२॥ अथास्यै युग्मेन शलाटुग्लप्सेन त्रेण्या च शलल्या त्रिभिश्च कुशपिञ्जलैरूर्ध्वं सीमन्तं व्यूहति भूर्भुवः स्वरोमिति त्रिः चतुर्वा ॥५॥ आश्व० गृ० सू० १ खं० १ कं० १४ सू० १-१-४-५**

ભાવાર્થ:—ગર્ભાધાનથી ચોથા માસના શુક્લપક્ષમાં જ્યારે મૂલ આદિ પુરુષ નક્ષત્રયુક્ત ચન્દ્રમા હોય તે દિવસે સીમન્તોન્નયન સંસ્કાર કરવો.

**पुंसवनवत्प्रथमे गर्भे मासे षष्ठेऽष्टमे वा ॥ पारस्कर गृ० सू० कं० २५ सू० २**

ભાવાર્થ:—પુંસવન સંસ્કારની પેઠે ગર્ભાધાનથી છઠ્ઠા અથવા આઠમા માસમાં પૂર્વોક્ત પક્ષ નક્ષત્રયુક્ત ચન્દ્રમા હોય તે દિવસે સીમન્તોન્નયન સંસ્કાર કરવો.

## अथ क्रियारम्भः

પ્રથમ યજ્ઞકુંડ તથા સંસ્કારોપયોગી સામગ્રી વગેરે તૈયાર કરી સ્વસ્તિવાચન અને શાન્તિપાઠ કરી, ઈશ્વર સ્તુતિ, પ્રાર્થના ઉપાસના પૃષ્ઠ ૪૬ માં લખ્યા પ્રમાણે ઋત્વિ-ગ્વરણ કરવું અને તે પછી પૃષ્ઠ ૪૭ થી ૪૯ સુધીમાં લખ્યા પ્રમાણે આચમન, માર્જન કરી અગ્ન્યાધાન કરવું અને અગ્નિ પ્રદીપ્ત થયા પછી તેમાં લખ્યા પ્રમાણે પાંચ ઘૃતાહુતિ, જલ સેચન, ચાર આઘારાવાજ્ય ભાગાહુતિ તથા ચાર વ્યાહૃતિ મળી આઠ ઘીની આહુતિઓ આપવી.

આ પ્રમાણે વ્યાહૃત્યાહુતિ આપી રહ્યા પછી પ્રથમથી તૈયાર કરી રાખેલી, ચોખા, મગ તથા તલની*ખીચડીમાં પુષ્કળ ઘી નાખીને નિમ્નલિખિત મંત્રોવડે આઠ આહુતિઓ આપવીઃ—

**ओ३म् धाता ददातु दाशुषे प्राचीं जीवातु मक्षिताम् । वयं देवस्य धीमहि सुमतिं वाजिनीवति स्वाहा ॥ इदं धात्रे—इदन्न मम ॥१॥**

---

*આ ખીચડી બનાવવામાં ચોખા, તલ તથા મગ સમભાગે લેવા અને તે લેતી વખતે **ओ३म् प्रजापतये त्वा जुष्टं निर्वपामि** એમ બોલવું પછી એને ધોઈ નાંખવા, અને ધોતી વખતે **ओ३म् प्रजापतयेत्वा जुष्टं प्रोक्षामि** એ પ્રમાણે બોલવું.

ધાતા–પરમાત્મા આ ગર્ભને બુદ્ધિ આદિ ગુણયુક્ત કરી દીર્ઘાયુ કરો. હે સ્ત્રી! આપણે બન્ને મળીને પરમાત્માની પ્રાર્થના કરીએ કે તે આપણને બુદ્ધિમાન્ શોભાયુક્ત પુત્ર આપે કે જેથી આપણે સુખી થઇએ.

ओ३म् धाता मंजानामुत रायऽईशे धात्रेदं विश्वं भुवनं जजान। धाता कृष्टीरनिमिषाभिचष्टे धात्रऽइद्धव्यं घृतवज्जुहोत स्वाहा। इदं धात्रे-इदन्न मम ॥२॥ सौत्रमन्त्रः॥

સર્વ જગતને ધારણ કરનાર તથા પ્રજાને ઉત્પન્ન કરનાર ઇશ્વરે આ જગત્ ઉત્પન્ન કર્યું છે; તે ધાતા–પરમાત્મા મનુષ્યને ઉપદેશ કરે છે કે ઘૃતાદિ ઉત્તમ પદાર્થ તમે યજ્ઞદ્વારા મને અર્પણ કરો.

ओ३म् राकामहं सुहवां सुष्टुती हुवे शृणोतु नः सुभगा बोधतुत्मना॥ सीव्यत्वपः सूच्याच्छिद्यमानया ददातु वीरं शतदायमुक्थ्यं स्वाहा॥ इदं राकायै-इदन्न मम ॥३॥

સર્વાધાર, સર્વપૂજ્ય પરમાત્માને હું પૂજું છું, અને તેની જ સ્તુતિ કરૂં છું. તે અમારી સ્તુતિ સાંભળીને આ ગર્ભના આત્માને શ્રેષ્ઠ બોધયુક્ત કરી, પ્રાણાદિનું શરીરની સાથે સંધાન કરે; જેવી રીતે સંગીન સોયવડે કપડું શીવાય છે તેવી રીતે અસંખ્ય વિદ્યાદિના ગ્રહણકર્ત્તા તથા લોકોમાં સ્તુતિ યોગ્ય વીર પુત્ર અમને કૃપા કરીને આપો.

ओ३म् यास्ते राके सुमतयः॥ सुपेशसो याभिर्दं-

दासि दाशुषे वसूनि । ताभिर्नो अद्य सुमना उपागहि सहस्रपोषं सुभगे रराणा स्वाहा ॥ इदं राकायै इदन्न मम ॥४॥ ऋ० मं० सू० ३२ मं० ४–५

હે પરમાત્મન્! જેમ સુંદર રૂપગુણ તથા ઉત્તમ બુદ્ધિવાન્ સંતાન આપ અમને આપો છો તથા ઉત્તમ ધનાદિ ઐશ્વર્ય આપો છો; તેવીજ રીતે આપ અમને પ્રાપ્ત થઇને અનેક પ્રકારની પુષ્ટિ આપો. હે સુભગે! એજ પરમાત્માની કૃપાથી આપણી પ્રજા સુખપૂર્વક રહેશે.

ओ३म् नेजमेष परापत सुपुत्रः पुनरापत । अस्यै मे पुत्रकामायै गर्भमाधेहि यः पुमान्स्वाहा ॥५॥

હે પરમાત્મન્! આ મારી પુત્ર કામનાવાળી સ્ત્રીના ગર્ભાશયમાં ગર્ભ છે, તે આપની કૃપા વડે દશ માસ સુધી સ્થિર રહો.

ओ३म् यथेयं पृथिवी मह्युत्ताना गर्भमादधे । एवं तं गर्भमाधेहि दशमे मासि सूतवे स्वाहा ॥६॥

હે જગદીશ્વર! જેમ આ પૃથ્વી પોતામાં પડેલા બીજને પૂર્ણકાલ સુધી પોતાના ગર્ભમાં રાખે છે, તેમ આ મારી સ્ત્રી પણ આપની કૃપાથી ગર્ભને દશમે માસે જન્મ આપો.

ओ३म् विष्णोः श्रेष्ठेन रूपेणास्यां नार्यांगवीन्याम् । पुमांसंपुत्रानाधेहि दशमे मासि सूतवे स्वाहा ॥७॥ सौत्रमन्त्राः ॥

આ પૃથ્વીરૂપી સ્રીમાં પરમાત્માની કૃપાથી ઉત્તમ સ્વરૂપવાન પુત્ર દશમે માસે જન્મો.

**ओ३म् भूर्भुवः स्वः । प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परिता बभूव यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणां स्वाहा ॥ इदं प्रजापतये इदन्न मम ॥ ऋ० मं० १० सू० १२१ मं० १०**

આ મંત્રનો અર્થ આગળ આવેલો છે.

આ પ્રમાણે આઠ આહુતિ આપ્યા બાદ નિમ્ન મંત્ર વડે એક ભાતની આહુતિ આપવી.

**ओ३म् प्रजापतये स्वाहा ॥**

ત્યારપછી પૃષ્ટ ૫૬ માં આપેલી સ્વિષ્ટકૃત આહુતિ ખીચડીની આપવી. અને તે પછી **ओ३म् त्वनो अग्ने०** વાળા પૃષ્ટ ૫૮ માં બતાવ્યા પ્રમાણે આઠ ઘૃતાહુતિઓ આપવી તથા પૃષ્ટ ૫૫ માં બતાવ્યા પ્રમાણે ચાર વ્યાહુતિ મંત્રોથી ચાર આજ્યાહુતિ આપવી.

આ પ્રમાણે ઉપરની સઘળી આહુતિઓ આપ્યા બાદ પતિ-પત્નીએ એકાન્તમાં જઇને ઉત્તમાસન પર બેસવું પછી પતિ પત્નીની પાછળ બેસીને નિમ્નલિખિત મન્ત્રોનો પાઠ કરે:-

**ओ३म् सुमित्रिया न आप ओषधयः सन्तु । दुर्मित्रियास्तस्मै सन्तु । योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मः ॥ यजुः० अ० ६ मं० २२**

હે પરમાત્મન્! આપની કૃપાથી પ્રાણ, જલ તથા સર્વ ઔષધી અમારી મિત્ર-હિતકર્તા થાઓ, તથા જે અમારા શત્રુ-અમારી ઈર્ષ્યા કરનારા-જેનો અમે દ્વેષ કરીએ છીએ તેમને માટે સર્વ ઓષધી તથા જગત્ના જલાદિ પદાર્થો દુર્મિત્રિયા અર્થાત્ અહિતકારી થાઓ કે જેથી એમનું બલ કદિ ન વધે.

**ओ३म् मूर्द्धानं दिवो अरतिं पृथिव्या वैश्वानरमृतऽ आ जातमग्निम् । कविꣳसम्राजमतिथिं जनानामासन्ना पात्रं जनयन्त देवाः ॥ यजु० अ० ७ मं० २४**

જે તેજસ્વી સૂર્યાદિ પદાર્થોનો મૂર્ધાસ્થાની-સર્વથી ઉત્કૃષ્ટ-પૃથિવી આદિનો રચનાર વિશ્વનો રાજા, સર્વ પૂજ્ય, સત્યનો આધાર, સર્વના પ્રકાશક તથા સર્વજ્ઞ પરમાત્મા કે જેને દેવ-વિદ્વાનો વિજ્ઞાનથી જાણીને હૃદયમાં માને છે, તે પરમાત્મા આ ગર્ભની રક્ષા કરે.

**ओ३म् अयमूर्जावतो वृक्ष ऊर्जीव फलिनी भव । पर्णं वनस्पते नुत्वा नुत्वा सूयताꣳरयिः ॥ सामवेद मन्त्र ब्रा० प्रपा० १ खं० ५ मं० १**

જેમ આ ઉદુમ્બર વૃક્ષ બહુ ફળવાળું છે તેમજ હે સ્ત્રી! તું પણ બહુતર ફળશાલિની-બહુ પુત્રવતી થા. જગતપોષક પરમાત્મા તને ધનસંપન્ન કરો.

**ओ३म् येनादितेः सीमानं नयति प्रजापतिर्महते सौभगाय । तेनाहमस्यै सीमानं नयामि प्रजामस्यै जरदष्टिं कृणोमि ॥**

પ્રજાપતિ-પરમાત્મા અદિતિ પૃથ્વીની સીમાને જે સામર્થ્ય વડે બનાવે છે અને જાણે છે, પરમાત્માના તે સામર્થ્ય વડે આ સ્ત્રીની સીમા કેશની અવધિને સૌભાગ્ય, પુત્ર પૌત્રાદિ તથા ધન ધાન્યાદિ ઐશ્વર્યને માટે હું ઉન્નતિશીલ કરૂં છું; તથા આ મારી પત્નીના પ્રજાને ઈશ્વરાનુગ્રહથી વૃદ્ધાવસ્થા પર્યંત સુખથી સ્થિર રહે તેવી કરૂં છું.

**ओ३म् राकामहꣳ सुहवाꣳ सुष्टुती हुवे शृणोतु नः सुभगा बोधतु । उशागंहि सहस्रपोषꣳसुभगे रराणा ॥**

હે જગદીશ્વર! ચંદ્રમાયુક્ત રાત્રિ વડે સુંદર સ્પર્ધા કરવા યોગ્ય સ્રી કે જેને અમે પ્રાપ્ત થઇએ છીએ તે અમને ઉત્તમ ઐશ્વર્યની તથા અસંખ્ય પ્રકારની પુષ્ટિની પ્રાપ્તિ કરાવે.

**ओ३म् किंपतमना सीव्यत्वपः सूच्या छिद्यमानया ददातु वीरꣳशतदायुमुक्थ्यम् ॥**

આ મંત્રનો અર્થ આગળ આવી ગયો છે

**ओ३म् यास्ते राके सुमतये सुपेशसो याभिर्ददासि दाशुषे वसूनि । ताभिर्नो अद्य सुमनापश्यसि प्रजां पशून्त्सौभाग्यं मह्यंदीर्घायुष्ट्वं पत्युः ॥ सामवेदमन्त्र ब्राह्मणे प्रपा० १ खं० ५ मं० २-५**

(यास्तेराके०) હે પરમાત્મન્! જેમ સુંદર રૂપ, ગુણ તથા

ઉત્તમ બુદ્ધિવાળાં સંતાન તથા ધનાદિ ઐશ્વર્ય આપો છો, તેમજ મને તથા મારી સ્ત્રીને દીર્ઘાયુ કરી સંપત્તિયુક્ત કરો.

ઉપર્યુક્ત મંત્રો બોલીને પતિએ પોતાના હાથે પત્નીના કેશમાં સુગન્ધિત તેલ નાંખી કાંસકી વડે ઓળીને, ઉમરડા અથવા અર્જુનવૃક્ષની ડાંડી અથવા દર્ભની મૃદુ સળી અથવા શીસોળીયાં વડે કેશ સાફ કરીને, સુંદર વેણી બાંધીને પછી યજ્ઞશાલામાં આવવું. આ વખતે વીણા આદિ વાજાં વગડાવવાં; તત્પશ્ચાત્ પૃષ્ટ ૬૭ માં જણાવ્યા પ્રમાણે સામવેદ ગાન કરવું. પછી:—

**ओ३म् सोमएव नो राजेमा मानुषोः प्रजाः । अविमुक्त चक्र आसीरंस्तीरे तुभ्यं असौ ॥***

જેમ આ નદીનું પાણીચક્ર ફરે છે (સૂર્ય દ્વારા સોષાઇને પાછું વર્ષાદ્વારા નદીમાં આવે છે) તેમ આ સંસાર રૂપી નદીમાં જગત્પ્રેરક પરમાત્મા આ માનુષી પ્રજાને તેમના કર્મો પ્રમાણે મોકલે છે, અને એ ચક્ર નિરંતર ચાલે છે.

આરંભમાં આ મંત્રનું ગાન કરીને પછી અન્ય મંત્રોનું ગાન કરવું; ત્યારબાદ ખીચડીની આહુતિઓ આપતાં વધેલી ખીચડીમાં પુષ્કળ ઘી નાંખીને ગર્ભિણી સ્ત્રી પોતાનું પ્રતિબિંબ તે ઘીમાં જુએ. આ સમયે પતિ પત્નીને પૂછે કે "**किं पश्यसि**" (શું જુએ છે?) પત્ની ઉત્તર આપે કે "**प्रजां पश्यामि**" (સંતતિ જોઉં છું.) ત્યારબાદ એકાંતમાં પોતાના કુલની વૃદ્ધ, કુલીન, સૌભાગ્યવતી, પુત્રવતી સ્ત્રીઓ

***असौ** પદના સ્થાનમાં કોઇ નદીનું નામ બોલવું.

તથા બ્રાહ્મણની સ્ત્રીઓ ગર્ભિણીની સાથે પ્રસન્ન વદને બેસે તથા પ્રસન્નતાની વાતો કરે અને ગર્ભિણી તે ખીચડી ખાય; પછી પાસે બેઠેલી સ્ત્રીઓ નીચે પ્રમાણે ગર્ભિણીને આશીર્વચન દેઃ—

**ओ३म् वीरसूस्त्वं भव, जीवसूस्त्वं भव, जीवपत्नी त्वं भव ॥**

હે સ્ત્રી! તું શૂરવીર, દીર્ઘાયુ પુત્રને જન્મ આપ, અને તું પણ પ્રસૂત થયા પછી જીવિત રહે.

આ પ્રમાણે શુભ માંગલિક વચન બોલવાં; તત્પશ્ચાત્ સંસ્કારમાં આવેલાં મનુષ્યોનો યથાયોગ્ય સત્કાર કરી, સ્ત્રી સ્ત્રીઓને અને પુરુષ પુરુષોને વિદાય કરે.

**॥ इति सीमन्तोन्नयन संस्कार विधिः समाप्तः ॥**



## ॥ अथ जातकर्म संस्कार विधिः ॥

આ સંસ્કારનો સમય, પ્રમાણ તથા વિધિ નીચે પ્રમાણે છે:—

सोष्यन्तीमद्भिरभ्युक्षति० ॥ पार० गृ० सू० १-१६-२

આ પ્રમાણે આશ્વલાયન, ગોભિલીય તથા શૌનક ગૃહ્ય સૂત્રોમાં પણ લખેલું છે.

જ્યારે પ્રસવ સમય થાય ત્યારે નિમ્નલિખિત મંત્રો વડે ગર્ભિણી સ્ત્રીના શરીર પર જલ વડે માર્જન કરવું:-

ओ३म् एजतु दशमास्यो गर्भो जरायुणा सह । यथा यं वायुरेजति यथा समुद्र एजति । एवायं दशमास्यो अस्रञ्जरायुणा सह ॥ यजुः अ० ८ मं० २८

આ મંત્રના અર્થ પૃષ્ટ ૯૬માં છે ત્યાં જોઈ લેવો.

આ મંત્ર વડે મા[illegible]ન કર્યા બાદ—

ओ३म् अवैतु पृश्निशेवलꣳ शुने जराय्वत्तवे । नैव मांꣳसेन पीवरी न कस्मिंश्चनायतनमवजरायु पद्यताम् ॥ पार० गृ० सू० १-१६

હે પરમાત્મન્! આ ગર્ભજરાયુ (ઓર) વેષ્ટિત આપની કૃપા વડે ઓર તૂટી જઈ અથવા તો કંઇ પણ નાડી તૂટયા વિના તે ગર્ભ બહાર આવો.

આ મંત્રનો જપ કરીને પુનઃ માર્જન (જલસિંચન) કરવું.

**कुमारं जातं पुराऽन्यैरालम्भात् सर्पिर्मधुनी हिरण्यनिकाषं हिरण्ययेन प्राशयेत् ॥ आश्वलायन गृ० सू० अ० १ खं० १५ सू० १ ॥**

જ્યારે પુત્રનો જન્મ થાય ત્યારે પ્રથમ દાયણ આદિ સ્ત્રીઓએ બાળકના શરીર ઉપરની ઓર દૂર કરી, મુખ, નાસિકા, કાન, આંખ આદિમાંથી મળને શીઘ્ર દૂર કરી કોમળ વસ્ત્ર વડે શરીર કોરૂં કરી બાળકને તેના પિતાના ખોળામાં આપવું. પછી પિતાએ તેને જ્યાં વાયુ તથા શીતલતા ન હોય ત્યાં લઈ જઇને બેસી એક વેંતભર નાળ રાખીને તેને સુતર વડે બાંધી વધારાની નાડીને તીક્ષ્ણ છરી વડે કાપી નાંખવી. ત્યારબાદ બાળકને ઉષ્ણ જળ વડે સ્નાન કરાવી શુદ્ધ વસ્ત્ર વડે કોરૂં કરી, શુદ્ધ નવીન કોમળ વસ્ત્ર પહેરાવવું. ત્યારબાદ પ્રસૂતિગૃહની બહાર યજ્ઞકુંડ તૈયાર કરાવ્યો હોય તો ત્યાં અથવા તો ત્રાંબાનો યજ્ઞકુંડ હોય તો તે મૂકીને સમિધાચયન વગેરે પ્રથમથી જ તૈયાર રખાવેલું હોય ત્યાં જઇ બાળકના પિતાએ પોતાના હાથ પગ ધોઇ નાંખીને વેદિની પશ્ચિમમાં

પૂર્વાભિમુખે બેસવું, અને*પુરોહિત કુંડના દક્ષિણ ભાગમાં ઉત્તરાભિમુખ બેસે; પછી પુરોહિત તથા યજમાનની આગળ પ્રસ્તુત સંસ્કારોપયોગી સર્વ સામગ્રી ગોઠવી દેવી અને યજમાને પુરોહિતને કહેવું કેઃ—

**ओ३म् आ वसोः सदने सीद ॥**

પુરોહિતે જવાબ આપવો કે,

**ओ३म् सीदामि ॥**

ઉપર પ્રમાણે પુરોહિતે બોલીને પોતાના આસન ઉપર બેસવું. ત્યારબાદ પુરોહિતે પૃષ્ઠ ૫૪ થી ૬૦ સુધીમાં જણાવ્યા પ્રમાણે અગ્ન્યાધાન, સમિધાદાન, પંચઘૃતાહુતિ, જલપ્રોક્ષણ તથા આઘારાવાજ્યભાગાહુતિ ચાર અને વ્યાહૃતિ આહુતિ ચાર આપવી. ત્યારબાદ નીચે લખેલા મંત્રો વડે ઘૃતાહુતિ આપવી.

**ओ३म् या तिरश्ची निपद्यते अहं विधरणी इति। तां त्वा घृतस्य धारया यजे सꣳराधनीमहम्। सꣳराधिन्यै देव्यै देष्ट्र्यै स्वाहा ॥ इदं संराधिन्यै—इदन्न मम ॥ १ ॥**

હે ગર્ભ ધારણને માટે ધરણીસ્થ થતી સ્ત્રી! ઘૃતને તેની ધારાથી હું સંસ્કૃત કરૂં છું. તું ગર્ભની સારી રીતે સિદ્ધિ કરનારી છે, એવી ગુણવાળી સ્ત્રી હું તને અનુકૂલ રહીશ.

---

*ધર્માત્મા શાસ્ત્રોક્ત વિધિને પૂર્ણ રીતિથી જાણનાર, વિદ્વાન્ સદ્ધર્મી, કુલીન, નિર્વ્યસની, સુશીલ, વેદપ્રિય, પૂજનીય, સર્વોપકારી ગૃહસ્થની પુરોહિત સંજ્ઞા છે.

**ओ३म् विपश्चित् पुच्छमभरत्तद्धाता पुनराहरत् । परे हि त्वं विपश्चित्पुमानयं जनिष्यतेऽसौ नामा स्वाहा ॥ इदं धात्रे–इदन्न मम ॥ २ ॥ सामवेद मन्त्र ब्राह्मणे प्रपा० १ खं० मं० ६–७**

ગર્ભવિદ્યાને જાણનારો વિદ્વાન્ પતિ સ્ત્રીમાં ગર્ભ નિષિક્ત કરે છે અને જન્મ સમયમાં જાતકર્મ વડે આહરણ કરે છે. હે ગર્ભવિદ્યામાં નિપુણ પતિ! તમે સૂતિકાગૃહની બહાર રહો, કારણ કે સ્ત્રી પુત્રને જન્મ આપશે. (જન્મ થતી વખતે પતિએ સ્ત્રીની પાસે ન રહેવું.)

ઉપર પ્રમાણે ઘૃતાહુતિ આપ્યા પછી વામદેવ્ય ગાન કરીને પૃષ્ટ ૯થી ૧૧ સુધી લખ્યા પ્રમાણે ઈશ્વરોપાસના કરવી. તત્પશ્ચાત્ ઘી, મધ *બરાબર મેળવીને પ્રથમથી તૈયાર કરાવેલી સોનાની સળીથી તે મિશ્રણ વડે બાળકની જીભ ઉપરઃ—

**ओ३म्**

આ અક્ષરો લખીને બાળકના દક્ષિણ કાનમાં "त्वं वेदोसि" (તારૂં ગુપ્ત નામ વેદ છે.) એ પ્રમાણે કહીને પૂર્વથી મેળવેલા ઘી અને મધમાં સુવર્ણની સળી વડે, નીચેના મંત્રો બોલી બાળકને થોડું થોડું ચટાડેઃ—

*ઘી અને મધ સરખા ભાગે મેળવવાથી વિષ સમાન થાય છે; માટે ઘી એક રૂપિયાભાર તો મધ બે રૂપિયાભાર, એ પ્રમાણથી મેળવવું. ભાષાંતર કર્તા

ओ३म् प्रते ददामि मधुनो घृतस्य वेद सवित्रा प्रसूतं मघोनाम् । आयुष्मान् गुप्तो देवताभिः शतं जीव शरदो लोके अस्मिन् ॥ १ ॥

હે બાલક! તને મધુ અને ઘૃતનો ખોરાક પ્રથમ હું ભોજનાર્થ આપું છું; તું જગદુત્પાદક પરમાત્માની કૃપાથી સર્વોત્તમ દ્રવ્યાદિ પદાર્થોનો ભોક્તા થા. તું મારા પુત્રરૂપ ઉત્પન્ન થયો છે, તને હું વેદનું દાન આપું છું, તું ઈશ્વરાનુગ્રહથી વિદ્વાન્ થા તથા આ લોકમાં ઇન્દ્રિયો તથા વિદ્વાનો વડે રક્ષિત થઈને સો વર્ષ જીવ.

ओ३म् मेधान्ते मित्रावरुणौ मेधामग्निर्दधातु ते । मेधान्ते अश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ ॥ सामवेद मं० ब्रा० प्रपा० १ खं ५ मं० ९

હે પુત્ર (અગર પુત્રી!) તને સવિતા દેવ–પરમેશ્વર–શીઘ્ર શાસ્ત્રગ્રહણ કરનારી બુદ્ધિ આપે તથા સરસ્વતી પરમાત્માની વાણી વેદવિદ્યા તને બુદ્ધિ આપે તથા અશ્વિન્ દેવ, સૂર્ય, ચંદ્રને જેણે માળાવત્ ધારણ કરેલા છે; એ બે પ્રકારનો વાયુ કે જેનાથી લોકાન્તરની સ્થિતિ પામેલી છે તે તને બુદ્ધિપ્રદાન કરે.

ओ३म् भूस्त्वयि दधामि ॥ २ ॥ ओ३म् भुवस्त्वयि दधामि ॥ ३ ॥ ओ३म् स्वस्त्वयि दधामि ॥ ४ ॥ ओ३म् भूर्भुवः स्वस्सर्वं त्वयि दधामि ॥ ५ ॥

હે બાળક! ભૂલોક, અંતરિક્ષલોક તથા સ્વર્ગલોક એ ત્રણે લોકનું ઐશ્વર્ય તારામાં સ્થાપું છું.

**ओ३म् सद॑स॒स्पति॒मद्‌भु॑तं प्रि॒यमिन्द्र॑स्य॒ काम्य॑म् । स॒निं मे॒धाम॑यासिष॒ꣳस्वाहा॑ ॥ ६ ॥ यजुः० अ० ३२ मं० १३**

હે બાળક! તું જ્ઞાનના રક્ષક, ઐશ્વર્ય, ગુણકર્મ સ્વભાવ વાળા પરમાત્માની કૃપાથી, ઇંદ્રિયોના માલીક જીવના ઇચ્છિત પ્રિય વિષયો તથા સત્યાસત્યનું યથાવત્ નિરીક્ષણ કરનાર ઉત્તમ બુદ્ધિને પ્રાપ્ત થા.

આ પ્રત્યેક મંત્ર વડે છ વાર ઘૃત-મધુ પ્રાશન કરાવીને ચોખા તથા જવને શુદ્ધ કરીને પાણીની સાથે પીસીને વસ્ત્રગાળ કરી એક પાત્રમાં રાખી હાથના અંગુઠા તથા અનામિકા વડે થોડું લઈનેઃ—

નિમ્ન મંત્ર બોલીને બાળકના મુખમાં એક ટીપું પાડવું. (આ માત્ર ગોભિલીય ગૃહ્યસૂત્રનો મત છે.)

**ओ३म् इदमाज्यमिदमन्नमिदमायुरिदममृतम् । सामवेद मं० अ० १ खं० ५ मं० १८**

હે બાળક! આ ઘી તથા અન્ન તારે માટે આયુષ્ય તથા જીવનપ્રદ થાવ.

પશ્ચાત્ બાળકનો પિતા બાળકના દક્ષિણ કાન આગળ પોતાનું મુખ રાખીને નીચેના મંત્રો બોલેઃ—

ओ३म् मेधान्ते देवः सविता मेधां देवी सरस्वती।
मेधान्ते अश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ ॥ १ ॥

આ મંત્રનો અર્થ પૃષ્ઠ ૧૧૯માં આપેલો છે.

ओ३म् अग्निरायुष्मान् स वनस्पतिभिरायुष्माँस्तेन-
त्वायुषायुष्मन्तं करोमि ॥ २ ॥

ओ३म् सोमऽआयुष्मान् स ओषधीभिरायुष्माँस्तेन*॥३॥
ओ३म् ब्रह्म आयुष्मत् तद्ब्राह्मणैरायुष्मत्तेन० ॥४॥
ओ३म् देवा आयुष्मन्तस्तेऽमृतेनायुष्मन्तस्तेन० ॥५॥
ओ३म् ऋषय आयुष्मन्तस्ते व्रतैरायुष्मन्तस्तेन०॥६॥
ओ३म् पितर आयुष्मन्तस्ते स्वधाभिरायुष्मन्तस्तेन०॥७॥
ओ३म् यज्ञ आयुष्मान् स दक्षिणाभिरायुष्माँस्तेन० ॥८॥
ओ३म् समुद्र आयुष्मान् स स्रवन्तीभिरायुष्माँस्तेन त्वायु-
षाऽयुष्मन्तं करोमि ॥९॥ पार. गृ. सू. १६ मं. ६.

હે બાળક! જેવી રીતે વનસ્પતિ વડે અગ્નિ, ઔષધી વડે ચંદ્રમા, બ્રાહ્મણો વડે વેદામૃત, સત્યવિદ્યા વડે વિદ્વાન્, સત્યવ્રત વડે ઋષિ, સત્યજ્ઞાન વડે પિતૃ, દક્ષિણા વડે યજ્ઞ,

---

* આગળ ઉપરના મંત્રમાં જે છે તે પ્રમાણે त्वायुषा ઇત્યાદિ પૂરો મંત્ર બોલાવે.

જળથી વહેતી નદીઓ વડે સમુદ્ર દીર્ઘાયુ થાય છે; તેવી જ રીતે તને હું દીર્ઘાયુ કરૂં છું.

ઉપર પ્રમાણે ડાબા કાન આગળ પોતાનું મુખ રાખીને ઉપર્યુક્ત નવ મંત્રો ફરીથી બોલવા; પશ્ચાત્ પિતા બાળકના ખભાને પોતાનો હાથ લગાડીને નિમ્નલિખિત મંત્રો બોલેઃ

**ओ३म् इन्द्र श्रेष्ठानि द्रविणानि धेहि चित्तिं दक्षस्य सुभगत्वमस्मे। पोषं रयीणामरिष्टिं तनूनां स्वाद्मानं वाचः सुदिनत्वमह्नाम् ॥१॥ ऋ० मं० २। सू० २१ मं० ६॥**

હે પરમાત્મન્! આ સંતાન અત્યુત્તમ, ઐશ્વર્યવાન, પુષ્ટ, ધનવાન, નિરોગી, જ્ઞાની, ધર્મમાર્ગે ધન પેદા કરનાર વગેરે શુભ ગુણવાળો થાઓ. (માતાપિતાએ સંતાન ઉપર્યુક્ત ગુણવાળું થાય તેને માટે પ્રયત્ન કરવો જોઇએ.)

**ओ३म् अस्मे प्रयन्धि मघवन्नृजीषिन्निन्द्र रायो विश्ववारस्य भूरेः। अस्मे शतं शरदो जीवसे धा अस्मे वीराञ्छश्वत इन्द्र शिप्रिन् ॥२॥ ऋ० मं० ३। सू० ३६। मं० १०॥**

પરમકૃપાળુ જગદીશ્વર! આ બાળક પરાક્રમી, બહુ સત્કાર યુકત, ધનથી પરિપૂર્ણ, સરલ સ્વભાવવાળો અને સૂર્ય સમાન સુદૃઢ પ્રતાપી થાય તથા પ્રથમ પોતાના ધનમાંથી બીજાને આપી પછી તેને ભોગવે અને સો વર્ષ સુધી જીવે તેવી કૃપા કરો.

ओ३म् अश्मा भव परशुर्भव हिरण्यमस्तृतं भव । वेदो वै पुत्रनामासि स जीव शरदः शतम् ॥ ३ ॥ मं० ब्रा० १ । ५ । १८ ॥

હે પુત્ર! તું ઈશ્વરાનુગ્રહથી પત્થર સમાન દૃઢેન્દ્રિય થા; પરશુ (ફરશી) સમાન સ્વયં અચ્છેદ્ય થઇ શત્રુઓનો છેદક થા અને હિરણ્ય સમાન તેજસ્વી તથા જેનો કદિ વિયોગ ન થાય તેવો થા, તારૂં પ્રસિદ્ધ નામ વેદ છે. તું ઈશ્વરાનુગ્રહથી સો વર્ષ સુધી જીવ.

ઉપરોકત મંત્રો બોલી રહ્યા પછી નિમ્નમંત્રનો ત્રણ વાર જપ કરીને બાળકની ખાંધ પરથી હાથ ઉઠાવી લેવો.

ओ३म् त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यद्देवेषु त्र्यायुषं तन्नो अस्तु त्र्यायुषम् ॥ १ ॥ यजु० अ० ३ । मं० ६२ ॥

હે પુત્ર! પરમાત્માની કૃપાથી તું પૂર્વના વિદ્વાનોની પેઠે બ્રહ્મચર્ય આશ્રમનું યથાવત્ પાલન કરીને, ત્રણસો વર્ષ સુધી ચક્ષુ આદિ ઇન્દ્રિયો સહિત રહીને, શરીર શુદ્ધિ, બળ તથા પરાક્રમાદિ ગુણસંપન્ન થા, અને ત્રણસો વર્ષ સુધી જીવ.

પશ્ચાત્ જ્યાં બાળકનો જન્મ થયો હોય ત્યાં જઇને, નિમ્ન મંત્રનો જપ કરવો.

ओ३म् वेद ते भूमि हृदयं दिवि चन्द्रमसि श्रितम् । वेदाहं तन्मां तद्विद्यात्पश्येम शरदः शतं जीवेम शरदः

शत ॅं शृणुयाम शरदः शतम् ॥ १ ॥ पार० कां० ७। कं० १६ ॥

હે પુત્ર! તારામાં સ્થિત મારા હૃદયને તું જાણ અને હું તારા હૃદયને જાણું છું, અને આપણે બંને પરમાત્માની કૃપાથી સો વર્ષ સુધી જીવીએ.

પશ્ચાત્ નિમ્ન મંત્રો બોલતા જવા અને સુગંધિત જલ વડે પ્રસૂતાના શરીરનું માર્જન કરવું.

ओ३म् यत्ते सुसीमे हृदय ॅं हितमन्तः प्रजापतौ। वेदाहं मन्ये तद्ब्रह्म माहं पौत्रमघं निगाम् ॥ २ ॥

હે સૌંદર્યાદિ ગુણયુક્તે! તારૂં અંદરનું મન પરમાત્મામાં રહેલું છે તે હું જાણું છું; વળી તે મન વ્યાપક–અસંકુચિત ઉદાર છે એને પણ જાણું છું. પરમાત્માની કૃપાથી હું સંતાન સંબંધી દુઃખથી રહિત થઉં.

ओ३म् यत्पृथिव्या अनामृतं दिवि चन्द्रमसि श्रितम् वेदामृतस्येह नाम माहं पौत्रमघ ॅं रिषम् ॥ ३ ॥

જે અમૃત, પૃથ્વી, દ્યુલોક તથા ચન્દ્રમાં રહેલું છે તેના ગુણને હું જાણું છું અને તેથી આ જલ વડે આપણે પુત્રવિયોગ સંબંધી દુઃખથી રહિત થઈએ.

ओ३म् इन्द्राग्नी शर्म यच्छतं प्रजापतौ। यथायन्न प्रमीयते पुत्रो जनित्र्या अधि ॥ ४ ॥

ઈન્દ્ર, અગ્નિ અને પ્રજાપાલક પરમાત્મા અમારી પ્રજાને માટે કલ્યાણદાતા થાઓ તથા આ પુત્ર તેની માતાના

ગર્ભાશયથી અલગ થતાં (એટલે કે જન્મતાં જ) ન મરે એવી કૃપા કરો.

**ओ३म् यदद्‌श्चन्द्रमसि कृष्णं पृथिव्या हृदयꣳश्रितम् तदहं विद्वाꣳस्तत्पश्यन् माहं पौत्रमघꣳरुदम् ॥५॥ मं० ब्रा० १।५।१०-१३॥**

હે પરમાત્મન્! ચન્દ્રમાં પૃથ્વીની છાયારૂપી કૃષ્ણવર્ણનું પડેલું લાંછન હું પદાર્થવિત્ વિદ્વાન્ જાણું છું, અને તેથી પુત્ર સંબંધી દુઃખ પામીને હું આપની કૃપાથી રોઇશ નહિ.

પશ્ચાત નિમ્ન મંત્રો વડે આશીર્વાદ દે.

**ओ३म् कोसि कतमोस्येषोस्यमृतोसि। आहस्पत्यं मासं प्रविशासौ ॥६॥**

હે બાળક! તારૂં નામ શું? તું અકાલમરણધર્મી છે કે પૂર્ણાયુષી છે? જો તું ન જાણતો હોય તો સાંભળ. તું અમુક નામ વાળો છે. તું બૃહસ્પતિ સૂર્યના સંક્રાન્તિકૃત સૌર માસમાં પ્રવેશ કર—દીર્ઘાયુ થા.

**ओ३म् स त्वान्हे परिददात्वहस्त्वा रात्र्यै परिददातु रात्रिस्त्वाहोरात्राभ्यां परिददात्वहोरात्रौ त्वार्धमासेभ्यः परिदत्तामर्द्धमासास्त्वा मासेभ्यः परिददतु मासास्त्वर्तुभ्यः परिददत्त्वृतवस्त्वा संवत्सराय परिददतु संवत्सरस्त्वायुषे जरायै परिददात्वसौ ॥७॥ मं० ब्रा० १।५।१४-१५॥**

તે જગદુત્પાદક પિતા તને આયુષ્ય વર્દ્ધનાર્થે દિવસને આપો. દિવસ પોતાના કાળમાં તારૂં રક્ષણ કરીને રાત્રિને

આપો, રાત્રિ અહોરાત્રને, અહોરાત્ર પક્ષને, પક્ષ માસને, માસ ઋતુઓને, ઋતુઓ સંવત્સરને અને સંવત્સર તને જરાવસ્થા સુધી રક્ષણ કરી આયુષ્યમાન્ કરો.

પશ્ચાત નિમ્ન મંત્રો બોલીને પુત્રના માથાનું આઘ્રાણ કરે અર્થાત સુંઘે.

ओ३म् अङ्गादङ्गात्सम्भवसि हृदयादधिजायसे। प्राणन्ते प्राणेन सन्दधामि जीव मे यावदायुषम् ॥८॥

હે બાળક! તું મારા સમસ્ત અવયવોમાંથી ઉત્પન્ન થએલો છે, મારા હૃદયમાંથી ઉત્પન્ન થયો છે; માટે તારા પ્રાણનું મારા પ્રાણ જતાં સુધી પણ પોષણ કરીશ. હે પુત્ર! તું શ્રુત્યુક્ત આયુમર્યાદા (સો વર્ષ) સુધી જીવ.

ओ३म् अङ्गादङ्गात्संभवसि हृदयादधिजायसे। वेदो वै पुत्रनामासि स जीव शरदः शतम्। ९॥

હે બાળક તું મારા પ્રત્યંગમાંથી ઉત્પન્ન થયો છે, મારા હૃદયમાંથીજ ઉત્પન્ન થયો છે; માટે તું લોકમાં (મારી પેઠે) નિશ્ચયપૂર્વક વેદપાઠી થઇ સો શરતકાળ સુધી જીવ.

ओ३म् अश्मा भव परशुर्भव हिरण्यमस्तृतं भव। आत्मासि पुत्र मामृथाः सजीव शरदः शतम् ॥१०॥

હે બાળક! તું શિલા સમાન દૃઢ થા! પરશુ સમાન સ્વયં અચ્છેદ્ય અને શત્રુનો ઘાતક થા! સુવર્ણ સમાન યત્નપૂર્વક રક્ષણીય થા! તું આત્મા નામથી પ્રસિદ્ધ છે. મરતાં તું અલ્પવયમાં ન મરતાં સો શરદૃઋતુ સુધી જીવ.

ओ३म् पशूनां त्वा हिंकारेणाभिजिघ्राम्यसौ॥११॥
मं० ब्रा० १ । ५ । १६-१९॥

હે બાળક! જેમ ગવાદિ પશુઓ પોતાનાં સંતાનોને પ્રેમથી સુંઘે છે તેમ હું તારા મસ્તિષ્કને સુંઘું છું.

જ્યારે જ્યારે પરદેશથી આવે અથવા જાય ત્યારે ત્યારે ઉપર્યુક્ત ક્રિયા કરવી કે જેથી પુત્ર તથા માતાપિતામાં અતિ પ્રેમ વધે.

પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે ઈશ્વરની પ્રાર્થના કરીને પ્રસૂતા સ્ત્રીને પ્રસન્ન કરવી.

ओ३म् इडासि मैत्रावरुणी वीरे वीरमजीजनथाः। सा त्वं वीरवती भव यास्मान्वीरवतोऽकरत् ॥ १ ॥
पारस्कर० कां० १ । कं० १६ ॥

હે સ્ત્રિ! પ્રશંસિત મિત્ર તથા શ્રેષ્ઠ ગુણયુક્ત તું છે, હે વીર સ્ત્રિ! આ વીર ગુણયુક્ત બાળકને તેં જન્મ આપ્યો છે, તેવી જ વીરપુત્ર અને પતિયુક્ત થા; તું જે અમને વીરપુત્રયુક્ત કરનારી છે તે સદૈવ ઈશ્વરકૃપાથી સુખી થા.

પછી સ્ત્રીનાં બંને સ્તન કિંચિત ઉષ્ણ સુગંધિત જલ વડે ધોઈને કોરાં કરવાં અને નિમ્ન મંત્ર બોલીને પ્રથમ જમણું સ્તન બાળકના મુખમાં મૂકવું.

ओ३म् इमꣳस्तनमूर्जस्वन्तं धयापां प्रपीनमग्ने शरीरस्य मध्ये । उत्सं जुषस्व मधुमन्तमर्वन्त्समुद्रियꣳ सदनमाविशस्व ॥ १ ॥ यजु० अ० १७ । ८७

હે બાળક! તું આ પ્રશંસિત બલદાતા, મધુરતાદિ ગુણયુક્ત, જલ સમાન તથા દૂધના સમુદ્રરૂપ આ સ્તનને પી, અને આ જગતમાં પ્રવેશ કર.

પછી નિમ્ન મંત્ર બોલીને ડાબું સ્તન બાળકના મુખમાં આપવું.

**ओ३म् यस्ते स्तनः शशयो यो मयोभूर्यो रत्नधा वसुविद्यः सुदत्रः येन विश्वा पुष्यसि वीर्याणि सरस्वती तमिह धातवे कः ॥ १ ॥ ऋ० १ । सू० १६४ । मं० ४८ ॥**

હે વિજ્ઞાનવતી સ્ત્રિ! જેના આશ્રય વડે બાળક સુખ-પૂર્વક સૂવે છે, તે દૂધના આધારરૂપ સ્તન કે જે સુખ સિદ્ધ કરનારા અને ઉત્તમોત્તમ ગુણોના ધારણ કર્ત્તા ધનને પ્રાપ્ત થનારા, તથા જે સુંદર દાન દેનારા કે જેના આશ્રયથી સર્વ ગ્રહણ કરવા યોગ્ય વસ્તુઓ પુષ્ટ થાય છે, એવા સ્તનને આ બાળકના મુખમાં પીવાને માટે મૂક.

તત્પશ્ચાત નિમ્ન મંત્ર વડે પ્રસૂતા સ્ત્રીના ખાટલાની ઉપરની બાજુએ અર્થાત્ માથા તરફ એક કલશ જળથી પુરો ભરીને દશ રાત્રિ સુધી ત્યાં જ મૂકી રાખવો; અને પ્રસૂતા સ્ત્રી પ્રસૂતિગૃહમાં દશ દિવસ સુધી રહે.

**ओ३म् आपो देवेषु जागृथ यथा देवेषु जागृथ । एवमस्याᳪं सूतिकायाᳪं सपुत्रिकायां जागृथ ॥ १ ॥ पारस्कर० कां० १ । कं० १६ ॥**

બાળક સહિત પ્રસૂત સ્ત્રીનું સર્વ પ્રકારે ઇશ્વર કલ્યાણ કરો.

પ્રસૂતિગૃહમાં નિત્ય સાંજ સવાર નિમ્નલિખિત બે મંત્રો વડે ભાત અને સરષવ મેળવીને દશ દિવસ સુધી નિયમિત રીતે આહુતિઓ આપવી.

ओ३म् शण्डामर्का उपवीरः शौण्डिकेयऽउलूखलः मलिम्लुचो द्रोणासश्च्यवनो नश्यतादितः स्वाहा। इदं शण्डामर्काउपवीराय, शौण्डिकेयायोलूखलाय, मलिम्लुचो द्रोणासश्च्यवनो नश्यतादितेभ्यश्च। इदन्न मम॥१॥

ओ३म् आलिखन्ननिमिषः किं वदन्त उपश्रुतिः। हर्यक्षः कुम्भीशत्रुः पात्रपाणिर्नृमणिर्हन्त्रीमुखः सर्षपारुणश्च्यवनो नश्यतादितः स्वाहा। इदमालिखन्ननिमिषाय किंवदद्भ्यः उपश्रुत हर्यक्षाय कुम्भीशत्रवे पात्रपाणये नृमणये हन्त्रीमुखाय सर्षपारुणाय। इदन्न मम॥२॥
पारस्कर० कां० १। कं० १६॥

હે પરમાત્મન્! દુષ્ટ સ્વભાવવાળાં મનુષ્યો તથા જંતુઓ અને અન્ય પ્રાણીઓથી આ બાળકનું રક્ષણ કરજો.

ઉપર્યુક્ત મંત્રો વડે હોમ કરવો; પછી સારા વિદ્વાન્, ધાર્મિક વૈદિક મતાનુયાયીઓ પ્રસૂતિગૃહની બહાર ઉભા રહીને અને બાલકનો પિતા અંદર રહીને આશીર્વાદરૂપી નીચે લખેલા મંત્રોનો પાઠ આનંદિત થઈને કરે.

ओ३म् मा नो हासिषुर्ऋषयो दैव्या ये तनूपा ये नस्तन्वस्तनूजाः। अमर्त्या मर्त्यां अभि नः सचध्वमायुर्धत्त प्रतरं जीवसे नः ॥ अथर्व० कां० ६। अनु० ४। सू० ४१ ॥

હે પરમાત્મન્! દિવ્ય ઋષિઓ અમારો પરિત્યાગ ન કરો, શરીર રક્ષક! અમારા શરીરથી ઉત્પન્ન થયેલા અમારા તનુજો અમારો ત્યાગ ન કરો, અર્થાત્ તેઓ દીર્ઘ કાલપર્યંત જીવો. હે અવિનાશી પરમાત્મન્! અમે મરણધર્મયુક્ત મર્ત્યોને આપ પ્રાપ્ત થાઓ અને અમને દીર્ઘાયુષ આપો.

ओ३म् इदं जीवेभ्यः परिधिं दधामि मैषां नु गादपरो अर्थमेतम्। शतं जीवन्तः शरदः पुरूचीस्तिरो मृत्युं दधतां पर्वतेन ॥२॥ अथर्व० कां० १२। अ० २ मं० २३॥

હે જગદીશ્વર! આપ આ બાળકની આયુમર્યાદા દીર્ઘ કરીને એને દ્રવ્યવાન કરજો; તથા આયુ અને દ્રવ્યની પ્રાપ્તિને માટે જે બ્રહ્મચર્યાદિનું સેવન કરે તેમાં તું મદદ કરજે કે જેથી તે સો વર્ષ સુધી જીવે.

ओ३म् विवस्वान्नो अभयं कृणोतु यः सुत्रामा जीरदानुः सुदानुः इहेमे वीरा बहवो भवन्तु गोमदश्ववन्मय्यस्तु पुष्टम् ॥ ३ ॥ अथर्व० कां० १८। अनु० ३। मं० ६१ ॥

હે આદિત્ય પરમાત્મન્! અમને મરણ ભયરહિત કરો તથા જીવન પ્રદાન કરો; હે જગત્રાતા! આપ અમને સર્વ પ્રકારે અભય કરો, હે જગદીશ્વર! આ લોકમાં અમારા પુત્ર પૌત્રાદિકોની વૃદ્ધિ થાઓ તથા ગાય આદિ પશુ અને પુષ્ટિકારક અન્ન તથા ધન અમને પ્રાપ્ત થાઓ.

॥ इति जातकर्म संस्कार विधिः समाप्तः ॥



## अथ नामकरणसंस्कार विधिं वक्ष्यामः ॥

अत्र प्रमाणम् । नाम चास्मै दधुः ॥१॥ घोषवदाद्यन्तरन्तःस्थमभिनिष्ठानान्तं द्व्यक्षरम् ॥२॥ चतुरक्षरं वा ३॥ द्व्यक्षरं प्रतिष्ठाकामश्चतुरक्षरं ब्रह्मवर्चसकामः ॥४॥ युग्मानि त्वेव पुंसाम् ॥ ५ ॥ अयुजानि स्त्रीणाम् ॥६॥ अभीवादनीयं च समीक्षेत तन्मातापितरौ विद्ध्यातामोपनयनात् ॥ ७ ॥ इत्याश्वलायनगृह्यसूत्रेषु ॥

दशम्यामुत्थाप्य पिता नाम करोति द्व्यक्षरं चतुरक्षरं वा घोषवदाद्यन्तरन्तः स्थं दीर्घाभिनिष्ठानान्तं कृतं कुर्यान्न तद्धितमयुजाक्षरमाकारान्तᳪ स्त्रियै शर्म ब्राह्मणस्य वर्म क्षत्रियस्य गुप्तेति वैश्यस्य ॥ (इति पारस्कर गृह्य सूत्रेषु)

આજ પ્રમાણે ગોભિલીય તથા શૌનક ગૃહ્યસૂત્રોમાં પણ લખેલું છે.

**ભાવાર્થ:**—નામકરણ અર્થાત્ જન્મેલા બાળકનું સુંદર નામ ધારણ કરવું-પાડવું તે. નામકરણનો સમય જે દિવસે બાળકનો જન્મ થયો હોય ત્યારથી દશ દિવસ છોડીને અગીઆરમે અથવા એકસો ને એક અથવા બીજા વર્ષના પ્રારંભમાં જે દિવસે જન્મ થયો હોય તે દિવસે નામ પાડવું. જે દિવસે આ સંસ્કાર કરવો હોય તે દિવસે અતિ પ્રસન્નતાથી પોતાના ઈષ્ટમિત્રો તથા હિતૈષી, સગાંવહાલાંઓને બોલાવી યથાવત્ સત્કાર કરવો. પ્રથમ સંસ્કારો-

પયોગી વસ્તુઓ તૈયાર રાખી બાળકનો પિતા તથા ઋત્વિજે ક્રિયાનો પ્રારંભ કરવો. પ્રથમ પૃષ્ઠ ૬ થી પૃષ્ઠ ૬૮ સુધીનો વિષય–ઈશ્વરોપાસના, સ્વસ્તિવાચન, શાન્તિપ્રકરણ તથા અગ્ન્યાધાન આદિ સામાન્ય પ્રકરણનો વિધિ કર્યા બાદ આઘારાવાજ્યભાગાહુતિ તથા વ્યાહૃતિઆહુતિ આપીને પૃષ્ઠ ૬૩માં લખ્યા પ્રમાણે (त्वन्नो अग्ने०) ઇત્યાદિ આઠ મંત્રો વડે આઠ અર્થાત સર્વ મળીને સોળ ઘૃતાહુતિ આપવી. તત્પશ્ચાત્ બાળકની માતા બાળકને શુદ્ધ જલ વડે સ્નાન કરાવી સુંદર શુદ્ધ વસ્ત્ર પહેરાવી યજ્ઞકુંડ પાસે લઈ આવે. આવતી વખતે બાળકના પિતાની પાછળ થઈને, પતિની જમણી બાજુમાં આવી બાળકનું માથું ઉત્તરમાં રાખીને, બાળકને તેના પિતાના હાથમાં આપે અને પછી એ જ રસ્તે પાછી જઈને પતિની ડાબી બાજુએ પૂર્વાભિમુખે બેસે; તત્પશ્ચાત્ પિતા તે બાળકને પોતાની પત્નીના હાથમાં આપે, પછી નીચે પ્રમાણે વિધિ કરવો.

પ્રથમ એક ઘૃતાહુતિ નિમ્ન મંત્ર વડે આપવી.

**ओ३म् प्रजापतये स्वाहा ॥**

પછી જે તિથિ તથા નક્ષત્રમાં બાલકનો જન્મ થયો હોય તે તિથિ તથા નક્ષત્રનું નામ (ચતુર્થી વિભક્ત્યન્ત) લઈને તે તિથિ તથા નક્ષત્રના દેવતાના નામથી ચાર આહુતિ આપવી. પ્રથમ તિથિની, દ્વિતીય તિથિના દેવતાની, તૃતીય નક્ષત્રની અને ચતુર્થ નક્ષત્રના દેવતાની એ પ્રમાણે ચાર આહુતિઓ, તે તિથિ તથા નક્ષત્ર અને તેના દેવતાઓના નામને ચતુર્થી વિભક્તિમાં બોલી અંતમાં સ્વાહા

પદ લગાડીને આપવી. જેમકે કોઈ બાળકનો જન્મ પ્રતિપદા અને અશ્વિની નક્ષત્રમાં થયો હોય તો:—

ओ३म् प्रतिपदे स्वाहा । ओ३म् ब्रह्मणे स्वाहा । ओ३म् अश्विन्यै स्वाहा । ओ३म् अश्विभ्यां स्वाहा* ॥

તત્પશ્ચાત્ પૃષ્ઠ ૬૧ ઉપર લખેલી સ્વિષ્ટકૃત્ આહુતિ તથા ચાર વ્યાહૃતિ આહુતિ એમ મળીને પાંચ આહુતિઓ આપવી. પછી બાળકને લઈને તેની માતા આસન પર બેસે અને તેનો પિતા બાલકના નાસિકા દ્વારથી નીકળતા વાયુનો સ્પર્શ કરીને:—

ओ३म् कोऽसि कतमोसि कस्यासि । को नामासि यस्य ते नामामन्महि यन्त्वा सोमेनातीतृपाम । भूर्भुवः स्वः

*તિથિ દેવતા:—૧-બ્રહ્મન્, ૨-ત્વષ્ટા, ૩-વિષ્ણુ, ૪-યમ, ૫-સોમ, ૬-કુમાર, ૭-મુનિ, ૮-વસુ, ૯-શિવ, ૧૦-ધર્મ, ૧૧-રુદ્ર, ૧૨-વાયુ, ૧૩-કામ, ૧૪-અનન્ત, ૧૫-વિશ્વેદેવ, અમાવાસ્યા અને પિતર.

**નક્ષત્ર દેવતા:**—અશ્વિની-અશ્વી, ભરણી-યમ, કૃત્તિકા-અગ્નિ, રોહિણી-પ્રજાપતિ, મૃગશીર્ષ-સોમ, આર્દ્રા-રુદ્ર, પુનર્વસુ-અદિતિ, પુષ્ય-બૃહસ્પતિ, આશ્લેષા-સર્પ, મઘા-પિતૃ, પૂર્વાફાલ્ગુની-ભગ, ઉત્તરા ફાલ્ગુની-અર્યમન્, હસ્ત-સવિતૃ, ચિત્રા-ત્વષ્ટા, સ્વાતિ-વાયુ, વિશાખા-ઇંદ્રાગ્ની, અનુરાધા-મિત્ર, જ્યેષ્ઠા-ઇંદ્ર, મૂલ-નિર્ઋતિ, પૂર્વાષાઢા-અપ્, ઉત્તરાષાઢા-વિશ્વેદેવ, શ્રવણ-વિષ્ણુ, ધનિષ્ઠા-વસુ, શતભિષજ-વરુણ, પૂર્વાભાદ્રપદા-અજપાદ, ઉત્તરાભાદ્રપદા- અહિર્બુધ્ન્ય અને રેવતી-પૂષન્

सुप्रजाः प्रजाभिः स्याᳬसुवीरो वीरैः सुपोषः पोषैः ॥
यजुः० अ० ७ मं० २९.

હે પુત્ર તું કોણ છે, કેટલામો છે, કોનો છે, તારૂં નામ શું છે તે અમે પરમાત્માની કૃપાથી જાણીએ, અને તને અનેક પ્રકારના ધનાદિ પદાર્થોથી તૃપ્ત કરીએ કે જેથી તું ભૂમિ, અન્તરિક્ષ તથા આદિત્ય લોકના મુખ સમાન આત્મસુખની આશાવાળો, સુપ્રજાવાન્ તથા પુષ્ટિકારક પદાર્થો વડે વીરાદિ ગુણયુક્ત થાય.

(ओ३म् कोऽसि कतमोऽस्येऽषोस्यमृतोऽसि। आहस्पत्यं मासं प्रविशासौ)

હે પુત્ર! તું કોણ છે, કેટલામો છે; હે પુત્ર તું અમુક છે, તું અમૃત છે. તું પરમાત્માની કૃપાએ દિવસના પતિ માસમાં પ્રવિષ્ટ થા, અર્થાત દીર્ઘાયુ થા.

'असौ' પદના સ્થાનમાં બાલકનું ઠરાવેલું નામ બોલવું. જો પુત્ર હોય તો નીચે લખ્યા પ્રમાણે બે અથવા ચાર અક્ષરનું ઘોષસંજ્ઞક તથા અંતસ્થ વર્ણ અર્થાત્ પાંચે વર્ગોના પ્રથમ બે અક્ષર છોડીને ત્રીજો, ચોથો, પાંચમો અને ય, ર, લ, વ; એ ચાર અક્ષર નામમાં અવશ્ય આવવા જોઇએ*

*ग, घ, ङ, ज, झ, ञ, ड, ढ, ण, द, ध, न, ब, भ, म, આ ઘોષ અને य, र, ल, व, આ ચાર અંતસ્થ અને ह એ ઉષ્માક્ષર, આમાંનો એક પણ અક્ષર નામમાં હોવો જોઈએ, અને સ્વરમાંથી કોઇપણ સ્વર હોવો જોઈએ. જેમકે ભદ્રઃ ભદ્રસેન દેવદત્ત, ભવ, ભવનાદ, નાગદેવ, રૂદ્રદત્ત હરિદેવ ઇત્યાદિ પુરુષોનાં ના સમાક્ષર હોવાં જોઇએ. અને સ્ત્રીઓનાં વિષમાક્ષર હોવાં

જેમકે:—દેવ અથવા જયદેવ એ બ્રાહ્મણ હોય તો દેવશર્મા, ક્ષત્રિય હોય તો દેવવર્મા વૈશ્ય હોય તો દેવગુપ્ત અને શૂદ્ર હોય તો દેવદાસ એ પ્રમાણે નામ રાખવું. જો પુત્રી હોય તો એક, ત્રણ અથવા પાંચ અક્ષરનું નામ રાખવું જેમકે:- શ્રી, હ્રી, યશોદા, સુખદા, સૌભાગ્યપ્રદા ઈત્યાદિ નામ પાડી તેને 'અસૌ' પદના સ્થાનમાં બોલીને પુનઃ **ओं कोऽसि०** વાળો ઉપર લખેલો મંત્ર બોલવો. પછી નિમ્નલિખિત મંત્રો વડે બાલકને જાતકર્મ સંસ્કારની પેઠે આશીર્વાદ દેવો.

**ओ३म् स त्वान्हे परिददात्वहस्त्वा रात्र्यै परिददातु रात्रिस्त्वाहोरात्राभ्यां परिददात्वहोरात्रौ त्वार्द्धमासेभ्यः**

---

જોઈએ. સ્ત્રીઓનાં નામ અંત્ય દીર્ઘ સ્વરવાળાં અથવા તદ્ધિતાન્ત્ય હોવાં જોઈએ. જેમકે:-શ્રી. હ્રી, યશોદા, ગાંધારી, સૌભાગ્યવતી, કલ્યાણી, ઈત્યાદિ. પરંતુ સ્ત્રીઓનાં નામ જે મનુ આદિએ નિષિદ્ધ કહ્યાં છે તેવાં ન રાખવાં જેમકે:—

**नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।**
**न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥**

**मनुस्मृ० अ० ३ श्लो० ९**

(**ऋक्ष**) રોહિણી, રેવતી ઈત્યાદિ (**वृक्ष**) ચંપા, તુલસી વગેરે, (**नदी**) ગંગા, યમુના, સરસ્વતી વગેરે, (**अन्त्य**) ચાંડાલી ઈત્યાદિ, (**पर्वत**) વિંધ્યાચળા, હિમાલયા ઈત્યાદિ, (**पक्षी**) (**प्रेम**) દાસી, કિંકરી ઈત્યાદિ, (**भीषण**) ભીમા, ભયંકરી, ચંડિકા ઈત્યાદિ નામો નિષિદ્ધ છે.

परिदत्तामर्द्धमासास्त्वा मासेभ्यः परिददतु मासास्त्वर्त्तुभ्यः परिददत्त्वृतवस्त्वा संवत्सराय परिददतु संवत्सरस्त्वायुषे जरायै परिददातु असौ ॥

આ મંત્રનો અર્થ પૃષ્ઠ ૧૨૫ ઉપર આપવામાં આવ્યો છે.

આ પ્રમાણે બાલકનું નામ પાડીને સંસ્કારમાં આવેલા મનુષ્યોને એ નામ સંભળાવીને પૃષ્ઠ ૬૭માં લખ્યા પ્રમાણે મહાવામદેવ્યગાન કરવું. તત્પશ્ચાત્ સંસ્કાર નિમિત્તે આવેલા મનુષ્યોનો આદરસત્કાર કરીને તેમને વિદાય કરવાં. સર્વેએ જતી વખતે પૃષ્ઠ ૬ થી પૃષ્ઠ ૧૧માં લખ્યા પ્રમાણે ઇશ્વરસ્તુતિ, પ્રાર્થનોપાસના કરીને બાલકને આશીર્વાદ આપવો.

हे बालक ! त्वमायुष्मान् वर्चस्वी तेजस्वी श्रीमान् भूयाः ॥

હે બાલક ! તું આયુષ્માન્, વિદ્યાવાન્, ધર્માત્મા, યશસ્વી, પુરુષાર્થી, પ્રતાપી, પરોપકારી તથા શ્રીમાન્ થા.

॥ इति नामकरणसंस्कारविधिः समाप्तः ॥

---

## अथ निष्क्रमणसंस्कारविधिं वक्ष्यामः ॥

બાળકને ઘરમાંથી બહાર, જ્યાંનો વાયુ શુદ્ધ હોય ત્યાં ભ્રમણ કરાવવા—ફેરવવા લઇ જવો તેને નિષ્ક્રમણ કહે છે. આ સંસ્કારનો સમય જ્યારે બાલકની તબીયત સારી અને જે દિવસે ઋતુ સ્વચ્છ હોય તે દિવસે અથવા ચોથા માસમાં અવશ્ય ભ્રમણ કરાવવું. એને માટે પ્રમાણો:—

**चतुर्थे मासि निष्क्रमणिका ॥१॥ सूर्यमुदीक्षयति तच्चक्षुरिति ॥ २ ॥ पारस्कर गृ० सू० कां० १ । कं १७ । ५ । ६ ॥ जननाद्यस्तृतीयो ज्यौत्स्नस्तस्य तृतीयायाम् ॥ गोभि० गृ० सू० प्रपा० २ कं ८ । सू० १ ॥**

અર્થ:—નિષ્ક્રમણ સંસ્કાર કાલના બે ભેદ છે. એક બાલકના જન્મ પશ્ચાત્ ત્રીજા શુકલપક્ષની તૃતીયાએ અથવા ચોથા માસમાં જે તિથિએ બાલકનો જન્મ થયો હોય તે તિથિએ આ સંસ્કાર કરવો.

આ સંસ્કારને દિવસે પ્રાતઃકાલે સૂર્યોદય પછી બાલકને શુદ્ધ જલ વડે સ્નાન કરાવી શુદ્ધ સુંદર વસ્ત્ર પહેરાવીને તેની માતા યજ્ઞશાલામાં લઇ આવે, અને પતિની જમણી બાજુએ થઇને તેની સામે આવી બાલકને પોતાના હાથમાં ચત્તો ઉત્તર તરફનું માથું રાખી પતિના હાથમાં આપે; પછી તે જ રસ્તે પાછી આવી પતિની ડાબી બાજુમાં આવીને પશ્ચિમ તરફ મુખ રાખીને ઉભી રહે અને પતિ નિમ્નલિખિત મંત્રો વડે ઇશ્વરની પ્રાર્થના કરે:—

ओ३म् यत्ते सुसीमे हृदयꣳ हितमन्तः प्रजापतौ। वेदाहं मन्ये तद्ब्रह्म माहं पौत्रमघं निगाम् ॥ १ ॥ ओ३म् यत्पृथिव्या अनामृतं दिवि चन्द्रमसि श्रितम्। वेदामृतस्याह नाम माहं पौत्रमघꣳ रिषम् ॥ २ ॥ ओ३म् इन्द्राग्नी शर्म यच्छतं प्रजापती। यथायन्न प्रमीयेत पुत्रो जनित्र्या अधि ॥ ३ ॥ मं० ब्रा० १। ५। १०–१२ ॥

આ મંત્રોના અર્થો આગળ આપવામાં આવ્યા છે.

આ પ્રમાણે પ્રાર્થના કરી રહે એટલે સ્ત્રીએ બેસી જવું. ત્યારબાદ પૃષ્ઠ ૬ થી પૃષ્ઠ ૬૮ સુધીનો ઇશ્વરોપાસના, સ્વસ્તિવાચન, શાંતિપ્રકરણ આદિ સામાન્ય પ્રકરણોક્ત સઘળો વિધિ કરીને પુત્રના તરફ જોઇ નિમ્નલિખિત ત્રણ મંત્રો વડે પુત્રના માથાને સ્પર્શ કરવોઃ—

ओ३म् अङ्गादङ्गात्संभवसि हृदयादधिजायसे। आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम् ॥ १ ॥

આ મંત્રનો અર્થ આગળ આપવામાં આવ્યો છે.

ओ३म् प्रजापतेष्ट्वा हिंकारेणावजिघ्रामि सहस्रायुषाऽसौ जीव शरदः शतम् ॥ २ ॥

હે પુત્ર! પ્રજાપાલક પરમાત્મા તને દીર્ઘાયુ કરી સો શરદ્કાલ સુધી જીવાડો.

ओ३म् गवां त्वा हिंकारेणावजिघ्रामि । सहस्रा-युषाऽसौ जीव शरदः शतम् ॥ ३ ॥ पार० कां० १। कं० १८ ॥

હે પુત્ર! જેમ ગાય પોતાના વાછરડાને પ્રેમથી સુંઘે છે તેમ હું તારૂં મસ્તિષ્ક સુંઘું છું. તું દીર્ઘાયુ થઈ સો શરદ્ઋતુ સુધી જીવ.

તત્પશ્ચાત્ બાલકનો પિતા નિમ્નલિખિત મંત્ર બાલકના જમણા કાન આગળ પોતાનું મુખ રાખીને બોલે:—

ओ३म् अस्मे प्रयन्धि मघवन्नृजीषिन्निन्द्र रायो विश्ववारस्य भूरेः । अस्मे शतं शरदो जीवसे धा अस्मे वीराञ्छश्वत इन्द्र शिप्रिन् ॥ २ ॥ ऋ० मं० ३ । सू० ३६ । मं० १० ॥

તે પ્રમાણે નિમ્નલિખિત મંત્ર બાલકના ડાબા કાન આગળ મુખ રાખી બોલે:—

ओ३म् इन्द्र श्रेष्ठानि द्रविणानि धेहि चित्तिं दक्षस्य सुभगत्वमस्मे । पोषं रयीणामरिष्टिं तनूनां स्वाद्मानं वाचः सुदिनत्वमह्नाम् ॥१॥ ऋ० मं० २ । सू० २१ मं० ६ ॥

આ બે મંત્રોના અર્થ પૃષ્ઠ ૧૨૨ ઉપર આપવામાં આવ્યા છે.

આ પ્રમાણે વિધિ થઈ રહ્યા પછી બાલકને તેની માતાના હાથમાં બાલકનું માથું ઉત્તરમાં રાખીને આપવું.

અને સ્ત્રીના માથાને પોતાનો હાથ કંઈ બોલ્યા વિના અડકાડવો; પશ્ચાત આનંદપૂર્વક ઉઠીને બાલકને સૂર્યદર્શન કરાવવું અને તે વખતે નિમ્નલિખિત મંત્ર બોલવો:—

**ओ३म् तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत। पश्येम शरदः शतं जीवेम शरदः शतꣳश‍ृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥१॥ य० ३६। मं० २४ ॥**

હે પરમાત્મન્! આપની કૃપા તથા વિજ્ઞાનવડે અમે આપની રચનાને જોઈ, આપની સાથે યુક્ત થઈને, નિરોગી બની સમસ્ત ઈન્દ્રિયો સહિત સો વર્ષ સુધી જીવીએ; સો વર્ષ સુધી સત્યશાસ્ત્રો તથા આપના ગુણો સાંભળીએ; સો વર્ષ સુધી વેદાદિને ભણાવીએ તથા સત્યનો ઉપદેશ કરીએ. સો વર્ષ સુધી કદી કોઈપણ વસ્તુને માટે પરાધીન ન થતાં સ્વતંત્ર રહીને નિરંતર આનંદિત રહીએ અને બીજાઓને આનંદિત કરીએ.

પશ્ચાત્ બાલકને શુદ્ધ વાયુમાં ભ્રમણ કરાવી યજ્ઞશાલામાં લાવવું. બાદ સર્વેએ નિમ્ન વચન બોલી બાલકને આશીર્વાદ દેવો.

**त्वं जीव शरदः शतं वर्धमानः ॥**

તત્પશ્ચાત્ બાલકનાં માતાપિતા સંસ્કારમાં આવેલાં સ્ત્રીપુરુષોનો યથાયોગ્ય સત્કાર કરીને વિદાય કરે, પછી જ્યારે રાતે ચંદ્રમા પ્રકાશમાન થાય ત્યારે બાલકની

માતા બાલકને શુદ્ધ તથા ઋતુ અનુસાર વસ્ત્રો પહેરાવી, પતિની જમણી બાજુએથી પતિની સામે આવી બાલકને તેના હાથમાં બાલકનું માથું ઉત્તરમાં રાખી આપે; પછી તેજ રસ્તેથી પાછી આવી ડાબી બાજુએ આવી પોતાની અંજલિ પાણીથી ભરી ચંદ્રની સન્મુખ ઉભા રહી નિમ્ન મંત્ર વડે પરમાત્માની સ્તુતિ કરી તે જલ પૃથ્વી ઉપર છોડી દેવું.

ओ३म् यददश्चन्द्रमसि कृष्णं पृथिव्या हृदयꣳश्रितम्। तदहं विद्वाꣳस्तत्पश्यन् माहं पौत्रमघꣳरुदम् ॥ १ ॥ मं० ब्रा० १ । ५ । १३ ॥

આ મંત્રનો અર્થ આગળ આપવામાં આવ્યો છે.

પશ્ચાત્ બાલકની માતા ફરીથી પતિની પાછળ થઈ પતિના જમણા ભાગમાં થઇને સન્મુખ આવી, પતિના હાથમાંથી બાળકને લઇ, તેજ રસ્તે પાછી ડાબી બાજુએ આવી બાલકનું માથું ઉત્તર તરફનું રાખી ઉભી રહે અને બાલકનો પિતા પોતાની અંજલિ ભરીને (ओ३म् यददश्च०) એજ મંત્ર વડે પરમેશ્વરની પ્રાર્થના કરીને જલને પૃથ્વી પર નાંખી દે પશ્ચાત્ બંને જણ પ્રસન્ન વદને ઘરમાં જાય.

इति निष्क्रमणसंस्कारविधिः समाप्तः ॥



## अथान्नप्राशनविधिं वक्ष्यामः ॥

બાલકની શકિત જયારે અન્ન પચાવવા યોગ્ય થાય ત્યારેજ અન્નપ્રાશન સંસ્કાર કરવો. આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કેઃ—

**षष्ठे मास्यन्नप्राशनम् ॥ १ ॥ घृतौदनं तेजस्कामः ॥ २ ॥ दधिमधुघृतमिश्रितमन्नं प्राशयेत् ॥ आश्व० गृ० सू० अ० १ कं० १६ सू० १–४–५ ॥**

આ પ્રમાણે પારસ્કરાદિ ગૃહ્યસૂત્રોમાં પણ છે.

છઠે મહિને બાલકને અન્નપ્રાશન કરાવવું, અને પોતાના બાલકને તેજસ્વી કરવું હોય તો ઘી અને ભાત અથવા દહીં, ઘી તથા મધ એ ત્રણેની સાથે ભાત મેળવીને ખવરાવવો. આ સંસ્કારને દિવસે નિમ્નલિખિત વિધિ કરવો. પ્રથમ પૃષ્ઠ ૬ થી પૃષ્ઠ ६८ સુધીમાં લખ્યા પ્રમાણે ઈશ્વરોપાસના, શાંતિપ્રકરણ, સ્વસ્તિવાચન, અગ્ન્યાધાન, સમિદાધાન, જલ પ્રોક્ષણ, આઘારાવાજ્યભાગાહુતિ, વ્યાહૃતિઆહુતિ વગેરે સંપૂર્ણ વિધિ કરીને જે દિવસે બાલકનો જન્મ થયો હોય તેજ દિવસે અર્થાત્ તે તિથિએ આ સંસ્કાર કરવો, અને નીચે લખ્યા પ્રમાણે ભાત તૈયાર કરવોઃ—

**ओ३म् प्राणाय त्वा जुष्टं प्रोक्षामि। ओ३म् अपानाय त्वा०। ओ३म् चक्षुषे त्वा०। ओ३म् श्रोत्राय त्वा०। ओ३म् अग्नये स्विष्टकृते त्वा० ॥**

ઉપર્યુક્ત પાંચે મંત્રોનો ભાવાર્થ એ છે કે ચોખાને ધોઈ બરાબર શુદ્ધ કરીને પકાવવા અને શીઝતી વખતે ભાતમાં યથાયોગ્ય ઘી નાંખવું. જ્યારે બરાબર શીઝી રહે ત્યારે ઉતારી તેને ઠંડો પડવા દઇ પછી હોમસ્થાલીમાં નિમ્નલિખિત મંત્રો વડે કાઢવો:—

**ओ३म् प्राणाय त्वा जुष्टं निर्वपामि। ओ३म् अपानाय त्वा०। ओ३म् चक्षुषे त्वा०। ओ३म् श्रोत्राय त्वा०। ओ३म् अग्नये स्विष्टकृते स्वा०॥**

ઉપર્યુક્ત પાંચ મંત્રોવડે કાર્યકર્ત્તા યજમાને પુરોહિત તથા ઋત્વિજોને પૃથક્ પૃથક્ પાત્રોમાં ભાત કાઢી આપવો અને પોતે પણ લેવો. પશ્ચાત્ નિમ્નલિખિત મંત્રોવડે તે ભાતમાંથી આહુતિઓ આપવી.

**ओ३म् देवीं वाचमजनयन्त देवास्तां विश्वरूपाः पशवो वदन्ति। सा नो मन्द्रेषमूर्जं दुहाना धेनुर्वागस्मानुपसुष्टुतैतु स्वाहा॥ इदं वाचे। इदन्न मम॥ ऋ० मं० ८ अ० १० सू० १०० मं० ११॥**

હે પ્રાણાધિપતિ પરમાત્મન્! ઉત્તમવાણી, રસભરિત અન્ન અને વીર આદિ ગુણવાન્ સંતતિ અમને પ્રાપ્ત થાય એવી કૃપા કરો.

**ओ३म् वाजो नोऽअद्य प्रसुवाति दानं वाजो देवाँ ऋतुभिः कल्पयाति। वाजो हि मा सर्ववीरं जजान**

विश्वा अन्ना वाजं पतिर्जयेयᳬस्वाहा ॥ इदं वाचे वाजाय। इदन्न मम ॥ २ ॥ य० अ० १८। मं० ३३॥

હે અન્નપતે ભગવન્! જેમ જગતમાં સર્વ પદાર્થોમાં અન્ન અત્યંત પ્રશંસા યોગ્ય છે; તેમજ આ મારા પુત્રને આ અન્નના જેવો ગુણવાળો કરો કે જેથી તે પરાક્રમાદિ ગુણસંપન્ન થઈ વિજય પ્રાપ્ત કરે.

પશ્ચાત્ એજ ભાતમાં ઘી નાંખીને નિમ્ન મંત્રોવડે ચાર આહુતિઓ આપવી.

ओ३म् प्राणेनान्नमशीय स्वाहा। इदं प्राणाय इदन्न मम ॥ १ । ओ३म् अपानेन गन्धानशीय स्वाहा। इदमपानाय इदन्न मम ॥ २ ॥ ओ३म् चक्षुषा रूपाण्यशीय स्वाहा। इदं चक्षुषे इदन्न मम ॥ ३ ॥ ओ३म् श्रोत्रेण यशोऽशीय स्वाहा। इदं श्रोत्राय इदन्न मम ॥ ४ ॥ पार० कां० १। कं० १६ ॥

હે બાલક! તું પ્રાણવડે અન્ન ખા. (अपानेन०) અપાન વડે ગંધનો ઉપભોગ કર. (चक्षुषा) ચક્ષુવડે રૂપનો ઉપભોગ કર. (श्रोत्रेण०) શ્રોત્રવડે યશ સાંભળ. (બાલકને એવો ખોરાક ખવરાવવો કે જેથી તેનો પ્રાણ બલવાન્ થાય, ચક્ષુનું તેજ કાયમ રહે. ટુંકામાં બળ, બુદ્ધિ તથા સ્મૃતિવર્ધક ખોરાક હમેશાં આપવો જોઇએ.)

પશ્ચાત્ (ओ३म् यदस्य कर्मणो०) પૃષ્ઠ ૬૧ ઉપર લખ્યા પ્રમાણેની સ્વિષ્ટકૃત્ આહુતિ એક તથા વ્યાહૃતિ આહુતિ ચાર અને પૃષ્ઠ ૬૩ ઉપર લખેલી (ओ३म् त्वन्नो अग्ने०) ઇત્યાદિ મંત્રોવડે આઠ આજ્યાહુતિ મળીને બાર આહુતિઓ આપવી; તત્પશ્ચાત્ આહુતિ આપતાં વધેલા ભાતમાં દહીં, મધ તથા ઘી યથાયોગ્ય મેળવી, બીજા સુગંધયુક્ત ભાત સાથે મેળવી બાલકને રુચિ પ્રમાણે નિમ્નલિખિત મંત્ર વડે તે ભાત ખવરાવવો.

ओ३म् अन्नपतेऽन्नस्य नो देह्यनमीवस्य शुष्मिणः। प्रप्रदातारं तारिष ऊर्जं नो धेहि द्विपदे चतुष्पदे ॥१॥ य० अ० ११। मं० ८३॥

હે અન્નપતે! આપ અમને બલકારી તથા રોગનાશક અન્ન સદૈવ આપો. અન્નનો દાતા દુ:ખને દૂર કરનાર મારો બાલક નીવડે; તથા અમને તથા અમારા પશુઓને માટે પરાક્રમયુક્ત, બળવાન્ થઇ અન્નદાતા બને.

પશ્ચાત્ બાલકનું મુખ ધોઈ પોતાના હાથ ધોઈ નાંખી પૃષ્ઠ ૬૭માં લખ્યા પ્રમાણે મહાવામદેવ્યગાન કરીને બાલકનાં માતપિતા તથા અન્ય વૃદ્ધ સ્ત્રી-પુરુષો અને જે સંસ્કારમાં આવ્યાં હોય તેમણે પરમાત્માની પ્રાર્થના કરીને નિમ્ન વાકય બોલીને આશીર્વાદ દેવો.

ओ३म् त्वमन्नपतेरन्नादो वर्द्धमानो भूयाः॥

હે બાલક તું અન્નપતિ અર્થાત્ અન્નનો માલિક થઈ બલિષ્ઠ તથા દીર્ઘાયુ થા.

પછી સંસ્કારમાં આવેલા પુરુષોનો સત્કાર બાલકના પિતાએ અને સ્ત્રીઓનો સત્કાર બાલકની માતાએ કરી તેમને વિદાય કરવાં.

॥ इत्यन्नप्राशनसंस्कारविधिः समाप्तः ॥



## अथ चूडाकर्मविधिं वक्ष्यामः ॥

આ ચૂડાકર્મ સંસ્કાર આઠમો છે, એને કેશચ્છેદન સંસ્કાર પણ કહે છે. એને માટે આશ્વલાયનનો મત આ પ્રમાણે છેઃ—

**तृतीये वर्षे चौलम् ॥ १ ॥ उत्तरतोऽग्नेर्व्रीहियवमाषतिलानां शरावाणि निदधाति ॥ २ ॥**

એ પ્રમાણે પારસ્કર ગૃહ્યસૂત્રમાં પણઃ—

**सांवत्सरिकस्य चूडाकरणम् ॥**

આ પ્રમાણે ગોભિલીય ગૃહ્યસૂત્રનો પણ મત છે. આ ચૂડાકર્મ અર્થાત્ મુંડન બાલકના જન્મથી ત્રીજા અથવા પ્રથમ વર્ષમાં, ઉત્તરાયણકાલ શુક્લ પક્ષમાં જે દિવસે શુભ દિવસ (વાદળાં વગેરેથી આચ્છાદિત ન હોય તથા પવન ઘણો ન ચાલતો હોય એવા દિવસને શુભ દિવસ કહેવો) હોય ત્યારે આ સંસ્કાર કરવો. વિધિઃ—

પ્રથમ યજ્ઞકુંડ તૈયાર કરાવી, સમિધા, પાણી તથા આજ્યસ્થાલી વગેરે તૈયાર રાખવું. પછીથી માટીનાં ચાર કોડિયાં અગર ખાખરી કે બીજા કોઈ પાંદડાંના પડિયા લઈને એકમાં ચોખા, બીજામાં જવ, ત્રીજામાં અડદ અને ચોથામાં તલ ભરીને વેદિની ઉત્તર દિશામાં મૂકવાં; પછી પૃષ્ઠ ૬ થી ૬૦ સુધી લખેલી ઈશ્વરપ્રાર્થના, સ્વસ્તિવાચન, શાંતિપ્રકરણ, અગ્ન્યાધાન, સમિદાધાન અને ઘૃતની પાંચ

આહુતિ આપીને આઘારાવાજ્યભાગાહુતિ ચાર અને વ્યાહૃતિ-આહુતિ ચાર તથા પૃષ્ઠ ૬૩માં લખેલી (ओ३म् त्वन्नो अग्ने०) ઇત્યાદિ આઠ મળી સોળ ઘૃતાહુતિ આપવી. પછી પૃષ્ઠ ૬૨માં લખેલી (ओ३म् भूर्भुवः स्वः તથા अग्न आयूंषि०) ઇત્યાદિ મંત્રો વડે ચાર આજ્યાહુતિ પ્રધાન હોમની આપવી. ફરીથી વ્યાહૃતિઆહુતિ ચાર તથા સ્વિષ્ટકૃત આહુતિ એક મળી પાંચ ઘૃતની આહુતિ આપવી. આટલું કાર્ય કર્યા પછી કાર્યકર્ત્તા યજમાને પરમાત્માનુ ધ્યાન ધરી હજામના સામું જોઈ બાળકને તેની સામે બેસાડી પોતે બાળકની પાછળ બેસી નિમ્ન મંત્ર વડે બાળકના પિતાએ કિંચિત્ ઉષ્ણુ અને કિંચિત્ ટાઢું પાણી બે પાત્રોમાં લેવું.

ओ३म् आयमगन्त्सविता क्षुरेणोष्णेन वाय उदकेनेहि। आदित्या रुद्रा वसव उन्दन्तु सचेतसः सोमस्य राज्ञो वपत प्रचेतसः ॥१॥ अथर्व० कां० ६ । सू० ६८॥

હે સર્વપ્રેરક સવિતા પરમાત્મન્! આ અસ્ત્રાને ધારવાળો કરજે; હે વાયો! તું ગરમ જલની સાથે આવી એને જેવું જોઇએ તેવું રાખજે. હે આદિત્ય, રુદ્ર તથા વસુ પરમાત્મન્! આપ આ બાલકનું શિર આર્દ્ર કરો. વરુણના સમાન આર્દ્ર, સોમ સમાન શીતલ અને દીપ્તિમાન અસ્ત્રાવડે આ બાલકના કેશ દૂર કરો.

પશ્ચાત્ "उष्णेन वाय उदकेनेवि" पार० कां० २ कां० १ મંત્ર બોલી તે બંને પાત્રમાંનું જલ એક કરી

નાંખવું, પશ્ચાત્ થોડું પાણી અને થોડું માખણુ અથવા દહીં ઉપરની મલઇ લઇ નિમ્ન મંત્રો બોલી બાળકના માથામાં તે પાણી તથા માખણુ ઘસવું અને વાળને બરાબર પલાળવા.

ओ३म् अदि॑तिः श्मश्रु॑ वपत्वाप॑ उन्दन्तु वर्च॑सा। चिकि॑त्सतु प्रजाप॑तिर्दीर्घायुत्वाय चक्ष॑से ॥ १ ॥ अथर्व० कां० ६। सू० ६८ ॥

હે અવિનાશી પરમાત્મા દીર્ઘાયુષ અને દીર્ઘદષ્ટિને માટે આ બાલકના કેશનું વપન થાઓ, સર્વવ્યાપક પરમાત્મા પોતાના તેજવડે તેના કેશને આર્દ્ર કરો તથા પ્રજાપતિ પરમાત્મા તેને થતા રોગોમાંથી બચાવો.

ओ३म् सवित्रा प्रसूता दैव्या आप उन्दन्तु । ते तनूं दीर्घायुत्वाय वर्चसे ॥ २ ॥ पारस्कर० कां० २। कं० १ ॥

સૂર્યવડે ઉત્પન્ન થયેલું દિવ્ય જલ તને આર્દ્ર કરો, અને તને વર્ચસ્વી તથા દીર્ઘાયુ કરો.

પછી કાંસકી વડે વાળને ઓળીને એકઠા કરવા. પછી નિમ્નલિખિત મંત્ર બોલી ત્રણ દર્ભ લેવાઃ—

ओ३म् ओषधे त्रायस्वैन ँ मन ँ हि ँ सीः ॥ यजु० अ० ४–१ ॥

હે ઓષધે! તું આ બાલકની રક્ષા કર.

પછી જમણી બાજુના વાળ હાથમાં ઝાલીને નિમ્ન મંત્ર બોલી અસ્ત્રા સામું જોવુંઃ—

ओ३म् विष्णोर्द्रंष्ट्रोसि ॥ साम० मं० ब्रा० प्र० १ खं० ६ मं० ४

પશ્ચાત્ નિમ્ન મંત્રનો જપ કરી અસ્ત્રાને જમણા હાથમાં લેવો.

ओ३म् शिवो नामासि स्वधितिस्ते पिता नमस्तेअस्तु मा मा हिंसीः ॥ य० अ० ३। मं० ६३॥

હે પરમાત્મન્! તારૂં નામ-શિવ-સુખદાયક છે. તું અવિનાશી હોવાથી વજ્રમય છે. તને મારા નમસ્કાર છે. તું મારૂં રક્ષણ કર.

પશ્ચાત્ નિમ્ન બંને મંત્રો બોલી અસ્રો તથા દર્ભ વાળની પાસે લઇ જવાં.

ओ३म् स्वधिते मैनं हिंसीः ॥ य० अ० ४। मं० १ ॥

હે અવિનાશી પરમાત્મન્! આ બાલકની રક્ષા કર.

ओ३म् निवर्त्तयाम्यायुषेऽन्नाद्याय प्रजननाय रायस्पोषाय सुप्रजास्त्वाय सुवीर्याय ॥ य० अ० ३ । मं० ६३॥

હે પરમાત્મન્! આ બાલકને દીર્ઘાયુ, અન્નાદિ પદાર્થોનો સ્વામી, પ્રજાવાન્, બલવાન્ શરીર તથા આત્માવાળો, અને સુવર્ણ તથા વિદ્યા આદિ ઉત્તમ ધનોવડે પુષ્ટ કર.

નિમ્ન મંત્ર બોલી દર્ભસહિત તે વાળને કાપવા.

*ओ३म् येनावपत्सविता क्षुरेण सोमस्य राज्ञो वरुणस्य विद्वान्। तेन ब्रह्मणो वपतेदमस्य गोमानश्ववानयमस्तु प्रजावान्॥ अथर्व० कां० ६। सू० ६८॥

જેવી રીતે સૂર્ય કિરણોવડે ઓષધીના રસ તથા જલને વૃષ્ટિદ્વારા પૃથ્વી ઉપર મોકલે છે, તેમ કેશનું ધીરે ધીરે (બાલકના પિતાએ) છેદન કરવું. જગતપિતા પરમાત્માની કૃપાથી આ બાલક વિદ્વાન્ થાય એજ હેતુથી વિદ્વાનો કેશનું વપન કરે; એથી એને સુખ થાય. બાલક આયુષ્માન્ થઈ સુખપૂર્વક સો વર્ષ સુધી જીવો.

પશ્ચાત્ એ કાપેલા વાળ અને દર્ભ શમી વૃક્ષના પાંદડા સહિત (પ્રથમથી લાવી રાખી, અહીં મૂકવાં જોઇએ.) બાળકનાં માતાપિતા એક શકોરામાં મૂકે. જો કેશછેદન વખતે કોઇ વાળ ઉડીને બહાર પડયો હોય તો તે છાણુ વડે ઉઠાવીને તે શકોરામાં અથવા તેની પાસે મૂકવો. પછી નિમ્ન મંત્ર વડે બીજી બાજુના વાળ કાપી એ જ પ્રમાણે શકોરામાં મૂકવા.

ओ३म् येन धाता बृहस्पतेरग्नेरिन्द्रस्य चायुषेऽवपत् तेन त आयुषे वपामि सुश्लोक्याय स्वस्तये॥

તત્પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે ત્રીજી વાર એ જ પ્રમાણે કેશ કાપવા.

* કેશ છેદનની રીત આ પ્રમાણે છે:-દર્ભ તથા કેશ બંનેને યુક્તિથી પકડી વાળને અસ્ત્રાવડે અથવા કાતર વડે કાપવા.

ओ येन भूयश्च रात्र्यं ज्योक् च पश्यति सूर्यम्।
तेन त आयुषे वपामि सुश्लोक्याय स्वस्तये ॥
आश्व. १ । १७ । १२ ॥

જે સામર્થ્ય વડે ધાતા પરમેશ્વરે બૃહસ્પતિ, બ્રહ્માંડ, અગ્નિ, સૂર્ય એમના આયુષ્યને માટે નિયમ સ્થાપિત કર્યા છે, તે પરમાત્માના સામર્થ્યવડે હે બાલક! તારા આયુ, ઉત્તમ વિદ્યા તથા કલ્યાણને માટે તારા કેશનું છેદન કરૂં છું.

પછી ઉપર લખેલા 'ओं यनावप०' 'ओं येनधाता' "ओं येनभूयश्च०" તથા નિમ્ન મંત્ર વડે ચોથી વાર કેશ કાપવા.

ओ३म् येन पूषा बृहस्पतेर्वायोरिन्द्रस्य चावपत्।
तेन ते वपामि ब्रह्मणा जीवातवे जीवनाय दीर्घायुष्ट्वाय ॥
साम. १ । ६ । ७ ॥

હે બાલક! જે સામર્થ્ય વડે પુષ્ટિકારક પરમાત્માએ બૃહસ્પતિ, વાયુ તથા સૂર્ય એમના આયુષ્યને માટે નિયમ સ્થાપિત કર્યા છે; તે વડે હું તારા આરોગ્ય જીવન, દીર્ઘાયુ તથા તેજ વૃદ્ધિ અર્થે તારા કેશનું છેદન કરૂં છું.

આ પ્રમાણે જમણી બાજુના કેશ કાપીને ડાબી બાજુના ઉપર પ્રમાણે ચાર વખત કાપવા; પરંતુ ચોથી વાર વાળ કાપતી વખતે 'येन पूषा०' ને બદલે નિમ્ન લિખિત મંત્ર બોલવો:—

ओ३म् येन भूरिश्चरादिवं ज्योक् च पश्चाद्धि सूर्यम्।

तेन ते वपामि ब्रह्मणा जीवातवे जीवनाय सुश्लोक्याय स्वस्तये ॥ १ ॥ पार० २ । १ । १६ ॥

આ મંત્રનો અર્થ ઉપર્યુક્ત મંત્રના જેવો જ છે.

ત્યાર પછી પછવાડેના તથા આગળના વાળ કાપવા.

પ્રથમ નિમ્ન મંત્ર બોલી માથાની પાછળના વાળ કાપી એ જ મંત્ર ફરીથી બોલી બાળકના માથા ઉપર પોતાનો હાથ ઉંધો ફેરવવો અને પછી અસ્રો હજામના હાથમાં આપી દેવો.

ओ३म् त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यद्देवेषुत्र्यायुषं तन्नोऽअस्तु त्र्यायुषम् ॥ १ ॥ यजु० अ० ३ । मं० ६२ ॥

હે પરમાત્મન્! આપની કૃપા વડે અમે પૂર્વના વિદ્વાનોના પેઠે ત્રણસો વર્ષ સુધી જીવીએ અને ત્યાંસુધી અમારી નેત્રાદિ ઈન્દ્રિયો પણ બળવાન રહે.

પછી નિમ્ન મંત્ર બોલી હજામની પાસે અસ્રાને સારી ધાર કાઢવા કહેવું.

ओ३म् यत्क्षुरेण मर्चयता सुतेजसा वप्ता वपसि केशान् । शुन्धि शिरो मास्यायुः प्रमोषीः ॥ अथर्व० कां० ८ । सू० २ । मं० १७ ॥

હે નાપિત! (હજામ) તું સારા ધારવાળા અસ્રા વડે વાળનું છેદન કરે છે. આ બાળકનું માથું વાળ કાઢીને શુદ્ધ

કર. તેના આયુષ્યને હાનિ ન કર. (અર્થાત્ હજામને ઘણી સંભાળથી વાળ કાઢવાનું કહેલું છે.)

બાળકના પિતાએ હજામને કહેવું કે આ શીતોષ્ણ જલ વડે બાળકનું માથું સારી રીતે હલકા હાથે ભિંજવીને સાવધાનીથી અસ્રો લાગે નહિ તેવી રીતે મુંડ. આટલું કહીને યજ્ઞકુંડની ઉત્તર દિશામાં હજામને બેસાડી તેની સામે બાળકને પૂર્વાભિમુખ બેસાડી માથામાં જેટલા વાળ રાખવા હોય તેટલા રાખી બાકીના મુંડાવી નાંખવા; અથવા પ્રથમ બધા વાળ કાઢી નંખાવી પછીથી બીજી વારના ઉગે તે રખાવવા. ક્ષૌર થઈ રહે પછી કુંડની પાસે મૂકેલાં કોડીયાંમાંના પદાર્થો હજામને આપી દેવા અને મુંડન કરેલા વાળ તથા દર્ભ, છાણ, શમીપત્ર વગેરે પણ હજામને લઈ જવા કહેવું. તે વાળ તથા દર્ભ વગેરે હજામે લઇ જઈને જંગલમાં એક ખાડો ખોદી તેમાં દાટી દઇ ઉપર માટી નાંખવી અથવા તળાવ, ગોશાળા કે નદીને કીનારે લઈ જઈને દાટી દેવા અથવા હજામની સાથે કોઇને મોકલીને તે પ્રમાણે કરાવી લેવું. હજામને વસ્ત્ર તથા ધનથી સંતુષ્ટ કરવો. ક્ષૌર કર્મ પૂર્ણ થયા પછી બાળકના માથામાં માખણ અથવા દહીંની ઉપરની મલાઈ ઘસી શુદ્ધ જલ વડે સ્નાન કરાવી ઉત્તમ વસ્રો પહેરાવી બાળકના પિતાએ તેને પોતાની પાસે શુભાસન ઉપર પૂર્વાભિમુખ બેસાડવો અને પૃષ્ઠ ૬૭ માં લખ્યા પ્રમાણે સામવેદનું મહાવામદેવ્યગાન કરી બાળકની માતા સ્રીઓનો અને પિતા પુરુષોનો યથાયોગ્ય સત્કાર કરી તેમને વિદાય કરે. તેઓએ જતી વખતે પરમેશ્વરનું ધ્યાન ધરવું તથા નિમ્ન મંત્ર બોલી બાળકને આશીર્વાદ દેવો.

ओ३म् त्वं जीव शरदः शतं वर्द्धमानः ॥

આ પ્રમાણે મંત્ર બોલી બાળકને આશીર્વાદ આપીને પોતપોતાને ઘેર પધારે અને બાળકનાં માતાપિતાએ પ્રસન્ન રહી બાળકને પ્રસન્ન રાખવું.

॥ इति चूडाकर्म संस्कारविधिः ॥



## अथ कर्णवेधसंस्कारविधिं वक्ष्यामः ॥

अत्र प्रमाणम्—कर्णवेधो वर्षे तृतीये पञ्चमे वा ॥१॥

બાલકના કર્ણ અથવા નાસિકા વિંધવાનો સમય જન્મથી ત્રીજા અથવા પાંચમા વર્ષમાં છે. જે દિવસ કર્ણ કે નાસિકા વિંધવાનો નક્કી કર્યો હોય, તે દિવસે બાલકને પ્રાતઃકાલમાં શુદ્ધ જલ વડે સ્નાન કરાવી વસ્ત્રાલંકાર ધારણ કરાવી બાલકની માતા યજ્ઞશાલામાં લઈ આવે. ત્યારબાદ પૃષ્ઠ ૬ થી ૬૮ સુધીમાં લખેલો સઘળો વિધિ કરીને બાળકની આગળ કાંઈ ખાવાનો પદાર્થ અથવા રમવાનું સાધન મૂકીને નિમ્ન મંત્ર બોલીને ચરક, સુશ્રુતાદિ વૈદ્યક ગ્રંથોને જાણનાર સદ્વૈદ્ય કે જે નસ આદિ બચાવીને વિંધી શકે તેના હાથે જમણો કાન અથવા નાક વિંધાવવું.

ओ३म् भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवा ᳪसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ ऋ० मं० १ । सू० ८९ ॥

હે પરમાત્મન્! અમે કાન વડે કલ્યાણની વાતો નિત્ય સાંભળીએ; આંખ વડે આનંદદાયક પદાર્થો જોઈએ; તથા સ્થિર–સુદૃઢ અંગો વડે તારૂં યજન કરીએ તથા તારી જ સ્તુતિ કરીએ; અને એટલા માટે તું અમને હિતકારક–વિઘ્ન રહિત–આયુ પ્રદાન કર.

પછી નિમ્ન મંત્ર બોલીને ડાબો કર્ણ વિંધાવવો.

ओ३म् वक्ष्यन्तीवेदागनिगन्ति कर्णं प्रियꣳ सखायं परिषस्वजानाः। योषेव सिङ्क्ते विततावधिधन्वञ्ज्याऽइयꣳ समने पारयन्ति ॥ ऋ० मं० ६। सू० ७५ ॥

હે જગદીશ્વર! અમે વેદાદિ વિદ્યાઓને સારી રીતે પ્રાપ્ત કરીએ તથા તેનો સદા સત્ય ઉપદેશ કરીએ, તથા સર્વ-શક્તિમાન્ પરમાત્માની સદા ભક્તિ કરીએ.

પછી વૈદ્યોએ છિદ્રોમાં સળી ઘાલી મૂકવી કે જેથી છિદ્ર પુરાઈ જાય નહિ, અને તેના ઉપર એવી ઓષધી લગાવવી કે જેથી કાન પાકે નહિ અને જલદીથી રૂઝાઈ જાય.

॥ इति कर्णवेधसंस्कारविधिः समाप्तः ॥



## अथोपनयन * संस्कारविधिं वक्ष्यामः ॥



अत्र प्रमाणानि—अष्टमे वर्षे ब्राह्मणमुपनयेत् ॥१॥ गर्भाष्टमे वा ॥२॥ एकादशे क्षत्रियम् ॥३॥ द्वादशे वैश्यम् ॥४॥ आषोडशाद् ब्राह्मणस्यानतीतः कालः ॥५॥ आद्वाविंशात्क्षत्रियस्य, आचतुर्विंशाद्वैश्यस्य, अत ऊर्ध्वं पतितसावित्रीका भवन्ति ॥६॥ अश्व. १ । १९ । १-६ ॥

આ પ્રમાણે પારસ્કરાદિ ગૃહ્યસૂત્રમાં પણ છે.

**અર્થ:**—જે દિવસે જન્મ થયો હોય, અથવા જે દિવસે ગર્ભ રહ્યો હોય તેનાથી આઠમે વર્ષે બ્રાહ્મણનો, જન્મ અથવા ગર્ભથી અગીઆરમે વર્ષે ક્ષત્રિયનો અને જન્મ અથવા ગર્ભથી બારમા વર્ષમાં વૈશ્યના બાલકનો યજ્ઞોપવીત સંસ્કાર કરવો, બ્રાહ્મણનો સોળમા, ક્ષત્રિયનો બાવીસમા અને વૈશ્યનો ચોવી-સમા વર્ષ પહેલાં આ સંસ્કાર થવો જોઇએ. જો એટલી મુદતમાં ન થાય તો પછી તેઓને સાવિત્રીથી પતિત માનવા.

**श्लोकः**—ब्रह्मवर्चसकामस्य कार्यं विप्रस्य पञ्चमे ।
राज्ञो बलार्थिनः षष्ठे वैश्यस्येहार्थिनोऽष्टमे
मनु० २।३७॥

**અર્થ:**—જેને જલદીથી વિદ્યા, બળ તથા વ્યવહાર કરવાની ઇચ્છા હોય અને જો તે બાલક પણ ભણવામાં

*उप=સમીપ અને नयन=પ્રાપ્ત કરવું અથવા થવું.

સમર્થ હોય તો બ્રાહ્મણના બાલકનો પાંચમે વર્ષે, ક્ષત્રિયના બાલકનો છઠ્ઠે વર્ષે, વૈશ્યના બાલકનો આઠમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવો; પરંતુ બાલકના માતાપિતાનો વિવાહ પૂર્ણ યુવાવસ્થા અર્થાત્ યથાયોગ્ય બ્રહ્મચર્ય પાલન કર્યા પછી થયો હોય તોજ આ વાત સંભવે છે. કારણ કે તેઓનાંજ બાળક એવાં ઉત્તમ બુદ્ધિમાન અને ભણવામાં શીઘ્ર બુદ્ધિવાળાં હોય છે. જ્યારે એમ માલુમ પડે કે બાલકનું શરીર અને બુદ્ધિ ભણવા યોગ્ય થયાં છે ત્યારે પણ યજ્ઞોપવીત કરે.

वसन्ते ब्राह्मणमुपनयेत् । ग्रीष्मे राजन्यम् । शरदि वैश्यम् । सर्वकालमेके ॥ शतपथ ब्रा० ॥

અર્થ:—બ્રાહ્મણનું વસંત; ક્ષત્રિયનું ગ્રીષ્મ અને વૈશ્યનું શરદૃઋતુમાં યજ્ઞોપવીત કરવું; અથવા સર્વ ઋતુઓમાં ઉપનયન થઈ શકે છે. આ સંસ્કાર પ્રાતઃકાલમાંજ થાય છે.

पयोव्रतो ब्राह्मणो यवागूव्रतो राजन्य आमिक्षाव्रतो वैश्यः ॥ शतपथ ब्रा० ॥

જે દિવસે બાલકનું યજ્ઞોપવીત કરવું હોય તેનાથી ત્રણ અથવા એક દિવસ પૂર્વે બાળકને વ્રત કરાવવું જોઇએ. એ વ્રતમાં બ્રાહ્મણના છોકરાએ માત્ર દૂધ પીને. ક્ષત્રિયના છોકરાએ જવની રાબ અને વૈશ્યના છોકરાએ શ્રીખંડ ખાઈને રહેવું જોઈએ. આ સિવાય અન્ય પદાર્થો નહી ખાવા. જ્યારે જ્યારે ભૂખ લાગે ત્યારે ત્યારે ઉપર કહેલા પદાર્થોજ ખાવા.

વિધિ:—જે દિવસે ઉપનયન કરવું હોય તેના આગલા દિવસે બધી સામગ્રી એકઠી કરી બરાબર શોધન કરી લેવી.

અને પછી પ્રાતઃકાલમાં વેદિની આસપાસ સામગ્રી તથા સંસ્કારોપયોગી અન્ય પદાર્થો પ્રથમથી યથાસ્થાને મૂકી દેવા, પશ્ચાત્ બાલકની હજામત કરાવી શુદ્ધ જલ વડે સ્નાન કરાવી, શુદ્ધ વસ્ત્ર પહેરાવી તેને કંઈ મિષ્ટાન્ન ખવરાવી યજ્ઞમંડપમાં પિતા અથવા આચાર્ય વેદિના પશ્ચિમ ભાગમાં સુંદર આસન ઉપર બેસાડે પછી બાળકના પિતાએ પૃષ્ઠ ૫૧માં લખ્યા પ્રમાણે ઋત્વિગ્વરણ કરવું. ત્યારબાદ તે ઋત્વિજોએ પોતપોતાનાં આસન ઉપર બેસીને બાલકના પિતા સહિત સર્વેએ આચમન તથા ઇંદ્રિયસ્પર્શ કરવો. પછી કાર્યકર્ત્તા બાળકને મુખે નિમ્ન વાક્યો બોલાવે.

**ब्रह्मचर्यमागाम्, ब्रह्मचार्यसानि, पार० कां० २ । कं० २ ॥**

હું બ્રહ્મચર્યાશ્રમને પ્રાપ્ત થાઉં, હું બ્રહ્મચારી થાઉં.

પછી આચાર્ય * નિમ્ન મંત્ર બોલીને સુંદર વસ્ત્ર અને ઉપવસ્ત્ર પહેરાવે.

---

***उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद् द्विजः ।**
**सकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥ मनु० स्मृ० अ० २ श्लो० १४० ॥**

શિષ્યને ઉપનયન સંસ્કાર કરીને તેને સાંગોપાંગ વેદ, તેના શબ્દાર્થ સંબંધ, ક્રિયા શિખવે, તથા પોતે છલ કપટાદિ દોષોથી રહિત હોઇને અતિ પ્રેમથી સર્વેને વિદ્યા દાન કરતો હોય, પરોપકારી તથા તન, મન, ધનથી રહિત હોઇને સુખની વૃદ્ધિમાં તત્પર રહેતો હોય, કોઇનો પક્ષપાત ન કરતો હોય; સત્યોપદેષ્ટા સર્વનો હિતૈષી, ધર્માત્મા અને જિતેન્દ્રિય હોય તેને આચાર્ય કહે છે.

ओ३म् येनेन्द्राय बृहस्पतिर्वासः पर्यदधादमृतम् । तेन त्वा परिदधाम्यायुषे दीर्घायुत्वाय बलाय वर्चसे ॥१॥ पार० कां० २ । कं० २ ॥ सू० ७ ॥

જે સામર્થ્ય વડે બૃહસ્પતિ પરમાત્માએ સૂર્યને તેજરૂપ વસ્ત્ર ધારણ કરાવ્યું છે, તથા જગતના મનુષ્યોને માટે અમૃત-મોક્ષ ધારણ કર્યો છે. તે સામર્થ્ય વડે હું તને દીર્ઘાયુ, અત્યંત બલ અને સર્વોત્તમ વિદ્યા પ્રાપ્તિને માટે આ વસ્ત્ર આપીને પરમાત્માની પ્રાર્થના કરૂં છું.

પછી બાલક આચાર્યની સામે બેસે, અને યજ્ઞો-પવીત હાથમાં લઈને નિમ્ન મંત્રો બોલીને આચાર્ય ડાબા ખભા ઉપર કંઠની પાસેથી માથુ વચમાં રહે અને હાથની બગલની નીચેથી કટિ સુધી આવે એવું જનોઇ ધારણ કરાવે.

ओ३म् यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात् । आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः ॥ १॥ यज्ञोपवीतमसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनो-पनह्यामि ॥२॥ पार० कां० २ ॥ कं० २ । सू० ११ ॥

જે પ્રજાપતિ પરમાત્માનું સચ્ચિદાનંદ સ્વરૂપ પરમ-પવિત્ર યજ્ઞમાં સત્કૃત છે તેની પ્રથમ પ્રાર્થના કરી, આ યજ્ઞોપવીત (જનોઈ) તે પૂજનીય પરમાત્માની ભકિત તથા

યજ્ઞનું અનુષ્ઠાન કરવાને માટે હું ધારણ કરૂં છું, તે યજ્ઞોપવીત ઈશ્વરાનુગ્રહવડે દીર્ઘાયુ, શ્રેષ્ઠ ગુણ, બલ તથા તેજ આપનાર થાઓ.

હે પરમાત્મન્! તું યજ્ઞની સમીપમાં વિવિધ સુખ દેવાને માટે રહે છે. હે શિષ્ય આવા પરમાત્મા તરફ પ્રેમભકિત રાખ.

યજ્ઞાદિ દ્રવ્ય યજ્ઞ તથા જ્ઞાનાદિ (વિદ્યા—યજ્ઞ)ની પ્રાપ્તિને માટે હું તને યજ્ઞોપવીત યુક્ત કરૂં છું.

પછી બાલકને જમણી બાજુએ બેસાડી ઈશ્વરની પ્રાર્થના, ઉપાસના તથા સ્વસ્તિવાચન, શાંતિપાઠ કરીને દ્વિજને ત્યાંથી અગ્નિ લાવી સમિદાધાન અગ્ન્યાધાન કરી સામાન્ય પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે વિધિ કરીને ચાર આઘારાવાજ્યભાગાહુતિ, ચાર વ્યાહુતિ આહુતિ અને આઠ પૃષ્ઠ ૬૩માં બતાવ્યા પ્રમાણેની આઠ આજ્યાહુતિઓ મળી કુલ ૧૬ આહુતિઓ આપીને પ્રધાન હોમ માટે જે શાકલ્ય બનાવ્યું હોય તેનાથી નિમ્નલિખિત મંત્રોથી આહુતિઓ આપવી.

ओ३म् अग्ने व्रतपते व्रतं चरिष्यामि तत्ते प्रब्रवीमि तच्छकेयम्। तेनर्ध्यासमिदमहमनृतात्सत्यमुपैमि स्वाहा ॥ इदमग्नये, इदन्न मम ॥ १ ॥

હે અગ્ને વ્રતપતે પરમાત્મન્! હું બ્રહ્મચર્ય વ્રત ધારણ કરૂં છું, તેનું યથાર્થ રીતે પાલન કરવાને મને સમર્થ કરો. બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત્યર્થે આ વ્રત મેં ધારણ કર્યું છે તે મારૂં વ્રત સફળ થાય એવી મારી નમ્ર પ્રાર્થના છે.

ओ३म् वायो व्रतपते॰ * स्वाहा ॥ इदं वायवे इदन्न मम ॥ २ ॥

ओ३म् सूर्य व्रतपते॰ स्वाहा ॥ इदं सूर्याय इदन्न मम ॥ ३ ॥

ओ३म् चन्द्र व्रतपते॰ स्वाहा ॥ इदं चन्द्राय, इदन्न मम ॥ ४ ॥

ओ३म् व्रतानां व्रतपते॰ स्वाहा ॥ इदमिन्द्राय व्रतपतये, इदन्न मम ॥५॥ मं॰ ब्रा॰ १ । ३ । ९-१३ ॥

આ મન્ત્રોના અર્થ પણ ઉપરના મંત્ર (૧) પ્રમાણે છે

ઉપર્યુકત મંત્રો વડે પાંચ આહુતિઓ આપ્યા બાદ પૃષ્ઠ ૬૦-૬૧માં બતાવ્યા પ્રમાણે ચાર વ્યાહુતિ તથા સ્વિષ્ટકૃત અને પ્રજાપત્યાહુતિ મળીને એકંદરે છ આહુતિઓ ઘૃતની આપવી. તે પછી આચાર્ય ઉત્તર કે પૂર્વાભિમુખે બેસે અને બાળકને આચાર્યની સન્મુખ પશ્ચિમ તરફ મોં કરીને બેસાડી આચાર્ય બાળક તરફ જોઈને નીચેના મન્ત્રનો જપ કરે.

ओ३म् आगन्त्रा समगन्महि प्रसुमर्त्यं युयोतन । अरिष्टाः संचरेमहि स्वस्ति चरतादयम् ॥ १ ॥ मं॰ ब्रा॰ १ । ६ । १४ ॥

---

* व्रतपते એની આગળ सत्यमुपैमि સુધીનો પૂરો મંત્ર બોલવો.

હે જ્ઞાન સ્વરૂપ પરમાત્મન્! બ્રહ્મચર્યને ધારણ કરવાના વ્રતવાળા આ બટુક સહિત અમે આચાર્યાદિ તારી ઉપાસના કરીએ છીએ. તુંજ એને મનુષ્યોમાં શોભાયુક્ત અને બ્રહ્મચર્યમાં નિયુક્ત કર; તેના અરિષ્ટ નાશ પામો અને તે સુખપૂર્વક રહે.

ત્યાર પછી બાળકે નીચે પ્રમાણે બોલવું:—

**ओ३म् ब्रह्मचर्यमागामुपमानयस्व । मं० ब्रा० १ । ६ । १६ ॥**

હે ગુરો! મેં બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું છે, મને આપની સમીપમાં રાખો. (વિદ્યાધ્યયન માટે) મારો સ્વીકાર કરો.
પછી આચાર્યે નિમ્ન વાક્ય બોલવું.

**को नामासि ?**

તારૂં નામ શું છે?

બાળકે નીચે પ્રમાણે કહેવું.

**एतन्नामास्मि । मं० ब्रा० १ । ६ । १९ ॥**

મારૂં નામ અમુક છે (કોઈનું નામ દેવદત્ત હોય તો આ પ્રમાણે બોલવું. **देवदत्तनामास्मि ॥** ભાષાન્તરકર્તા)

પછી બાળકની તથા આચાર્યે પોતાની જમણી હસ્તાંજલિ શુદ્ધ જલ વડે નીચેના ત્રણ મંત્રો બોલી ભરવી:—

**ओ३म् आपो हिष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन । महेरणाय चक्षसे ॥ १ ॥**

હે સર્વવ્યાપક પરમાત્મન્! અમને (ગુરુ તથા શિષ્યને) બલયુક્ત પરાક્રમી કરી તથા સુખદાત્રી વિદ્યા આપી તેનો ઉપદેશ કરીએ તેવી બુદ્ધિ આપો.

**ओ३म् यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः । उशतीरिव मातरः ॥ २ ॥**

હે પરમાત્મન્! આ બ્રહ્મચર્યાશ્રમનો અત્યન્ત સુખકારી આનંદ, જેમ કામનાવાળી માતા પોતાના પુત્રોનું સેવન કરી તેને સુખી કરે છે, તેમ હું આ શિષ્યને પ્રાપ્ત કરાવું.

**ओ३म् तस्मा अरं गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जन यथा च नः ॥ ३ ॥ ऋ० मं० १० । सू० ९ ॥**

હે જગદીશ્વર! અમને ગૃહસ્થાશ્રમમાં જે તૃપ્તિ વિદ્યાથી મળી છે, તે આ શિષ્યને પ્રાપ્ત કરાવવા હુ સમર્થ થાઉં અને તેમાં આપ સહાય થશો.

પછી નીચેનો મંત્ર બોલી આચાર્યે પોતાની અંજલિનું પાણી બાળકની અંજલિમાં રેડવું.

**ओ३म् तत्सवितुर्वृणीमहे वयं देवस्य भोजनम् । श्रेष्ठं सर्वधातमम् । तुरं भगस्य धीमहि ॥ १ ॥ ऋ० मं० ५ । सू० ८२ ॥**

હે જગદુત્પાદક ઈશ્વર! અમે આપની શરણમાં છીએ. આપ અમારા અવિદ્યાદિ દોષોનો નાશ કરી અમારે માટે વૃષ્ટિદ્વારા ઉત્તમોત્તમ આરોગ્યદાયક અન્ન ઉત્પન્ન કરો.

આ પ્રમાણે બાલકની અંજલિમાં પોતાની અંજલિ ખાલી કરીને બાળકની હસ્તાંજલિ અંગુષ્ઠ સહિત પકડીને નીચેનો મંત્ર બોલીને બાળકની હસ્તાંજલિનું પાણી પાત્રમાં રેડાવી દેવું.

**ओ३म् देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यां हस्तं गृह्णाम्यसौ * ॥ १ ॥ य० अ० ५ । मं० २६ ॥**

હે બાળક! જગદુત્પાદક પરમાત્માના બાહુ વડે (સર્વ પ્રકારની પુષ્ટિ કરનારા પરાક્રમ રૂપી બાહુ વડે) હું તારો હસ્ત ગ્રહણ કરૂં છું.

ઉપર પ્રમાણે બીજી વાર બાળકની અંજલિ ભરી તેમાં પોતાની અંજલિનું પાણી રેડીને બાળકની હસ્તાંજલિ અંગુષ્ટ સહિત પકડીને નિમ્ન મંત્ર બોલીને બાળકની અંજલિનું પાણી તરભાણામાં રેડાવી દેવું.

**ओ३म् सविता ते हस्तमग्रभीत्, असौ ॥ १ ॥**

હે કુમાર! પરમાત્માએ તારો હસ્ત ગ્રહણ કર્યો છે.

વળી ત્રીજી વાર એજ પ્રમાણે અંજલિ અંગુષ્ઠ સહિત પકડીને નિમ્ન મંત્ર બોલીને બાળકની અંજલિનું પાણી તરભાણામાં રેડવું.

**ओ३म् अग्निराचार्यस्तव, असौ ॥ मं० ब्रा० १ । ६ । १५ ॥**

---

* આ ઠેકાણે તથા આ પછી જે મંત્રોમાં **असौ**ના સ્થાનમાં બાળકનું નામ સંબોધનાન્ત કરવું જેમ કે **गृह्णामि देवदत्त** ॥

હે કુમાર જ્ઞાનસ્વરૂપ પરમાત્મા તારા આચાર્ય છે.

પછી મંડપની બહાર આવી સૂર્યની સામે ઉભા રહી આચાર્ય નિમ્નલિખિત બે મંત્રો બોલી બાળકને સૂર્યનું દર્શન કરાવે.

**ओ३म् देव सवितरेष ते ब्रह्मचारी तं गोपाय स मामृत आश्व० अ० १ । ख० २० । सू० ६ ॥**

હે પરમાત્મન્! આ તારો બ્રહ્મચારી છે, તેની તું રક્ષા કર.

**ओ३म् तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शत ँ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ यजु० अ० ३६ । मं० २४ ॥**

આ મંત્રનો અર્થ આગળ આવી ગયો છે ત્યાં જોઇ લેવો.

ઉપર પ્રમાણે સૂર્યાવલોકન કરાવીને બાળક સહિત આચાર્યે યજ્ઞશાળામાં આવી, કુંડની ઉત્તરમાં બેસી નિમ્ન મંત્ર બોલવો; અને બાળકે આચાર્યની પ્રદક્ષિણા કરી આચાર્યની સન્મુખ બેસવું.

**ओ३म् युवा सुवासाः परिवीत आगात् स उ श्रेयान् भवति जायमानः । ओ३म् सूर्यस्यावृतमन्वावर्त्तस्व, असौ ॥ १ ॥ ऋ० मं० ३ । सू० ८ ॥**

હે જગદીશ્વર! આ કુમાર જ્યાં સુધી યુવાવસ્થા પૂર્ણ થાય ત્યાં સુધી (અડતાલીસ વર્ષનું બ્રહ્મચર્ય પાલન કરી) વેદાદિ

વિદ્યાઓ ભણીને સુંદર વસ્ત્રાભૂષણ સજી સમાવર્તન કરી વિદ્યાદિ ગુણયુક્ત થઈ ગૃહસ્થાશ્રમમાં સૂર્ય સરખો તેજસ્વી થાઓ. હે બાળક! સૂર્યના માર્ગને અનુસર.

(જેમ સૂર્ય ધીમે ધીમે પ્રકાશિત થાય છે તેમ તું વિદ્યા વડે પ્રકાશિત થા.)

**ओ३म् प्राणानां ग्रन्थिरसि मा विस्रसोऽन्तक इदं ते परिददामि, अमुम् ॥१॥ सा० मं० ब्रा० प्र० १ खं० ६ मं० २०**

હે જગદીશ્વર! જેમ પ્રાણવાહિની નાડીઓનું મિલનસ્થાન નાભિ છે તેમ તું આ વિશ્વનું નાભિસ્થાન છે. આ બાલકને હું જ્ઞાન શરણમાં સોંપું છું તેનું તું રક્ષણ કર. (આ અને એની પછીના મંત્રોમાં अमुम् પદના સ્થાનમાં બાલકનું દ્વિતીયાંત નામ બોલવું. જેમકે देवदत्तम् ।)

પછી બાળકના પેટ પર હસ્તનો સ્પર્શ કરી નીચેનો મંત્ર બોલવો.

**ओ३म् अहुर इदं ते परिददामि, अमुम् ॥२॥ मं० २१**

હે વાયો! આ બાલકને સર્વત્ર: હું તારા શરણમાં સોંપું છું.

પછી બાળકના હૃદય પર હસ્તનો સ્પર્શ કરી નીચેનો મંત્ર બોલવો.

**ओ३म् कृशन इदं ते परिददामि, अमुम् ॥३॥ सा० मं० ब्रा० प्र० १ खं० ६ मं० २२**

હે પરમાત્મન્! આ બાલકને સર્વત્રઃ હું તારા શરણુમાં સોંપું છું.

પછી નીચેનો મંત્ર ભણી જમણા ખભા ઉપર હસ્તનો સ્પર્શ કરવો.

**ओ३म् प्रजापतये त्वा परिददामि, असौ ॥ ४ ॥**
**सा० मं० ब्रा० प्र० खं० ६ मं० २३**

હે બાલક! તને હું પ્રજાપાલક પરમાત્માને સોંપું છું. (असौ પદના સ્થાનમાં દરેક ઠેકાણે બાલકનું નામ સંબોધનાન્ત બોલવું.)

પછી નીચેનો મંત્ર બોલી બાળકના ડાબા ખભા ઉપર હસ્તનો સ્પર્શ કરવો.

**ओ३म् देवाय त्वा सवित्रे परिददामि, असौ ॥५॥**
**सा० मं० ब्रा० प्र० खं० ६ मं० २४**

હે બાલક! હું તને જગદુત્પાદક પરમાત્માને સોંપું છું.

પછી બાળકના હૃદય ઉપર હસ્ત રાખી નીચેનો મંત્ર બોલવો.

**ओ३म् तं धीरा॑सः क॒वय॒ उन्न॑यन्ति स्वा॒ध्यो॒ ३ मन॑सा दे॒वय॑न्तः ॥ ६ ॥ ऋ० मं० ३ अ० १ सू० ८ मं० ४**

ત્યારબાદ આચાર્યે બાળકના જમણા હૃદય ઉપર પોતાનો હસ્ત રાખી, સન્મુખ ઉભા રહી નીચેનો મંત્ર બોલવો.

**ओ३म् मम व्रते ते हृदयं दधामि । मम चित्त-मनुचित्तं ते अस्तु । मम [illegible] जुषस्व बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यम् ।१॥ पार० २ । २॥**

અર્થ:—હે શિષ્ય! હું તારા હૃદયને મારે આધીન કરૂં છું. તારૂં ચિત્ત મારા ચિત્તને અનુકૂળ સદા રહો. તું મારી વાણીને એકાગ્ર મન તથા પ્રીતિપૂર્વક સાંભળીને તેના અર્થનું સેવન કર્યા કર; આજથી તારી પ્રતિજ્ઞા અનુકૂળ બૃહસ્પતિ પરમાત્મા તને મારી જોડે યુક્ત કરે,* આ પ્રતિજ્ઞા કરવી; એ જ પ્રમાણે શિષ્ય પણ આચાર્યની પાસે પ્રતિજ્ઞા કરે, કે હે આચાર્ય! આપના હૃદયને હું મારી ઉત્તમ શિક્ષા તથા વિદ્યાની ઉન્નતિ માટે ધારણ કરૂં છું. મારા ચિત્તની અનુકૂળ તમારૂં ચિત્ત હો; આપ મારી વાણીને એકાગ્ર ચિત્તથી સાંભળો અને પરમાત્મા મારી સાથે આપને સદા નિયુક્ત રાખો.+ આ પ્રમાણે બન્નેએ અરસપરસ પ્રતિજ્ઞા કરવી. પછી આચાર્યે બાળકને નીચે પ્રમાણે પૂછવું.

**को नामासि ॥**

તારૂં નામ શું છે?

બાળકે નીચે પ્રમાણે પ્રત્યુત્તર આપવો.

**अहम्भोः**

મારૂં અમુક નામ છે. (પોતાનું નામ બાળકે આ જગ્યાએ બોલવું) પછી આચાર્યે નીચે પ્રમાણે પૂછવું.

---

* પરમાત્મા તને ભણાવવા માટે મને સોંપે.

\+ પરમાત્મા આપને મારા ગુરુ બનાવે.

**कस्य त्वं ब्रह्मचार्यसि ।**

તું કોનો બ્રહ્મચારી છે?

બાલક—भवतः આપનો.

પછી આચાર્યે બાળકની રક્ષાને માટે નીચેનો મંત્ર બોલી બાળકને સમજાવવું કે, તું પ્રાણ આદિની ઉત્તમ વિદ્યાને માટે યત્નવાન્ થા.

**ओ३म् इन्द्रस्य ब्रह्मचार्यस्यग्निराचार्यस्तवाहमाचार्यस्तव असौ ॥ पार० २ । २ ॥**

હે કુમાર! તું ઇન્દ્રનો બ્રહ્મચારી છે; અગ્નિ પરમાત્મા તારા આચાર્ય છે, હું તારો આચાર્ય છું; (असौ પદના સ્થાનમાં બાળકનું સંબોધનાન્ત નામ બોલવું.)

**ओ३म् कस्य ब्रह्मचार्यसि प्राणस्य ब्रह्मचार्यसि कस्त्वा कमुपनयति काय त्वा परिददामि ॥**

તું પ્રજાપતિ પરમાત્મા તથા સર્વના પ્રાણોનો પણ પ્રાણ જે પરમાત્મા છે, તેનો બ્રહ્મચારી છે. તે સુખસ્વરૂપ પ્રજાપતિ પરમાત્મા સુખને માટે તારૂં ઉપનયન કરે છે, તે સુખસ્વરૂપ પ્રજાપતિને હું તારૂં સમર્પણ કરૂં છું.

**ओ३म् प्रजापतये त्वा परिददामि । देवाय त्वा सवित्रे परिददामि । अद्भ्यस्त्वौषधीभ्यः परिददामि । द्यावापृथिवीभ्यां त्वा परिददामि । विश्वेभ्यस्त्वा**

**देवेभ्यः परिददामि । सर्वेभ्यस्त्वा भूतेभ्यः परिददाम्यरिष्ट्यै ॥ पार० २ । २ ॥**

હું તને પ્રજાપતિ પરમાત્માને આપું છું, હું તને-જગદુત્પાદક સવિતા પરમાત્માને અર્પણ કરૂં છું, તથા હું તને જળ. ઔષધી, સ્વર્ગ, પૃથ્વી, સર્વ વિદ્વાનો તથા સર્વ પ્રાણી માત્રને અર્પણ કરૂં છું. તું એમનું જ્ઞાન મેળવી તેનો યથાર્થ ઉપયોગ કર.

આ ઉપનયન સંસ્કાર પૂરો થયા પછી જો તે જ દિવસે વેદારંભ કરવાનો વિચાર બાળકના પિતા તથા આચાર્યનો હોય તો તે જ દિવસે કરવો, અને જો બીજે દિવસે કરવાનો વિચાર હોય તો પૃષ્ઠ ૬૭માં લખ્યા પ્રમાણે મહાવામદેવ્યગાન કરી સંસ્કારમાં આવેલી સ્ત્રીઓનો બાલકની માતા અને પુરુષોનો બાળકનો પિતા સત્કાર કરી વિદાય કરે. અને માતા, પિતા, આચાર્ય, સંબંધી, ઇષ્ટમિત્ર વગેરે મળીને બાળકને નીચે પ્રમાણે આશીર્વાદ આપી પોતપોતાને ઘેર જાય.

**ओ३म् त्वं जीव शरदः शतं वर्द्धमानः, आयुष्मान् तेजस्वी वर्चस्वी भूयाः ॥**

તું સો વર્ષ સુધી જીવ, તું આયુષ્માન્, તેજસ્વી તથા બ્રહ્મજ્ઞાનવાળો થા.

**इति उपनयनसंस्कारविधिः समाप्तः ॥**



## अथ वेदारम्भसंस्कारविधिर्विधीयते ॥

ગાયત્રીથી માંડી *સાંગોપાંગ ચારે વેદોનું અધ્યયન કરવાને માટે જે નિયમ ધારણ કરવો તેને વેદારંભ કહે છે.

**સમય:**—જે દિવસ ઉપનયન સંસ્કારનો છે તેજ વેદારંભનો છે. જો તે દિવસે ન થઇ શકે અથવા કરવાની ઇચ્છા ન હોય તો બીજે દિવસે કરવો. જો બીજો દિવસ પણ અનુકૂળ ન હોય તો એક વર્ષની અંદર ગમે તે દિવસે કરવો.

**વિધિ:**—વેદારંભનો જે દિવસ નક્કી કર્યો હોય તે દિવસે પ્રાત:કાલમાં શુદ્ધોદક વડે બાળકને સ્નાન કરાવી શુદ્ધ વસ્ત્ર પહેરાવી, પછી કાર્યકર્ત્તા અર્થાત્ પિતા, જો પિતા ન હોય તો આચાર્યે બાલકને લઇને ઉત્તમાસન ઉપર વેદિની પશ્ચિમ બાજુમાં પૂર્વાભિમુખે બેસવું. ત્યારબાદ પૃષ્ઠ ૬ થી પૃષ્ઠ ૪૩ સુધીમાં +ઇશ્વરપ્રાર્થના,

---

* (વેદનાં **अंग**) શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છન્દ, જ્યોતિષ, (વેદનાં ઉપાંગ) પુર્વમીમાંસા, વૈશેષિક, ન્યાય, યોગ, સાંખ્ય અને વેદાંત; (ઉપવેદ) આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, તથા અથર્વવેદ, અર્થાત્ શિલ્પશાસ્ત્ર; (**ब्राह्मण**) ઐતરેય, શતપથ, સામ અને ગોપથ (વેદ) ઋક, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ આ સર્વને ક્રમપુર્વક ભણવા.

+ જો ઉપનયન પછી તરતજ વેદારંભ કરે તો તેને ફરીથી સ્વસ્તિવાચન, ઇશ્વરપ્રાર્થના તથા શાંતિપ્રકરણની આવશ્યકતા નથી.

સ્વસ્તિવાચન, શાંતિપાઠ વગેરે કરી, અગ્ન્યાધાન, સમિદાધાન, જલપ્રોક્ષણ, આઘારાવાજ્યભાગાહુતિ ચાર, વ્યાહૃતિ ચાર તથા આઠ ઘૃતાહુતિ મળી સોળ આહુતિઓ આપવી. ત્યાર બાદ પૃષ્ઠ ૬૨માં લખેલી ( **ओ३म् भूर्भुवः स्वः । अग्न आयूँषि०** ) ઇત્યાદિ ચાર મંત્રો વડે ઘૃતાહુતિ આપ્યા પછી પૃષ્ઠ ૫૭માં લખેલા **अयन्त इध्म आत्मा** ઇત્યાદિ મંત્રથી પાંચ ઘૃતાહુતિ વડે પ્રધાન હોમ કરવો. ત્યારબાદ વ્યાહૃતિ આહુતિ ચાર તથા સ્વિષ્ટકૃત હોમાહુતિ એક અને પ્રાજાપત્યાહુતિ એક મળી છ આજ્યાહુતિ બાળકના હાથે અપાવવી; પછી નીચેના મંત્રો બોલી વેદિમાંનો અગ્નિ એકઠો કરવો.

**ओ३म् अग्ने सुश्रवसं मा कुरु । ओ३म् यथा त्वमग्ने सुश्रवः सुश्रवा असि । ओ३म् एवं मां सुश्रवः सौश्रवसं कुरु । ओ३म् यथा त्वमग्ने देवानां यज्ञस्य निधिपाअसि । ओ३म् एवमहं मनुष्याणां वेदस्य निधिपो भूयासम् ॥ पार० २ । ४ ॥**

હે અગ્ને પરમાત્મન્! આપ સર્વની વાતને સારી રીતે સાંભળો છો, તેમજ મને પણ સર્વ વિદ્યાયુકત કરો. જે પ્રમાણે આપ સાંભળનારાઓના પણ સાંભળનારા છો, તે પ્રમાણે મને પણ યથાર્થ સાંભળનારાઓમાંનો એક કરો. આપ જેમ વિદ્વાનો તથા યજ્ઞના અધિપતિ રક્ષક છો તેમજ મને પણ મનુષ્યો તેમજ વેદોનો રક્ષક કરો, એવી હું આપની પાસે યાચના કરૂં છું.

પછી બાલકે કુંડની પ્રદક્ષિણા કરી આગળ લખેલા "**ओं अदितेऽनुमन्यस्व०**" ઇત્યાદિ ચાર મંત્રો વડે યજ્ઞકુંડની

ચારે તરફ જલસેચન કરી યજ્ઞકુંડની દક્ષિણ બાજુમાં ઉત્તરાભિમુખે ઉભા રહી ઘૃતમાં બોળેલી સમિધા હાથમાં લઈ નીચેનો મંત્ર બોલી અગ્નિમાં નાંખવી.

**ओ३म् अग्नये समिधमाहार्षं बृहते जातवेदसे । यथा त्वमग्ने समिधा समिध्यसऽएवमहमायुषा मेधया वर्चसा प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन समिन्धे जीवपुत्रो ममाचार्यो मेधाव्यहमसान्यनिराकरिष्णुर्यशस्वी तेजस्वी ब्रह्मवर्चस्यन्नादो भूयासꣳस्वाहा ॥ पार० २ । ४ ॥ ३ ॥**

હે પરમાત્મન્! જેમ સમિધા વડે અગ્નિ પ્રદીપ્ત થાય છે, તેમજ આપની કૃપાથી હું દીર્ઘાયુ, બુદ્ધિમાન્, બ્રહ્મવર્ચસ, તેજોયુકત, પ્રજાવાન્, પશુમાન્, અને બ્રહ્મવિદ્યાદિ ગુણો વડે પ્રકાશિત થાઉં. હું તથા મારો આચાર્ય ચિરાયુ, પુત્રવાળા, મેધાવી, સત્યના પક્ષપાતી, કીર્તિમાન્, તેજસ્વી, વિદ્વાન્ તથા અન્નાદિના ભોકતા થઇએ. આ મંત્ર સૂત્રકારોએ અથર્વવેદના ઓગણીસમા કાંડના સાતમા અનુવાકના ચોસઠમા સૂકત ઉપરથી બનાવ્યો છે.

ઉપર પ્રમાણે બીજી અને ત્રીજી સમિધા નાંખવી. પછી ફરી **ओ३म् अग्ने सुश्रवः** મંત્ર વડે વેદિના અગ્નિને એકઠો કરવો; અને પૃષ્ઠ ૫૮ માં લખેલા **अदितेऽनुमन्यस्व** ઈત્યાદિ મંત્રો વડે જલપ્રોક્ષણ કરી બાલકે વેદિના પશ્ચિમ ભાગમાં પૂર્વાભિમુખે બેસી વેદિના અગ્નિ પર બંને હાથ થોડા થોડા તપાવી હાથમાં પાણી લગાડીને નિમ્ન મંત્રો બોલી સ્પર્શ કરવોઃ—

ओ३म् तनूपा अ॑ग्नेसि त॒न्वं मे पाहि ॥ ओ३म् आयु॒र्दा अ॑ग्नेस्यायु॑र्मे देहि ॥ ओ३म् वर्चोदा अ॑ग्नेसि॒ वर्चो मे देहि ॥ ओ३म् अग्ने यन्मे त॒न्वा॒ऽऊ॒नं तन्म॒ आपृ॑ण ॥ यजुः॰ ३, मं॰ १७

હે અગ્ને—જ્ઞાનસ્વરૂપ પરમાત્મન્! આપ શરીરની રક્ષા કરનાર છો, મારા શરીરની રક્ષા કરો, આપ આયુષ્યદાતા છો, મને આયુષ્ય (દીર્ઘ જીવન) આપો. આપ તેજ અને વિદ્યાના દાતા છો, મને તેજ તથા વિદ્યા આપો. હે અગ્ને પરમાત્મન! મારા શરીરમાં જે જે ન્યૂનતા હોય તેની પૂર્તિ કરો.

ओ३म् मेधां मे सविता आ दधातु ॥ ओ३म् मेधां मे देवी सरस्वती आ दधातु ॥ ओ३म् मेधां मे अश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ ॥ पार॰ २ । ४ ॥ ८ ॥

આ મંત્રનો અર્થ આગળ આપવામાં આવ્યો છે.

તત્પશ્ચાત્ નિમ્નલિખિત મંત્રો વડે મધ્યમાં તથા અનામિકા આંગળી જલવાળી કરી ઇંદ્રિયસ્પર્શ કરવોઃ—

ओ३म् वाङ् म आप्यायताम् ॥ મુખસ્પર્શ,

ओ३म् प्राणश्च म आप्यायताम्॥ નાસિકાના બંને છિદ્રનો સ્પર્શ.

ओ३म् चक्षुश्च म आप्यायताम् ॥ બન્ને નેત્રોનો સ્પર્શ.

ओ३म् श्रोत्रंश्च म आप्यायताम् ॥ બન્ને કાનનો સ્પર્શ.

ओ३म् यशोबलंश्च म आप्यायताम् ॥ બન્ને બાહુનો સ્પર્શ.

पार॰ कां॰ २—कं॰ ४ । ८ ॥

હે પરમાત્મન્! મારાં તમામ અંગ આપની કૃપાથી પરિપૂર્ણ થાય તથા વાણી, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, કીર્તિ, વિદ્યા અને જલ એ સર્વ મારામાં પૂર્ણ થાય.

નિમ્ન મંત્રો વડે બાલકે પરમેશ્વરનું ઉપસ્થાન કરવું:—

**ओ३म् मयि मेधां मयि प्रजां मय्यग्निस्तेजो दधातु। मयि मेधां मयि प्रजां मयीन्द्र इन्द्रियं दधातु। मयि मेधां मयि प्रजां मयि सूर्यो भ्राजो दधातु। यत्ते अग्ने तेजस्तेनाहं तेजस्वी भूयासम्। यत्ते अग्ने वर्चस्तेनाहं वर्चस्वी भूयासम्। यत्ते अग्ने हरस्तेनाहं हरस्वी भूयासम्। सौत्रमन्त्राः ॥**

હે જ્ઞાનસ્વરૂપ પરમાત્મન્! મારામાં શીઘ્ર વિદ્યા ગ્રહણ કરનારી બુદ્ધિને કૃપયા ધારણ કરાવો તથા વિદ્યારૂપ તેજ તથા પ્રજાથી મને વર્ધિત કરો; પરમૈશ્વર્ય યુક્ત પરમેશ્વર મને પૂર્વોક્ત બુદ્ધિ, પ્રજા તથા સુદૃઢ ઈન્દ્રિયોવાળો કરે; ચરાચર જગતનો આત્મા મારામાં પૂર્વોક્ત મેધા, પ્રજા તથા જ્ઞાનનો પ્રકાશ ધારણ કરે. હે અગ્ને પરમાત્મન્! આપના તેજ વડે હું તેજસ્વી થાઉં, આપની વિદ્યાથી હું વિદ્વાન્ થાઉં તથા હે પરમાત્મન્! આપ જેમ સર્વ રસોના હર્ત્તા છો, તે પ્રમાણે હું પણ વિદ્યારૂપ રસનો હરણ કર્ત્તા થઈ આનંદિત થાઉં.

ઉપર પ્રમાણે ઉપસ્થાન કર્યા પછી બાલકે યજ્ઞકુંડની ઉત્તરમાં જઈ, ઘુંટણને જમીન ઉપર ટેકવી પૂર્વાભિમુખે બેસવું, અને આચાર્યે બાલકની સન્મુખ પશ્ચિમાભિમુખે

બેસવું. પછી બાલકે નિમ્ન મંત્ર વડે આચાર્યને કહેવું કેઃ—

**अधीहि भूः सावित्रीं भो अनुब्रूहि ॥**

હે આચાર્ય! પ્રથમ ઓંકાર, પશ્ચાત્ ત્રણ મહા વ્યાહૃતિ અને પછી સાવિત્રી (ગાયત્રી) આ ત્રિક અર્થાત્ ત્રણે મેળવીને પરમાત્માના વાચક મંત્રનો મને ઉપદેશ કરો. પછી આચાર્યે એક વસ્ત્ર પોતાના તથા બાળકના ખભા ઉપર રાખી પોતાના હાથમાં બાળકના બંને હસ્તની આંગળીઓ પકડી નીચે પ્રમાણે ત્રણ કટકે ગાયત્રી મંત્રનો ઉપદેશ બાળકને કરવો. પ્રથમવારઃ—

**ओ३म् भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यम् ॥**

આટલો કટકો એક એક પદના શુદ્ધ ઉચ્ચારણ સહિત બાલકની પાસે બોલાવવો અને બીજી વારઃ—

**ओ३म् भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।**

ઉપરનો ભાગ શુદ્ધ ઉચ્ચારણ સહિત ધીરે ધીરે બોલાવી ત્રીજીવાર આખો મંત્ર નીચે પ્રમાણે બોલાવવો.

**ओ३म् भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥**
**यजु० अ० ६, मं० ३**

પછી એનો અર્થ નીચે પ્રમાણે સંક્ષેપથી સંભળાવવો.

અર્થઃ—( ओ३म् ) એ પરમેશ્વરનું મુખ્ય નામ છે. આ નામની સાથે બીજાં ઘણાં નામો આવી જાય છે. ( भूः ) જે પ્રાણનો પણ પ્રાણ છે ( भुवः ) સર્વ દુઃખોથી મુક્ત કરનાર, ( स्वः ) સ્વયં સુખસ્વરૂપ હોઈ પોતાના ઉપાસકોને પણ સર્વ પ્રકારનાં સુખની પ્રાપ્તિ કરાવનાર, ( सवितुः ) જગત્‌ની ઉત્પત્તિ કરનાર તથા સૂર્યાદિ પ્રકાશકોના પણ પ્રકાશક, સમગ્ર ઐશ્વર્યદાતા, ( देवस्य ) કામના કરવા યોગ્ય સર્વત્ર વિજય કરાવનાર પરમાત્માનું જે वरेण्यम् અતિ શ્રેષ્ઠ, ગ્રહણ તથા ધ્યાન કરવા યોગ્ય (भर्गः) સર્વ ક્લેશોને ભસ્મ કરનાર શુદ્ધ સ્વરૂપ છે. ( तत् ) તેનું અમે ( धीमहि ) ધારણ કરીએ કે જેથી ( यः ) અમારી ( धियः ) બુદ્ધિઓને ઉત્તમ ગુણ, કર્મ, સ્વભાવમાં ( प्रचोदयात् ) પ્રેરણા કરે. એજ પ્રયોજનને માટે જગદીશ્વરની સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના કરવી. એના સિવાય અન્ય કોઈને ઉપાસ્ય-ઇષ્ટદેવ તેની બરાબર અથવા તેનાથી અધિક નહિ માનવો જોઈએ. આ પ્રમાણે અર્થ સંભળાવ્યા પછી નિમ્ન મંત્ર વડે બાલક તથા આચાર્ય પૂર્વવત્ દૃઢ પ્રતિજ્ઞા કરે.

ओ३म् मम व्रते हृदयं ते दधामि । ममचित्तमनुचितं ते अस्तु । मम वाचमेकव्रतो जुषस्व बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥ सौत्रमन्त्रः ॥

આ મંત્રનો અર્થ ઉપનયન પ્રકરણમાં આપેલો છે ત્યાં જોઈ લેવો.

પછી નિમ્ન મંત્રો વડે પ્રથમથી તૈયાર કરી રાખેલી

સુંદર મજબુત* મેખલા બાળકની કેડે બાંધવી

**ओ३म् इयं दुरुक्तं परिबाधमाना वर्णं पवित्रं पुनती म आगात्। प्राणापानाभ्यां बलमादधाना स्वसा देवी सुभगा मेखलेयम् ॥ सा० मं० ब्रा० प्र० १, खं० ६, मं० २७। पारस्कर गृह्य. २–२–८**

આ મેખલા બ્રહ્મચર્ય, સુશિક્ષા તથા સર્વ વિદ્યાના લાભાર્થે ધારણ કરવામાં આવે છે. સઘળી દુષ્ટતા તથા કુશિક્ષાને છોડવવાને આજથી હું આ પ્રતિજ્ઞા વડે મેખલાને ધારણ કરાવું છું. આ મેખલા પ્રાણ અને અપાનની શક્તિ દ્વારા પૂર્ણાવસ્થા સુધી ધારણ કરવાને તથા અગ્નિ સમાન સૌભાગ્ય વધારવાને માટે કારણભૂત થાઓ.

ત્યારબાદ નીચેનો મંત્ર બોલી આચાર્યે બાળકને બે શુદ્ધ કોપીન, બે રૂમાલ, એક ઉત્તરીય વસ્ત્ર અને બે કટિવસ્ત્ર આપવાં, અને એમાંથી એક કટિવસ્ત્ર, કોપીન અને એક ઉપવસ્ત્ર બાળકને આચાર્યે ધારણ કરાવવું.

**ओ३म् युवा सुवासाः परिवीत आगात्। स उ श्रेयान् भवति जायमानः। तं धीरासः कवय उन्नयन्ति स्वाध्यो मनसा देवयन्तः। ॥ १ ॥ ऋ० मं० ३, अ० १, सू० ८ म० ४**

*બ્રાહ્મણને મુંજ અથવા દર્ભની, ક્ષત્રિયને ધનુષ સંજ્ઞક ઘાસ અથવા વલ્કલ (ઝાડની છાલ)ની અને વૈશ્યને ઉન અથવા શણની મેખલા હોવી જોઈએ.

આ મંત્રનો અર્થ આગળ આપવામાં આવ્યો છે.

પછી આચાર્ય દંડ* હાથમાં લઇ ઉભા રહે અને બાળક પણ આચાર્યની સન્મુખ હાથ જોડીને ઉભો રહે અને નીચેનો મંત્ર બોલી આચાર્યના હાથમાંથી દંડ લે.

**ओ३म् यो मे दण्डः परापतद्वैहायसोऽधि भूम्याम्। तमहं पुनरादद आयुषे ब्रह्मणे ब्रह्मवर्चसाय ॥ सौत्रमंत्रः ॥ पारस्कर. गृ. २।२।१२ ॥**

હે ગુરો! હું પૂર્ણ આયુષ્ય, બ્રહ્મજ્ઞાન તેજ અને ઉત્તમ ગુણોની પ્રાપ્તિને માટે આ દંડ ધારણ કરૂં છું; તે મને આપ આપો અને મારી આ ઇચ્છા પરમાત્માના અનુગ્રહથી પૂર્ણ થાઓ.

પછી આચાર્યે બ્રહ્મચારીને બ્રહ્મચર્યાશ્રમનો નીચે પ્રમાણેનો સાધારણ ઉપદેશ* કરવો.

---

*બ્રાહ્મણના બાલકનો પગના અંગુઠાથી તે કપાળ સુધીનો લાંબો ખાખર અથવા બિલીના ઝાડનો, ક્ષત્રિયને ભમર સુધીનો, વડ અથવા ખેરના ઝાડનો અને વૈશ્યનો નાસિકાના અગ્રભાગ સુધીનો પીલુ અથવા ગુલરનાં વૃક્ષનો દંડ જોઇએ, અને એ દંડ સ્નિગ્ધ હોવા સાથે વાંકો, અગ્નિથી બળેલો કે કીડ લાગેલો ન હોવો જોઇએ તથા તેમને બેસવા માટે એક મૃગચર્મ, એક જલપાત્ર, એક પ્યાલું અને એક આચમની એ પ્રમાણે પ્રત્યેક બ્રહ્મચારીને આપવું જોઇએ.

*આચાર્ય ઉપદેશ કરે તે વખતે પ્રત્યેક વાકયને છેડે શિષ્યે **वाढम्** અથવા **ओ३म्** એ પદ બોલવું. (ભાષાંતરકર્તા)

ब्रह्मचार्यसि असौ× ॥ १ ॥ अपोऽशान ॥ २ ॥ कर्म कुरु ॥३॥ दिवा मास्वाप्सीः ॥ ४ ॥ आचार्याधीनो वेदमधीष्व ॥५॥ द्वादश वर्षाणि प्रतिवेदं ब्रह्मचर्यं गृहाण वा ब्रह्मचर्यं चर ॥६॥ आचार्याधीनो भवान्यत्राधर्माचरणात् ॥७॥ क्रोधानृते वर्जय ॥ ८ ॥ मैथुनं वर्जय ॥९॥ उपरि शय्यां वर्जय ॥१०॥ कौशीलवगन्धाञ्जनानि वर्जय ॥११॥ अत्यन्तं स्नानं भोजनं निद्रां जागरणं निन्दां लोभमोह-भयशोकान् वर्जय ॥१२॥ प्रतिदिनं रात्रेः पश्चिमे यामे चोत्थायावश्यकं कृत्वा दन्तधावनस्नानसन्ध्योपासनेश्वर-स्तुतिप्रार्थनोपासनायोगाभ्यासान्नित्यमाचार ॥ १३ ॥ क्षुरकृत्यं वर्जय ॥ १४ ॥ मांसरूक्षाहारं मद्यादिपानं च वर्जय ॥ १५ ॥ गवाश्वहस्त्युष्ट्रादियानं वर्जय ॥ १६ ॥ अन्तर्ग्रामनिवासोपानच्छत्रधारणं वर्जय ॥१७॥ अकामतः स्वयमिन्द्रियस्पर्शेन वीर्यस्खलनं विहाय वीर्यं शरीरे संरक्ष्योर्ध्वरेताः सततं भव ॥१८॥ तैलाभ्यङ्गमर्दनात्यम्ला-तितिक्तकषायक्षाररेचनद्रव्याणि मा सेवस्व ॥ १९ ॥

---

×असौ પદના સ્થાનમાં બ્રહ્મચારીનું નામ સંબોધનાન્ત બોલવું.

नित्यं युक्ताहारविहारवान् विद्योपार्जने च यत्नवान् भव ॥२०॥ सुशीलो मितभाषी सभ्यो भव ॥२१॥ मेखलादण्डधारणभैक्ष्यचर्यसमिदाधानोदकस्पर्शनाचार्यप्रियाचरणप्रातःसायमभिवादनविद्यासंचयजितेन्द्रियत्वादीन्येते ते नित्यधर्माः ॥ २२ ॥ सौत्रोपदेशः ॥

અર્થઃ–તું આજથી બ્રહ્મચારી છે. ૧. નિત્ય સન્ધ્યોપાસના તથા ભોજનની પૂર્વે શુદ્ધ જળનું આચમન કર્યા કર, ૨. દુષ્ટ કર્મો ત્યાગીને ધર્માચરણ કર, ૩. દિવસે કદિ સૂઇશ નહિ, ૪. આચાર્યને તાબે રહીને સાંગોપાંગ વેદ ભણવામાં નિત્ય પુરુષાર્થ કર, ૫. એક એક વેદને માટે બાર બાર વર્ષનું બ્રહ્મચર્ય અર્થાત્ ૪૮ વર્ષ સુધી અથવા જ્યાંસુધી સાંગોપાંગ ચાર વેદ પુરા થાય ત્યાં સુધી અખંડ બ્રહ્મચારી રહે, ૬. આચાર્યને આધીન ધર્માચરણમાં રહેજે; પરંતુ જો આચાર્ય અધર્માચરણ વા અધર્મ કરવાનું કહે તો તે કદિ ન માનીશ અને તેવું આચરણ કદિ ન કરીશ, ૭. ક્રોધ તથા મિથ્યા ભાષણ કરવાનું છોડી દે, ૮. આઠ † પ્રકારના મૈથુનનો ત્યાગ કર, ૯. જમીન ઉપર સૂજે અને પલંગ આદિ ઉપર કદિ ન સૂતો, ૧૦. ગાવું, બજાવવું તથા નૃત્ય આદિ નિન્દિત કર્મ, ગંધ, તથા અંજન

† સ્ત્રીનું ધ્યાન, કથા, સ્પર્શ, ક્રીડા, દર્શન, આલિંગન, એકાંતવાસ અને સમાગમ આ આઠ પ્રકારનું મૈથુન કહેવાય છે, જે એને છોડે છે તેજ બ્રહ્મચારી કહેવાય છે.

કર્મ, ગંધ તથા અંજન આદિનું સેવન ન કર, ૧૧. અતિ સ્નાન, અતિ ભોજન, અધિક નિદ્રા, અધિક જાગરણ, નિંદા, લોભ, મોહ, ભય તથા શોકને કદિ પણ ગ્રહણ ન કરીશ, ૧૨. રાત્રિના પાછલા પહોરે ઉઠી આવશ્યક શૌચાદિ, દંતધાવન (દાતણ) સ્નાન, સન્ધ્યોપાસના, ઇશ્વરની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના તથા યોગાભ્યાસનું આચરણ નિત્ય કર, ૧૩. હજામત ન કરાવીશ, ૧૪. માંસ, રૂક્ષ અર્થાત્ શુષ્ક અન્ન જેવા કે ચણા આદિ ખાતો ના અને મદ્યાદિનું પાન કરતો નહિ, ૧૫. બળદ, ઘોડા, હાથી તથા ઉંટ આદિની સ્વારી કરતો નહિ, ૧૬. ગામમાં રહેવું તથા જોડા અને છત્રીનું ધારણ કરવું તેનો પરિત્યાગ કર, ૧૭. લઘુશંકા વિના ઉપસ્થ ઇંદ્રિયનો સ્પર્શ કરી વીર્યસ્ખલન કદિ ન કર, વીર્યને શરીરમાં રાખી નિરંતર ઉર્ધ્વરેતા થા અર્થાત્ વીર્યનું પતન કોઈ દિવસ ન થાય તેવી રીતે વ્રત કર, ૧૮. તૈલાદિ વડે અંગમર્દન તથા જાતજાતના ઉવટણ લગાડવાં, અતિશય ખાટા, આમલી વગેરે, અતિ તીખા મરચાં આદિ, તુરા, હરડે આદિ, ક્ષાર અધિક મીઠું આદિ, રેચક નેપાળો આદિ દ્રવ્યોનું સેવન કદિ ન કર, ૧૯. નિત્ય યોગ્ય આહારવિહાર કરીને વિદ્યા ગ્રહણમાં યત્નશીલ થજે, ૨૦. સુશીલ, થોડું બોલનાર થઈ સભામાં બેસવા યોગ્ય ગુણોનું સંપાદન કરજે, ૨૧. મેખલા તથા દંડનું ધારણ, ભિક્ષાચરણ, અગ્નિહોત્ર, સ્નાન, સન્ધ્યોપાસના, આચાર્યનું પ્રિય આચરણ તથા આચાર્યને સાયંપ્રાતઃ નમસ્કાર કરવા એ તારાં નિત્ય કરવાનાં અને જેનો નિષેધ કર્યો છે તે નિત્ય ન કરવાનાં કર્મો છે. ૨૨.

જ્યારે આ ઉપદેશ આચાર્ય કરી રહે ત્યારે બ્રહ્મચારી આચાર્યને નમસ્કાર કરી હાથ જોડીને કહે કે આપે જે ઉપદેશ કર્યો છે તે જ પ્રમાણે હું કરીશ. પછી બ્રહ્મચારી યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરી પશ્ચિમ દિશામાં ઉભો રહી માતા, પિતા, બ્હેન, ભાઇ, મામા, માસી તથા કાકા આદિની પાસેથી તથા જે ભિક્ષા આપવાની ના ન પાડે તેમની પાસેથી ભિક્ષા* માગે, અને જેટલી ભિક્ષા મળે તે બધી આચાર્યની પાસે મૂકે. પછી આચાર્ય તેમાંથી થોડીક કાઢી લઇ બીજી બધી ભિક્ષા બાળકને આપી દે, અને બાળકે તે ભિક્ષા પોતાના ભોજનને માટે રાખી મૂકવી. પછી બાળકને શુભાસન ઉપર બેસાડીને પૃષ્ઠ ૬૭માં બતાવ્યા પ્રમાણે વામદેવ્યગાન કરવું.

એ પ્રમાણે ગાન થઇ રહ્યા પછી રાખેલી ભિક્ષામાંથી બાળક પોતાની રુચિ અનુસાર ભોજન કરે. પશ્ચાત્ સાયંકાલ સુધી વિશ્રામ લઇ ગૃહસ્થાશ્રમ સંસ્કારમાં લખેલી સંધ્યોપાસના આચાર્ય બાળકની પાસે કરાવે; અને બ્રહ્મચારી સહિત આચાર્ય યજ્ઞકુંડની પાશ્ચિમમાં આસન ઉપર પૂર્વાભિમુખે બેસી સ્થાલીપાક અર્થાત્ પાછળ લખ્યા પ્રમાણે

---

* બ્રાહ્મણનો બાળક જો પુરુષ પાસે ભિક્ષા માગે તો "**भवान् भिक्षां ददातु**" અને સ્ત્રીની પાસે માગે તો "**भवती भिक्षां ददातु**" એ પ્રમાણે, અને ક્ષત્રિયનો બાલક પુરુષ પાસે "**भिक्षां भवान्ददातु**" અને સ્ત્રીની પાસે "**भिक्षां भवती ददातु**" એ પ્રમાણે તથા વૈશ્ય પુરુષ પાસે "**भिक्षां ददातु भवान्**" અને સ્ત્રીની પાસે "**भिक्षां ददातु भवती**" એ પ્રમાણે બોલે.

(ઉત્તર૦) એથી એક બીજા સાથે પ્રીતિ નથી થતી કારણ કે જેટલી પ્રીતિ પરોક્ષ પદાર્થમાં થાય છે તેટલી પ્રત્યક્ષમાં નહિ; વળી એક બીજાના બાલ્યાવસ્થાના જે દોષો હોય છે તે પણ તેમને ખબર હોય છે, તેમજ ભય આદિ પણ અધિક નથી રહેતો. વિશેષમાં જ્યાં સુધી દૂરસ્થ એક બીજાના કુળ સાથે સંબંધ નથી થતો ત્યાં સુધી શરીર આદિની પુષ્ટિ પણ પૂર્ણ રીતે નથી થતી. દૂરના સંબંધથી પરસ્પર પ્રીતિ, ઉન્નતિ અને ઐશ્વર્યની વૃદ્ધિ થાય છે, અને નિકટતાથી તેમ નથી થતું. યુવાવસ્થામાં જ વિવાહ કરવો જોઈએ તેને માટે પ્રમાણ—

**तमस्मेरा युवतयो युवानं मर्मृज्यमानाः परियन्त्यापः। स शुक्रेभिः शिक्वभी रेवदस्मे दीदायानिध्मो घृतनिर्णिगप्सु ॥ १ ॥**

અર્થ:—(**मर्मृज्यमानाः**) ઉત્તમ બ્રહ્મચર્ય વ્રત અને સદ્વિદ્યાઓ વડે અત્યંત (**युवतयः**) વીશમા વર્ષથી તે ચોવીસમા વર્ષ સુધીની વયવાળી છે, તે કન્યાઓ (**आपः**) જલ, જેમ નદી અથવા સમુદ્રને પ્રાપ્ત થાય છે તેમ (**अस्मेरा**) અમને પ્રાપ્ત થનારી, પોતાને પ્રિય તથા પોતાનાથી દોઢા અથવા બમણા આયુષ્યવાળા (**तम्**) બ્રહ્મચર્ય તથા વિદ્યાથી પરિપૂર્ણ શુભ લક્ષણ યુક્ત એવા (**युवानम्**) યુવાન પતિને (**परियन्ति**) સમ્યક્ રીતે પ્રાપ્ત થાય છે. (**सः**) તે બ્રહ્મચારી (**शुक्रेभिः**) શુભ ગુણ તથા (**शिक्वभिः**) વીર્યાદિથી યુક્ત થઈને (**अस्मे**) અમારામાં (**रेवत्**) અત્યંત શ્રીયુક્ત કર્મને અને (**दीदाय**) પોતાની સમાન યુવતિને પ્રાપ્ત થાય. જેમ (**अप्सु**) અંતરિક્ષ અથવા સમુદ્રમાં (**घृतनिर्णिक्**) જલનું શોધન કરનાર (**अनिध्मः**)

સ્વયં પ્રકાશિત વિદ્યુત અગ્નિ છે તેજ પ્રમાણે સ્ત્રી અને પુરુષ ના હૃદયમાં પ્રેમ, બહાર અપ્રકાશમાન અને અંદર સુપ્રકાશિત રહીને ઉત્તમ સંતાન અને આનંદને ગૃહસ્થાશ્રમમાં બંને સ્ત્રી પુરુષ પ્રાપ્ત થાય.

**अस्मै तिस्रो अंव्यथ्याय नारीर्देवाय देवीर्दिधिषन्त्यन्नम्। कृताइवोप हि प्रसर्स्रे अप्सु स पीयूषं धयति पूर्वसूनाम् ॥ २ ॥**

હે સ્ત્રીપુરુષો! જેમ (**तिस्र**) ઉત્તમ, મધ્યમ તથા નિકૃષ્ટ સ્વભાવ યુક્ત (**देवीः नारीः**) વિદ્વાન પુરુષોની વિદુષી સ્ત્રીઓ (**अस्मै**) આ (**अव्यथ्याय**) પીડાથી રહિત (**देवाय**) કામને માટે (**अन्नम्**) અન્નાદિ ઉત્તમ પદાર્થોને (**दिधिषन्ति**) ધારણ કરે છે (**कृता इव**) જાણે કે શિક્ષણ મળ્યું હોય તેમ (**अप्सु**) પ્રાણવત્ પ્રીતિ આદિ વ્યવહારોમાં પ્રવૃત્ત થવાને માટે સ્ત્રીની સાથે પુરુષ અને પુરુષની સાથે સ્ત્રી (**उप प्रसर्स्रे**) સંબંધમાં પ્રાપ્ત થાય છે, (**स, हि**) તેજ પુરુષ અથવા સ્ત્રી આનંદને પ્રાપ્ત થાય છે. જેમ જલમાંના (**पीयूषम्**) અમૃત રૂપ રસને (**पूर्वसूनाम्**) પ્રથમ પ્રસૂત થયેલી સ્ત્રીઓનાં બાળક (**धयति**) દૂધ પીને વૃદ્ધિ પામે છે.

**अश्वस्यात्र जनिमास्य च स्वर्द्रुहो रिषः संपृचः पाहि सूरीन्। आमासु पूर्षु परो अप्रमृष्यं नारातयो विनंशन्नानृतानि ॥ ३ ॥ ऋ० मं० २ सू० ३५ मं० ४-६**

જેમ રાજા આદિ સર્વ લોકો (पृर्षु) પોતાનાં નગર અને (आमासु) ઘરોમાં ઉત્પન્ન થએલાં પુત્ર તથા કન્યા રૂપ પ્રજાઓમાં ઉત્તમ શિક્ષા (परः) ઉત્તમ વિદ્વાન (अप्रमृष्यम्) શત્રુઓને સહન કરવાને યોગ્ય બ્રહ્મચર્ય વડે પ્રાપ્ત થએલા શરીરાત્મબલયુક્ત દેહને (अरातयः) શત્રુઓ (नविनशन्) નાશ નથી કરી શકતા તથા (अनृतानि) મિથ્યા ભાષણાદિ દુર્વ્યસનો (न) પ્રાપ્ત નથી થતા. તેમાં ઉત્તમ સ્ત્રીપુરુષોની સાથે (द्रुह) દ્રોહ આદિ દુર્ગુણ તથા (रषः) હિંસા આદિ પાપ (नसम्पृचः) સંબંધ નથી કરતાં પરન્તુ જે યુવાવસ્થામાં વિવાહ કરી પ્રસન્નતાપૂર્વક વિધિયુક્ત સંતાનોત્પત્તિ કરે છે તેમના (अस्य) આ (अश्वस्य) મહાન ગૃહસ્થાશ્રમની મધ્યમાં ઉત્તમ બાળકો (जनिम) જન્મે છે માટે હે સ્ત્રી વા પુરુષ! તું (सूरीन्) વિદ્વાનોની (पाहि) રક્ષા કર. (च) અને એવા ગૃહસ્થોનું (स्वः) સુખ (अत्र) આ ગૃહસ્થાશ્રમમાં સદૈવ વધતું રહે છે.

**वधूरियं पतिमिच्छन्त्यति य ईं वहाते महिषीमिषिराम्। आस्य श्रवस्याद्रथ आ च घोषात्पुरु सहस्रापरि वर्त्तयाते ॥४॥ ऋ० मं० ५ सू० ३७ मं० ३**

હે મનુષ્યો (यः) પૂર્વોક્ત લક્ષણયુક્ત જે યુવાન (ईम्) સર્વ રીતે પરીક્ષા કરીને (महिषीम्) ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલી, વિદ્યા, શુભગુણ, રૂપ, સુશીલતા આદિ (इषिराम्) વરની ઇચ્છાવાળી હૃદયને પ્રિય સ્ત્રીને (पति) પ્રાપ્ત થાય છે અને જે (पतिम्) વિવાહ વડે

પોતાના સ્વામીની (इच्छन्ती) ઈચ્છા કરતી (इयम्) આ (वधू) સ્ત્રી પોતાના સમાન હૃદયવાળા પ્રિય પતિને (पति) પ્રાપ્ત થાય છે, તે પુરુષ અથવા સ્ત્રી (अस्य) ગૃહસ્થાશ્રમમાં (आश्रवस्यात्) અત્યંત વિદ્યા, ધન, ધાન્ય યુક્ત સર્વ રીતે થાય છે અને તે બંને (रथ) રથની પેઠે (आघोषान्) પરસ્પર પ્રિય વચન બોલે છે. (च) તથા ગૃહસ્થાશ્રમના સઘળા ભારને (वहाते) ઉઠાવી શકે છે તથા તે બંને (पुरु) બહુ (सहस्रा) અસંખ્ય ઉત્તમ કાર્યને (परिवर्त्तयाते) સઘળી રીતે સિદ્ધ કરી શકે છે.

उप व एषे वन्द्येभिः शूषैः प्र यह्वी दिवश्चित यद्भिरर्कैः। उषासानक्ता विदुषीव विश्वमा हा वहतो मर्त्याय यज्ञम् ॥५॥ ऋ० मं० ५ सू० ४१ मं. ७

હે મનુષ્યો! જો તમે પૂર્ણ બ્રહ્મચર્યથી સુશિક્ષિત વિદ્યાયુક્ત કરી પોતાનાં સંતાનોનો સ્વયંવર વિવાહ કરશો તો તે (वन्द्येभिः) કામના યોગ્ય (चितयद्भिः) સર્વ સત્ય-વિદ્યાઓને જાણવાવાળી (अर्कैः) સત્કારને યોગ્ય (शूषैः) શરીરાત્મબલયુક્ત થઈને (वः) તમારે માટે (एषे) સર્વ સુખ પ્રાપ્ત કરાવવામાં સમર્થ થશે; અને તે (उपासानक्ता) જેમ દિવસ તથા રાત્રિ તેમ (विदुषीव) વિદુષી સ્ત્રી તથા વિદ્વાન્ પુરુષ (विश्वम्) ગૃહસ્થાશ્રમના સંપૂર્ણ વ્યવહારને (आवहतः) બરાબર પ્રાપ્ત થાય છે. (ह) તેમજ આ (यज्ञम्) સંગતરૂપ ગૃહસ્થાશ્રમના વ્યવહારને તેજ સ્ત્રી પુરુષો પૂર્ણ કરે છે અને (मर्त्याय) મનુષ્યોને માટે આજ પૂર્વોક્ત વિવાહ પૂર્ણ સુખદાયક છે અને (यह्वी) અત્યંત શુભ ગુણ,

કર્મ, સ્વભાવવાળાં સ્ત્રી પુરુષ બંને (દ્વિષઃ) કામનાઓને (उप, प्र, वहतः) સારી રીતે પ્રાપ્ત થઈ શકે છે. અન્ય નહિ.

જેમ બ્રહ્મચર્યમાં કન્યાનું બ્રહ્મચર્ય વેદોક્ત છે તેમજ સઘળા પુરુષોએ પણ બ્રહ્મચર્ય પાળી વિદ્યા ભણી પૂર્ણ યુવાન થઈ પરસ્પર પરીક્ષા કરીને જેની સાથે જેને વિવાહ કરવામાં પૂર્ણ પ્રીતિ હોય તેની સાથે વિવાહ કરવો તે ઉત્તમ છે. જે કોઈ યુવાવસ્થામાં વિવાહ ન કરાવીને બાલ્યાવસ્થામાં અનિચ્છિત અયોગ્ય વર કન્યાના વિવાહ કરાવશે તે વેદોક્ત ઈશ્વરાજ્ઞાના વિરોધી થઇને મહા દુઃખસાગરમાં ડુબશે, અને જેઓ પૂર્વોક્ત રીતે વિવાહ કરે છે તથા કરાવે છે તેઓ ઈશ્વરાજ્ઞાનુકૂલ ચાલતા હોવાથી પૂર્ણ સુખને પ્રાપ્ત થશે.

(પ્રશ્ન૦) વિવાહ સ્વવર્ણમાં જ થવો જોઈએ કે પરવર્ણોમાં પણ થઈ શકે?

(ઉત્તર૦) પોતાના જ વર્ણમાં વિવાહ કરવો જોઈએ. પણ વર્ણવ્યવસ્થા ગુણકર્માનુસાર હોવી જોઈએ, જન્મમાત્રથી નહિ. જે પૂર્ણ વિદ્વાન્, ધર્માત્મા, જિતેન્દ્રિય, મિથ્યાભાષણાદિ દોષરહિત થઇ, વિદ્યા અને ધર્મના પ્રચારમાં તત્પર રહે તથા ઉત્તમ ગુણ જેનામાં હોય તે બ્રાહ્મણ અને બ્રાહ્મણી કહેવાય. વિદ્યા, બલ, શૌર્ય, ન્યાયકારિત્વાદિ ગુણ જેનામાં હોય તે ક્ષત્રિય કહેવાય; અને વિદ્વાન્ થઈ કૃષિ, પશુપાલન, વ્યાપાર, દેશભાષાઓમાં જાણવાની ચતુરતા આદિ ગુણ જેનામાં હોય તે વૈશ્ય તથા વૈશ્યા કહેવાય અને જે વિદ્યાહીન, મૂર્ખ હોય તે શૂદ્ર તથા શૂદ્રા કહેવાય. આજ ક્રમથી વિવાહ થવો જોઇએ અર્થાત્ બ્રાહ્મણનો બ્રાહ્મણી, ક્ષત્રિયનો

ક્ષત્રિયા, વૈશ્યનો વૈશ્યા અને શૂદ્રનો શૂદ્રા સાથે જ વિવાહ થવામાં આનંદ પ્રાપ્ત થાય છે અન્યથા નહિ. આ વર્ણ વ્યવસ્થાને માટે પ્રમાણ—

धर्मचर्यया जघन्यो वर्णः पूर्वं पूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥ १ ॥ अधर्मचर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥ २ ॥ आपस्तम्बे ॥

અર્થ:—ધર્માચરણ વડે નીચા વર્ણનો મનુષ્ય ઉત્તમ વર્ણને પ્રાપ્ત થાય છે, અને તે વર્ણના જે જે કર્તવ્ય અધિકાર રૂપ કર્મ છે તે સર્વ ગુણકર્મ તે પુરુષ અથવા સ્ત્રીને પ્રાપ્ત થાય છે.

એ જ પ્રમાણે ઉત્તમ વર્ણનો પુરુષ અથવા સ્ત્રી નીચ વર્ણને પ્રાપ્ત થાય છે અને તે તે વર્ણના અધિકાર અને કર્મોનો કર્તા થાય છે.

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ॥
क्षत्रियाज्जातमेवन्तु विद्याद्वैश्यात्तथैव च ॥ ३ ॥

मनुस्मृ० अ०

ઉત્તમ ગુણકર્મ તથા સ્વભાવવાળો શૂદ્ર હોય તે વૈશ્ય, ક્ષત્રિય અથવા બ્રાહ્મણ અને વૈશ્ય હોય તે ક્ષત્રિય તથા બ્રાહ્મણ અને ક્ષત્રિય, બ્રાહ્મણ વર્ણના અધિકાર અને કર્મોને પ્રાપ્ત થાય છે. તેમજ નીચ કર્મ અને ગુણો વડે બ્રાહ્મણ હોય તે ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર, ક્ષત્રિય હોય તે વૈશ્ય તથા શૂદ્ર અને વૈશ્ય હોય તે શૂદ્ર વર્ણના અધિકાર તથા કર્મોને પ્રાપ્ત થાય છે. ૩.

આજ પ્રમાણે વર્ણ વ્યવસ્થા થવાથી પક્ષપાત ન થતાં સર્વ વર્ણો ઉત્તમ રહે છે અને ઉત્તમ રહેવાનો તથા બનવાનો પ્રયત્ન કરે છે. ઉત્તમ વર્ણવાળો નીચ થવાના ભયથી અશુભ કર્મો છોડી ઉત્તમ કર્મો જ કર્યા કરે છે; અને તેથી સંસારની સારી ઉન્નતિ થાય છે. આર્યાવર્ત દેશમાં જ્યાં સુધી આ પ્રમાણે વર્ણ વ્યવસ્થા રહી ત્યાં સુધી દેશની ઉન્નતિ હતી. હજી પણ એ જ પ્રમાણે થવું જોઇએ કે જેથી આર્યાવર્ત્ત દેશવાસીઓ પોતાની પૂર્વાવસ્થાને પ્રાપ્ત થઇ આનંદિત થાય.

હવે વધૂ તથા વર એક બીજાના ગુણકર્મ તથા સ્વભાવની પરીક્ષા આ પ્રમાણે કરે. બંનેનું સમાનશીલત્વ; સમાન બુદ્ધિ; સમાન આચાર; સમાન રૂપાદિ ગુણ, અહિંસકતા, સત્ય, મધુર ભાષણ, કૃતજ્ઞતા, દયાળુતા, અહંકાર; મત્સર, ઇર્ષ્યા, કામ, ક્રોધનો ત્યાગ; નિર્લોભતા, દેશનો સુધાર, વિદ્યા ગ્રહણ, સત્યોપદેશ કરવામાં નિર્ભયતા; ઉત્સાહ, કપટ, દ્યૂત, ચોરી, મદ્ય, માંસાહારાદિ દોષોનો ત્યાગ તથા ગૃહકાર્યોમાં અતિ ચતુરતા હોવી જોઇએ. પ્રાતઃસાયં જ્યારે જ્યારે મળે અથવા પરદેશથી આવીને મળે ત્યારે ત્યારે "નમસ્તે" એ વાક્યથી પરસ્પર નમસ્કાર કરી સ્ત્રીએ પતિના ચરણ સ્પર્શ પાદ પ્રક્ષાલન તથા આસનદાન કરવાં; અને બંને પરસ્પર પ્રેમ વધારનારાં વચનાદિ વ્યવહારોથી વર્તી આનંદ ભોગવવો. વરના શરીર કરતાં સ્ત્રીનું શરીર પાતળું અને પુરુષના ખભાની ઉંચાઇ જેટલી સ્ત્રી ઉંચાઇમાં અર્થાત્ પુરુષના ખભા સુધી સ્ત્રીનું માથું આવવું જોઇએ. પછી આંતર ગુણો પરસ્પર સ્ત્રી પુરુષે વચનાદિ વ્યવહાર કરીને જાણવા.

**ओ३म् ऋतमग्ने प्रथमं जज्ञ ऋते सत्यं प्रतिष्ठितम् । यदियं कुमार्यभिजाता तदियमिह प्रतिपद्यताम् यत्सत्वं तद्दृश्यताम् ॥**

**અર્થ**:—જ્યારે વિવાહ કરવાનો સમય નક્કી થઇ જાય ત્યારે કન્યા ચતુર પુરુષોની મારફત વરની અને વર ચતુર સ્ત્રીઓ દ્વારા કન્યાની પરોક્ષમાં પરીક્ષા કરાવે, પછી ઉત્તમ વિદ્વાન્ સ્ત્રી પુરુષોની સભા કરીને બંને પરસ્પર પ્રતિજ્ઞા કરે કે હે સ્ત્રી વા પુરુષ ! આ જગતની પૂર્વે ઋત યથાર્થ સ્વરૂપ મહત્તત્વ ઉત્પન્ન થયું હતું: અને તે મહત્તત્વમાં સત્ય ત્રિગુણાત્મક અવિનાશી પ્રકૃતિ પ્રતિષ્ઠિત છે. જેવી રીતે પુરુષ અને પ્રકૃતિના યોગથી આખા જગતની ઉત્પત્તિ થઇ છે તેવી રીતે હું કુમારી અથવા હું કુમાર પુરુષ આ સમયે આપણા બંનેનો વિવાહ કરવાની સત્ય પ્રતિજ્ઞા કરૂં છું તેને આ કન્યા તથા હું વર પ્રાપ્ત થઇએ અને પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવાને માટે દઢ ઉત્સાહી રહીએ.

# લગ્નવિધિ



જ્યારે કન્યા રજસ્વલા થઇ પૃષ્ઠ ૨૨૯ માં લખ્યા પ્રમાણે શુદ્ધ થઈ જાય ત્યારે જે દિવસે ગર્ભાધાનની રાત્રિ નિશ્ચિત કરી હોય તે રાત્રિમાં વિવાહ કરવાને માટે પ્રથમથી જ સર્વ સામગ્રી એકઠી કરી રાખી મૂકવી અને પ્રથમ લખ્યા પ્રમાણે યજ્ઞશાળા, વેદી, ઋત્વિક, યજ્ઞપાત્ર, શાકલ્ય આદિ સર્વ સામગ્રી શુદ્ધ કરીને રાખવી ઉચિત છે. પછી એક* ઘડી માત્ર રાત્રિ ગયા બાદ-નિમ્ન મંત્રો વડે સુગંધિત શુદ્ધ જલથી પૂર્ણ કલેશોને લઈ વધૂ તથા વરે સ્નાન કરવું પછી ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરી ઉત્તમ આસન પર પૂર્વાભિમુખે બેસવું.

**ओ३म् कामवेद ते नाम मदो नामासि समानयामु ष्मुरा ते अभवत् । परमत्र जन्माग्रे तपसो निर्मितोऽसि स्वाहा ॥ १ ॥**

હે કામદેવ! તારૂં નામ આખું જગત્ જાણે છે તું મદકર નામથી પ્રસિદ્ધ છે. તું અને તારા અર્થને માટે ઉત્પન્ન થએલી આ કન્યા પણ સુરા સમાન (મદકારિણી) છે તે કન્યાની

---

* જો અર્ધી રાત્રી સુધીમાં વિધિ પૂરો ન થઇ શકે તેમ હોય તો મધ્યાન્હોત્તર અર્થાત્ ત્રીજા પહોરે આરંભ કરવો કે જેથી મધ્યરાત્રી સુધીમાં વિવાહ વિધિ પૂરો થઇ જાય.

પ્રાપ્તિ મને કરાવ, હે કામાગ્ને! તારૂં મૂળ આ સ્ત્રીજાતિમાં જ છે તું પુરુષાર્થની સિદ્ધિ કરાવનાર છે.

**ओ३म् इमं ते उपस्थं मधुना सꣳसृजामि प्रजापतेर्मुखमेतद्द्वितीयम् । तेन पुꣳसोभिभवासि सर्वानवशान् वशिन्यसि राज्ञी स्वाहा ॥ २ ॥**

હે કન્યકે! આ તારી આનન્દેન્દ્રિયોને મધુર જલ વડે મારી સાથે યોજું છું. તે પ્રજાપતિના બીજા મુખ સમાન છે. તેના જ પ્રભાવ વડે વશમાં નહિ આવનારા પુરુષો પણ વશ થાય છે. હે કાન્તિમતિ! તું સર્વ કામનાઓની સ્વામિની છે.

**ओ३म् अग्निं क्रव्यादम कृण्वन् गुहानाः स्त्रीणामुपस्थमृषयः पुराणाः । तेनाज्यमकृण्वꣳस्त्रैशृङ्गं त्वाष्ट्रं त्वयि तद्दधातु स्वाहा ॥ ३ ॥ सामवेद मं० ब्रा० प्रपा० १ खं० १ मं० १–३**

હે કન્યે! સંતાનોત્પત્તિરૂપ યજ્ઞમાં તત્વદર્શિ, પુરાતન ઋષિઓએ સ્ત્રી જાતિની ઉપસ્થેન્દ્રિયને હવ્યવાહક અગ્નિની ઉપમા આપી છે. અને જગત્ સ્રષ્ટા જેનો અધિષ્ઠાતા છે તેવા શુક્ર (વીર્ય)ને ઘૃતની ઉપમા આપેલી છે. હે કન્યે! તારો પતિ તે શુક્ર તારામાં સ્થાપે.

પછી પૃષ્ઠ ૬ થી ૪૩ સુધીમાં લખ્યા પ્રમાણે વરવધૂએ પોતપોતાના ઘરે* ઈશ્વરસ્તુતિ, પ્રાર્થનોપાસના, સ્વસ્તિ-

* વિવાહમાં આવેલાં સ્ત્રીપુરુષોએ પણ એકાગ્રચિત્ત થઈ ઈશ્વરનું ચિંતન કરવું.

વાચન, શાંતિપ્રકરણાદિ કરવા. અને વરે પોતાના મિત્ર, સગાંસ્નેહીઓ સાથે કન્યાના ગૃહે જવું અને તે વખતે વરને કન્યા તથા વરપક્ષના પુરુષોએ સન્માનપૂર્વક કન્યાને ઘેર લઇ જવો. અને વરે વધૂના ઘરમાં પ્રવેશ કરી પૂર્વાભિમુખ ઉભા રહેવું અને વધૂ તથા કાર્યકર્ત્તા વરની સમીપ ઉત્તરાભિમુખે ઉભા રહેવું અને વધૂ તથા કાર્યકર્ત્તાઓએ નીચે પ્રમાણે મધુપર્ક આદિથી વરનો સત્કાર કરવો.

साधु भवानास्तामर्चयिष्यामो भवन्तम् ॥

હે શ્રેષ્ઠ પુરુષ ! આપ બેસો અમે આપનો સત્કાર કરીએ. વરે તેને નીચેનું વાકય બોલી પ્રત્યુત્તર આપવો.

ओ३म् अर्चय ॥

ભલે સત્કાર કરો.

પછી વધુ તથા કાર્યકર્ત્તાઓએ વરને માટે જે ઉત્તમ આસન નક્કી કર્યું હોય તેને વધૂએ હાથમાં લઇ વરની પાસે ઉભા રહેવું અને નીચે પ્રમાણે બોલી તે આસન વરને આપવું.

ओ३म् विष्टरो विष्टरो विष्टरः प्रतिगृह्यताम् ॥

આ ઉત્તમ આસનનું આપ ગ્રહણ કરો. વરે નીચે પ્રમાણેનો જવાબ આપી તે ગ્રહણ કરવું.

ओ३म् प्रतिगृह्णामि ॥ હું ગ્રહણ કરૂં છું.

વરે વધૂના હાથમાંથી આસન લઇ તેને પાટલા ઉપર પાથરી સભામંડપમાં પૂર્વાભિમુખે બેસીને નીચેનો મંત્ર બોલવો.

**ओ३म् वर्षोऽस्मि समानानामुद्यन्तमिव सूर्यः। इमन्तमभितिष्ठामि यो मा कश्चाभिदासति ॥ पार० कां० १ । कं० ३ ॥**

સૂર્ય આગળ જેમ બીજા પ્રકાશનો લોપ થાય છે તેમ મારી સ્પર્ધા કરનારા શત્રુને મારી સામે નાશ થાઓ. જેમ આ આસન મારી નીચે હોઇ હું આસનારૂઢ છું, તેમજ મને દુઃખ દેનારો દુષ્ટ મારી નીચે પડો અર્થાત્ હે પરમાત્મન્ તેનો નાશ થાઓ.

પછી કાર્યકર્તાએ એક સુંદર પાત્રમાં જલ ભરી કન્યાના હાથમાં આપવું અને કન્યાએ તે પાત્ર નીચેનો મંત્ર બોલી વરની આગળ મૂકવું.

**ओ३म् पाद्यं पाद्यं पाद्यं प्रतिगृह्यताम् ॥**

હે આર્ય! આ પાદ પ્રક્ષાલનને માટે પાણી છે આપ તેનું ગ્રહણ કરો.

વરે નીચે પ્રમાણે બોલી તે પાત્રનું ગ્રહણ કરવું.

**ओ३म् प्रतिगृह्णामि ॥ पार० कां० १ । कां० ३ ॥**

વરે પાણીનું પાત્ર હાથમાં લઇ નીચેનો મંત્ર બોલી પોતાના *પગનું પ્રક્ષાલન કરવું.

*જો ઘરનું પ્રવેશ દ્વાર પૂર્વાભિમુખ હોય તો વર ઉત્તરાભિમુખે અને વધુ તથા કાર્યકર્તાએ પૂર્વાભિમુખે ઉભા રહીને જો બ્રાહ્મણ વર્ણ હોય તો પ્રથમ જમણો અને પછી ડાબો અને અન્ય ક્ષત્રિયાદિ વર્ણો હોય તો પ્રથમ ડાબો અને પછી જમણો પગ ધોવો.

ओ३म् विराजो दोहोऽसि विराजो दोहमशीय मयि पाद्यायै विराजो दोहः ॥ पार० कां० १ । कं० ३ ॥

પ્રાણીમાત્રનું જીવન અને શોભા આપની છે. તે ઈશ્વર-કૃપાથી મને સદા સુખ તથા શોભાદાયક થાઓ.

પછી ફરીથી બીજું પાત્ર પાણીથી ભરીને કાર્યકર્ત્તાએ નીચેનો મંત્ર બોલી વરને આપવું.

ओ३म् अर्घोऽर्घोऽर्घः प्रतिगृह्यताम् ॥

આ અર્ઘને માટે અર્થાત્ મુખ પ્રક્ષાલન માટે પાણી લો.

વરે નિમ્ન મંત્ર બોલી તે પાત્રને ગ્રહણ કરવું.

ओ३म् प्रतिगृह्णामि ॥ पार० कां० १ । कं० ३ ॥

અને પાત્ર હાથમાં લઇ તે વડે પોતાના મુખનું પ્રક્ષા-લન કરવું પશ્ચાત્ મુખ ધોઈને નીચેનો મંત્ર બોલવો.

ओ३म् आपस्थ युष्माभिः सर्वान्कामानवाप्नवानि । ओ३म् समुद्रं वः प्रहिणोमि स्वां योनिमभिगच्छत । अरिष्टास्माकं वीरा मा परासेचि मत्पयः ॥ पार० कां० १ । कं० ३ ॥

આ જલ મને સદા હિતકારક થઇ ઈશ્વરકૃપાથી મારી સર્વ ન્યાયી અને પરોપકારી કામનાઓ સિદ્ધ થાઓ. સમુદ્ર આ જલનો આગમ છે તે સર્વદા પૂર્ણ હો; આ ઉત્તમ જીવન મને સર્વથા આરોગ્યકારક થાઓ.

ઉપર પ્રમાણે બોલીને વેદીના પશ્ચિમ ભાગમાં બિછાવેલા આસન ઉપર પૂર્વાભિમુખે બેસવું. પછી કાર્યકર્ત્તાએ એક સુંદર ઉપપાત્ર જલથી પૂર્ણ ભરી તેમાં આચમની મૂકી નીચેના મંત્ર વડે વરને આપવું.

**ओ३म् आचमनीयमाचमनीयमाचमनीयम्प्रतिगृह्यताम्॥**

આચમનને માટે આ જલ લો.

વરે તે નિમ્ન વાક્ય બોલી ગ્રહણ કરવું.

**ओ३म् प्रतिगृह्णामि ॥ पार० कां० १ । कं० ३ ॥**

પછી તે પાત્ર પોતાની સામે મૂકી તેમાંથી આચમની વડે જમણા હાથમાં જેટલું આંગળીઓના મૂળ સુધી પહોંચે તેટલું જલ લઇ નીચેનો મંત્ર બોલી ત્રણ આચમન કરવાં.

**ओ३म् आमागन् यशसा सꣳसृज वर्चसा । तं मा कुरु प्रियं प्रजानामधिपतिं पशूनामरिष्टिं तनूनाम्॥ पार० कां० १ । कं० ३ ॥**

આ ઉત્તમ જીવનથી મારી શરીરકાન્તિ સતેજ અને પ્રફુલ્લિત થાઓ. ઇશ્વરકૃપાથી સર્વ લોક મારા પરમ મિત્ર થાઓ. ઉત્તમ સંતતિ અને સંપત્તિ મને પ્રાપ્ત થઈ મારી માનસિક અને શારીરિક સંપત્તિ ઉત્તમ પ્રકારની રહો.

પછી વધૂએ મધુપર્ક* હાથમાં લઈ નિમ્ન વાકય બોલી વરને આપવું.

---

*બાર તોલા દહીંમાં ચાર તોલા મધ અને ચાર તોલા ઘી મેળવવું અને તેને કાંસાના વાસણમાં રાખવું જોઇએ.

ओ३म् मधुपर्को मधुपर्को मधुपर्कः प्रतिगृह्यताम् ॥

આ મધુપર્કનું આપ ગ્રહણ કરો.

વરે તે હાથમાં લઈ કહેવું કે:-

ओ३म् प्रतिगृह्णामि ॥ पार० कां० १ । कं ३ ॥

પછી નીચેનો મંત્ર બોલી મધુપર્કના તરફ જોઇ બોલવું કે:-

ओ३म् मित्रस्य त्वा चक्षुषा प्रतीक्षे ॥ पार० कां० १ । कं० ३ ॥

હે પરમકૃપાળુ ભગવન્! આપની કૃપાથી આ મધુપર્ક મને આરોગ્યકારક થાય અને મારી મનોવૃત્તિ ભૂતમાત્ર પ્રત્યે સૌમ્ય રહે.

ત્યારબાદ નીચેનો મંત્ર બોલી મધુપર્કના પાત્રને ડાબા હાથમાં લેવું.

ओ३म् देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यां प्रतिगृह्णामि य० अ० १ मं० १० ॥

મંત્રનો અર્થ આવી ગયો છે.

હાથમાં લીધા પછી નીચેના ત્રણ મન્ત્રો બોલી મધુપર્ક તરફ જોવું.

ओ३म् भूर्भुवः स्वः। मधुवाता ऋतायते मधु क्षरन्ति सिन्धवः । माध्वीर्नस्सन्त्वोषधीः ॥ १ ॥

હે પરમાત્મન્! આપની કૃપાથી વાયુ મને સુગંધયુક્ત, મધુર તથા પુષ્ટિકારક થાઓ; સમુદ્ર, નદી આદિ જલ સંચયો સંપૂર્ણ અને સુખદાયક થાઓ; અને સર્વ વનસ્પતિઓ આરોગ્યકારક થાઓ.

**ओ३म् भूर्भुवः स्वः । मधुनक्तमुतोषसो मधुमत्पार्थिवं रजः । मधु द्यौरस्तु नः पिता ॥ २ ॥**

હે ભગવન્! રાત્રિ, દિવસ, સૂર્યાદિ પ્રકાશક ગોળાઓ, પૃથ્વી, કિરણો ઇત્યાદિ પદાર્થો મને સુખદાયી થાઓ.

**ओ३म् भूर्भुवः स्वः । मधुमान्नो वनस्पतिर्मधुमाँ अस्तु सूर्यः । माध्वीर्गावो भवन्तु नः ऋ० मं० १ । सू० ६ ॥**

હે જગદીશ્વર! સૂર્ય, વનસ્પતિ તથા ગવાદિ પશુઓ અમને સુખદાયક થાઓ.

ઉપર પ્રમાણે અવલોકન કર્યા પછી નીચેના મંત્ર વડે જમણા હાથની અનામિકા આંગળી અને અંગુઠો એ બે વડે મધુપર્કને ત્રણ વાર વલોવવું.

**ओ३म् नमः श्यावास्यायान्नशने यत्त आविद्धं तत्ते निष्कृन्तामि ॥ पा० कां० १ । कं० ३ । सू० ६ ॥**

હે જઠરાગ્ને! પીળા વર્ણવાળા તારે માટે હું આદર કરૂં છું. અન્ન જેવા આ મધુપર્કમાં જે અખાદ્ય વસ્તુ ભળી હોય તેને હું દૂર કરૂં છું.

એ પ્રમાણે વલોવી તે મધુપર્કમાંથી વરે પોતાની આંગળી વડે નીચેના મંત્રો બોલી જુદી જુદી દિશાઓમાં છાંટવું

ओ३म् वसवस्त्वा गायत्रेण छन्दसा भक्षयन्तु ॥
પૂર્વ દિશામાં

ओ३म् रुद्रास्त्वा त्रैष्टुभेन छन्दसा भक्षयन्तु ॥
દક્ષિણ દિશામાં.

ओ३म् आदित्यास्त्वा जागतेन छन्दसा भक्षयन्तु ॥
પશ્ચિમમાં અને

ओ३म् विश्वे त्वा देवा आनुष्टुभेन छन्दसा भक्षयन्तु ॥

ઉત્તર દિશામાં, પછી પાત્રના મધ્ય ભાગમાંથી લઇ નિમ્ન મંત્ર બોલી ત્રણ વાર ઉપર ફેંકવું.

ओ३म् भूतेभ्यस्त्वा परिगृह्णामि ॥ आश्वला० गृ० अ० १ । कं० २४ । सू० १४-१५ ॥

વસુ, રુદ્ર આદિત્ય, વિશ્વેદેવાદિ સર્વ નાના મોટા વિદ્વજ્જનને અને બીજા પ્રાણીમાત્રને ઇશ્વરકૃપાથી આ મધુપર્ક આરોગ્યકારક અને સુખ વધારનાર થાઓ.

તત્પશ્ચાત્ તે મધુપર્કના ત્રણ ભાગ કરી કાંસાના ત્રણ પાત્રોમાં નાંખી જમીન ઉપર ત્રણે પાત્રો પોતાની સન્મુખ મૂકવાં; અને નીચેનો મંત્ર એક વાર બોલી એક એક ભાગમાંથી વરે થોડું થોડું અથવા સઘળું ખાવું.

ओ३म् यन्मधुनो मधव्यं परमꣳरूपमन्नाद्यम् ॥ तेनाहं मधुनो मधव्येन परमेण रूपेणान्नाद्येन परमो मधव्योऽन्नादोऽसानि ॥ पार० कां० १ । कं० ३ ॥

આ મધુપર્કના સેવનથી ઈશ્વર મારા શરીરની કાન્તિ ઉત્તમ કરે તથા મને પોષણ અને આરોગ્ય પ્રાપ્ત થાઓ; અને મારી મનોવૃત્તિ સદા ન્યાયી, સદ્ધર્મી અને સુશીલ રહો.

ત્યારબાદ તે પાત્રોમાં રહેલું ઉચ્છિષ્ટ મધુપર્ક પોતાના કોઈ સેવકને આપી દેવું અથવા તો જલમાં નાંખી દેવું; અને નીચેના એક એક મંત્ર વડે કરીને બે આચમન કરવાં.

**ओ३म् अमृतापिधानमसि स्वाहा ॥ आश्वला० गृ० अ० १ । कं० २४ । सू० २१ ॥**

**ओ३म् सत्यं यशः श्रीर्मयि श्रीः श्रयतां स्वाहा ॥ आश्वला० गृ० अ० १ । कं० २४ । सू० २२ ॥**

પછી વરે નિમ્નલિખિત મંત્રો વડે ચક્ષુરાદિ ઇંદ્રિયોનો જલ વડે સ્પર્શ કરવો.

**ओ३म् वाङ्‌ मआस्येऽस्तु ॥** મુખ,
**ओ३म् नसोर्मे प्राणोस्तु ॥** નાક,
**ओ३म् अक्ष्णोर्मे चक्षुरस्तु ॥** આંખો,
**ओ३म् कर्णयोर्मे श्रोत्रमस्तु ॥** કાન,
**ओ३म् बाह्वोर्मे बलमस्तु ॥** બંને બાહુ,
**ओ३म् ऊर्वोर्मेऽओजोऽस्तु ॥** બંને જાંગ,
**ओ३म् अरिष्टानि मे अङ्गानि तनूस्तन्वा मे सह सन्तु ॥** આખા શરીર પર.

પછી કન્યાએ નીચેનાં વાકય વડે વરને વિનતિ કરી પોતાની શકત્યનુસાર યોગ્ય હોય તેટલું દ્રવ્ય ગોદાનાદિ માટે આપવું.

**ओ३म् गौर्गौर्गौः प्रतिगृह्यताम् ॥**

વરે નિમ્ન વાકય બોલી તે પદાર્થનું ગ્રહણ કરવું.

**ओ३म् प्रतिगृह्णामि ॥ पार० कां० १। कं० ३॥**

ઉપર પ્રમાણે મધુપર્ક વિધિ યથાવત્ કરી વધૂ તથા કાર્યકર્ત્તાએ વરને * સભામંડપ સ્થાનમાંથી ઘરમાં લઇ જઈ શુભાસન ઉપર પૂર્વાભિમુખે બેસાડી વરની સામે પશ્ચિમાભિમુખે બેસીને નિમ્ન વાકય બોલી વરનો જમણો હાથ ચત્તો રાખી તેના હાથમાં વધૂનો જમણો હાથ પણ ચત્તો જ રાખી મૂકવો.

**ओ३म् अमुक × गोत्रोत्पन्नामिमाममुकनाम्नी * मलङ्कृतां कन्यां प्रतिगृह्णातु भवान् ॥**

પછી વરે નીચે પ્રણાણે બોલવું.

---

*જો સભામંડપસ્થાન ન કર્યું હોય તો જે ઘરમાં મધુપર્કને વિધિ કર્યો હોય તે ઘરમાંથી બીજા ઘરમાં વરને લઇ જવો.

×**अमुक** એ પદના સ્થાનમાં જે ગોત્ર અથવા કુળમાં સ્ત્રી ઉત્પન્ન થઈ હોય તે નામ બોલવું, જેમકે કોઇ કન્યા અત્રિ ગોત્રમાં ઉત્પન્ન થઇ હોય તો **अत्रिगोत्रोत्पन्ना** ઇત્યાદિ.

*"**अमुकनाम्नीम्**"ના સ્થાનમાં કન્યાનું નામ દ્વિતીયા વિભકત્યન્ત બોલવું જેમકે કોઈ કન્યાનું નામ **शारदा** હોય તો **शारदानाम्नीम्** અથવા **शारदाम्** એ પ્રમાણે બોલવું.

ओ३म् प्रतिगृह्णामि ॥

પછી નીચેના મંત્ર વડે વરે કન્યાને ઉત્તમ વસ્ત્ર આપવું.

ओ३म् जरां गच्छ परिधत्स्व वासो भवा कृष्टीनामभिशस्तिपा वा। शतं च जीव शरदः सुवर्चा रयिं च पुत्राननुसंव्ययस्वायुष्मतीदं परिधत्स्व वासः ॥ पार० कां० १। कं० ४॥

હે ગુણવાળી વધુ! ઇશ્વરકૃપાએ તું પૂર્ણ આયુષ્યવાળી થા; આ વસ્ત્રનું પરિધાન કર; પ્રીતિવાળી અને પતિવ્રતા થજે; સૌંદર્ય, તેજ તથા સંતતિ અને સંપત્તિ સર્વ તને પ્રાપ્ત થાઓ.

પછી નીચે લખેલો મંત્ર બોલીને વરે વધૂને ઉપવસ્ત્ર (પછેડી) આપવું.

ओ३म् या अकृतन्नवयं या अतन्वत याश्च देवीस्तन्तूनभितो ततन्थ। तास्त्वा देवीर्जरसे संव्ययस्वायुष्मतीदं परिधत्स्व वासः ॥ मं० ब्रा० १। १। ६॥

હે દીર્ઘાયુષી વધુ! ઉત્તમ સ્ત્રીઓએ બનાવેલા આ વસ્ત્રને પહેર અને તેઓના આશીર્વાદથી જરાવસ્થા સુધી આખું આયુષ્ય સુખથી રહે.

આ ઉપવસ્ત્રને સ્ત્રીએ જનોઇ પેઠે ધારણ કરવું અને નીચેનો મંત્ર બોલી વરે અધોવસ્ત્ર ધારણ કરવું.

ओ३म् परिधास्यै दीर्घायुत्वाय जरदष्टिरस्मि।

शतं च जीवामि शरदः पुरूची रायस्पोषमभिसंव्ययिष्ये ॥ पार० कां० २ । कं० ६ ॥

પછી નિમ્નલિખિત મંત્ર બોલીને વરે ધોતીઉં ધારણ કરવું.

ओ३म् यशसा मा द्यावापृथिवी यशसेन्द्राबृहस्पती । यशो भगश्च माऽविन्दद्यशो मा प्रतिपद्यताम् ॥ पार० कां० २ । कं० ६ ॥

આ પ્રમાણે વધૂ તથા વર વસ્ત્ર પરિધાન કરી તૈયાર થઈ જાય તેટલા વખતમાં કાર્યકર્તા અથવા બીજા કોઈએ યજ્ઞમંડપમાં જઈને યજ્ઞકુંડની સમીપમાં જઈ યજ્ઞકુંડમાંના અગ્નિને પ્રદીપ્ત કરવો; અને આહુતિ માટે સુગંધિત કરેલું ઘી અગ્નિના ઉપર ગરમ કરી કાંસાના પાત્રમાં કાઢી તૈયાર રાખવું તથા સ્રુવો આદિ હોમનાં પાત્ર, શુદ્ધ જલપાત્ર ઈત્યાદિ સામગ્રી યજ્ઞકુંડની પાસે એકઠી કરી મૂકાવી પછી વર પક્ષના એક પુરુષે શુદ્ધ વસ્ત્ર ધારણ કરી એક જળથી ભરેલો કળશ લઈ યજ્ઞકુંડની પરિક્રમા કરી કુંડના દક્ષિણ ભાગમાં ઉત્તરાભિમુખે થઈ કળશનું સ્થાપન કરવું, અર્થાત્ કળશને ભૂમિ ઉપર પોતાની આગળ મૂકવો અને જ્યાં સુધી વિવાહવિધિ પૂરો ન થાય ત્યાં સુધી ઉત્તરાભિમુખે બેસી રહેવું. એજ પ્રમાણે વર પક્ષના બીજા માણસે પોતાના હાથમાં એક દંડ લઈને યજ્ઞકુંડના દક્ષિણ ભાગમાં કાર્ય સમાપ્તિ પર્યંત ઉત્તરાભિમુખે બેસી રહેવું. એજ પ્રમાણે વહુનો સગો ભાઈ અથવા તેના અભાવમાં પિત્રાઈ ભાઈ અથવા મામા કે માશીના છોકરાએ ડાંગરની

ધાણી અને શમી વૃક્ષનાં પાત્રાં એ બંનેને મેળવી એક શુદ્ધ વાંસના સૂપડામાં લઈ યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમાં પૂર્વાભિમુખે બેસવું. તત્પશ્ચાત્ કાર્યકર્ત્તાએ એક સપાટ શિલા કે, જે સુંદર ઘીસી હોય તેવી, તથા વધૂ વરને બેસવાને માટે એ દર્ભાસન અથવા યજ્ઞિય તૃણાસન અથવા યજ્ઞિય વૃક્ષની છાલનાં કે જે પ્રથમથી તૈયાર રાખ્યા હોય તે યજ્ઞકુંડની પાસે લાવી મૂકવાં.

પછી વસ્ત્ર ધારણ કરેલી કન્યાને કાર્યકર્ત્તાએ વરની સન્મુખ લાવવી. આ સમયે વર તથા કન્યાએ નીચેનો મંત્ર બોલવો.

**ओ३म् समञ्जन्तु विश्वे देवाः समापो हृदयानि नौ।**
**सं मातरिश्वा सं धाता समुदेष्ट्री दधातु नौ ॥ १ ॥**

**ऋ० मं० १० । सू० ८६ ॥**

હે (**विश्वदेवाः**) યજ્ઞશાળામાં બેઠેલા વિદ્વાનો આપ અમને બંનેને (**समञ्जन्तु**) અમારી પ્રસન્નતાપૂર્વક ગૃહસ્થાશ્રમમાં એકત્ર રહેવાને માટે એક બીજાનો સ્વીકાર કરનારાં છીએ એમ નિશ્ચયપૂર્વક જાણો અને અમે ( **नौ हृदयानि** ) અમારાં હૃદય ( **आपः** ) જલની પેઠે સમાન ( **सम्** ) શાન્ત અને મળેલાં રહેશે એમ સ્વીકારીએ છીએ જેમ ( **धाता** ) જગત્ધાતા પરમાત્મા સર્વમાં ( **सम्** ) મળેલાં છે અને જગત્‌ને ધારણ કરે છે તેમ અમે બંને એક બીજાને ધારણ કરીશું. જેમ ( **समुदेष्ट्री** ) ઉપદેશક શ્રોતાઓ ઉપર પ્રીતિ રાખે છે તેમ ( **नौ** ) અમારા બંનેનો આત્મા એક બીજા સાથે દઢ પ્રેમ ( **दधातु** ) ધારણ કરે.

ત્યારબાદ વર પોતાના જમણા હાથ વડે વધૂનો જમણો હાથ પકડીને નીચેનો મંત્ર બોલે.

**ओ३म् यदेषि मनसा दूरं दिशोऽनुपवमानो वा। हिरण्यपर्णो वैकर्णः स त्वा मन्मनसां करोतु *असौ ॥२॥ पार० कां० १। कं० ४॥**

હે વરાનને! (**यत् मनसा**) તું જે તારી ઈચ્છાથી મને જેમ (**पवमानः**) પવિત્ર વાયુ (**वा**) અથવા જેમ (**हिरण्यपर्णो वैकर्णः**) તેજોમય જલ આદિને કિરણોદ્વારા ગ્રહણ કરનારો સૂર્ય (**दूरम्**) દૂરસ્થ પદાર્થો અને (**दिशोनु**) દિશાઓને પ્રાપ્ત થાય છે તેમ પ્રેમપૂર્વક મને પ્રાપ્ત થાય છે તે તને (**सः**) પરમેશ્વર (**मन्मनसाम्**) મારા મનને અનુકૂળ (**करोतु**) કરે; અને હે (**वीर**) વીર આપ જે, મનથી મને (**एषि**) પ્રાપ્ત થાઓ છો તેને જગદીશ્વર મારા મનને અનુકૂળ સદા રાખે.

બાદ નીચેના બે મંત્રો બોલીને બંને જણે યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરી યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમાં પ્રથમથી સ્થાપન કરેલાં આસનો ઉપર પૂર્વાભિમુખે (વરની જમણી બાજુએ વધૂ અને વધૂની ડાબી બાજુએ વરે બેસવું.)

---

*(**असौ**) પદના સ્થાનમાં કન્યાના નામનું ઉચ્ચારણ કરવું.

ओ३म् भूर्भुवः स्वः । अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः सुमनाः सुवर्चाः । वीरसूर्देवृकामा स्योना शन्नोभव द्विपदे शं चतुष्पदे ॥ ४४ ॥

હે વરાનને! (**अपतिघ्नि**) પતિની સાથે વિરોધ ન કરનારી, (**ओम्**) રક્ષણકર્તા, (**भूः**) પ્રાણદાતા, (**भुवः**) સર્વ દુઃખોને દૂર કરનાર (**स्वः**) સુખસ્વરૂપ અને સર્વને સુખના દાતા આદિ જેનાં નામ છે તે પરમાત્માની કૃપા અને પોતાના ઉત્તમ પુરુષાર્થ વડે (**अघोरचक्षु**) પ્રિયદષ્ટિવાળી (**एधि**) થા. (**शिवा**) મંગલકારિણી (**पशुभ्यः**) સર્વ પશુઓને સુખદાતા (**सुमना**) પવિત્રાન્તઃકરણયુક્ત પ્રસન્ન ચિત્ત (**सुवर्चाः**) સુંદર શુભ ગુણકર્મ સ્વભાવયુક્ત અને વિદ્યા વડે સુપ્રકાશિત (**वीरसूः**) ઉત્તમ વીર પુરુષોને જન્મ આપનારી (**देवृकामा**) દેવરની કામના કરનારી (આ ઠેકાણે **देवकामा** એવો પાઠ કેટલેક ઠેકાણે છે અને તે વાસ્તવિક લાગે છે એ પ્રમાણે અર્થ કરતાં ગૃહસ્થાશ્રમમાં પંચ યજ્ઞાનુકૂલ એટલે તેમાં સહાયકારિણી એમ થાય છે. ભાષાંતર કર્તા) સુખયુક્ત થઈને (**नः**) અમારાં (**द्विपदे**) મનુષ્યાદિને માટે (**शम्-भव**) સુખ કરનારી થાઓ; અને (**चतुष्पदे**) ગવાદિ પશુઓને પણ (**शम्**) સુખદાત્રી થાય અને હું પતિ પણ તે પ્રમાણે વર્તું.

ओ३म् भूर्भुवः स्वः । सा नः पूषा शिवतमामैरयसा न ऊरू उशति विहर । यस्यामुशन्तः प्रहराम शेफं यस्यामुकामा बहवो निविष्टयै ॥ ४ ॥ ऋ० मं० १० । सू० ८५ ॥

ઇશ્વરકૃપાથી એ સ્ત્રી મને પુષ્ટિકારક અને હિતકારીણી થાઓ. તેના વડે મને ઉત્તમ સંતતિની પ્રાપ્તિ થાઓ અને વિષયાદિ અનેક સુખની પ્રાપ્તિ થાઓ તથા મને આનંદદાતા અને મનોવૃદ્ધિની એવી થાઓ.

પછી વધૂએ નીચેનો મંત્ર બોલવો.

**ओ३म् प्र मे पतियानः पन्था कल्पताꣳशिवा अरिष्टा पतिलोकं गमेयम् ॥ मं० ब्रा० १ । १ । ८ ॥**

હે પરમાત્મન્! હું શુભ કલ્યાણમય, વિઘ્નરહિત માર્ગે ચાલીને પતિકુલને પ્રાપ્ત થાઉં અર્થાત્ ત્યાં સુખ પામું અને સર્વ મને માન આપે તેવો માર્ગ દર્શાવ.

ઉપરનો મંત્ર બોલ્યા પછી યજ્ઞકુંડની સમીપ દક્ષિણ ભાગમાં ઉત્તરાભિમુખે પુરોહિતની સ્થાપના કરવી. બાદ **अमृतोपस्तरणमसि** આદિ મંત્રો વડે ત્રણ આચમન પુરોહિત, કાર્યકર્ત્તા, વર અને વધૂ સઘળાંઓએ કરવાં, અને તે પછી અગ્ન્યાધાન, સમિદાધાન કરવું, અને **अदितेनुमन्यस्व** આદિ મંત્રોથી વેદીની ચારે બાજુ જળ સિંચન કરવું, અને અગ્નિ પ્રજ્વલિત થયા પછી ચાર આઘારાવાજ્ય, ચાર વ્યાહૃતિ આહુતિઓ આપવી અને સામાન્ય પ્રકરણમાં લખ્યા પ્રમાણે **त्वन्नो अग्ने** આદિ ૮ ઘૃતાહુતિઓ અને **अग्न आयुषि** આદિ ચાર ઘૃતાહુતિઓ આપ્યા બાદ પ્રધાન હોમનો આરંભ કરવો.

પ્રથમ નીચેનો મંત્ર બોલીને એક આહુતિ આપવી.

ओ३म् भूर्भुवः स्वः । त्वमर्यमा भवसि यत्कनीनां नाम स्वधावन्गुह्यं बिभर्षि । अञ्जन्ति मित्रं सुधितं न गोभिर्यद्दम्पती समनसा कृणोषि स्वाहा ॥ इदमग्नये, इदन्न मम ॥ ऋ० मं० ५ । सू० ३ ॥

ત્યારબાદ નીચે પ્રમાણેની આહુતિઓ આપવી.

ओ३म् ऋताषाड् ऋतधामाग्निर्गन्धर्वः । स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् । इदमृतासाहे ऋतधाम्ने अग्नये गन्धर्वाय, इदन्न मम ॥ १ ॥

ओ३म् ऋताषाडृतधामाग्निर्गन्धर्वस्तस्यौषधयोऽप्सरसो मुदो नाम । ताभ्यः स्वाहा । इदमोषधिभ्योऽप्सरोभ्यो मुद्भ्यः, इदन्न मम ॥ २ ॥

ओ३म् सꣳहितो विश्वसामा सूर्यो गन्धर्वः । स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् । इदं सꣳहिताय विश्वसाम्ने सूर्याय गन्धर्वाय, इदन्न मम ॥३॥

ओ३म् सꣳहितो विश्वसामा सूर्यो गन्धर्वस्तस्य मरीचयोऽप्सरस आयुवो नाम ताभ्यस्स्वाहा । इदं मरीचिभ्योऽप्सरोभ्य आयुभ्यः, इदन्न मम ॥ ४ ॥

ओ३म् सुषुम्णः सूर्यरश्मिश्चन्द्रमा गन्धर्वः। स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट्। इदं सुषुम्णाय, सूर्यरश्मये, चन्द्रमसे, गन्धर्वाय, इदन्न मम ॥ ५ ॥

ओ३म् सुषुम्णः सूर्यरश्मिश्चन्द्रमा गन्धर्वस्तस्य नक्षत्राणामप्सरसो भेकुरयो नाम ताभ्यः स्वाहा। इदं नक्षत्रेभ्योऽप्सरोभ्यो भेकुरिभ्य इदन्न मम ॥ ६ ॥

ओ३म् इषिरो विश्वव्यचा वातो गन्धर्वः। स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट्। इदमिषिराय विश्वव्यचसे वाताय गन्धर्वाय, इदन्न मम ॥ ७ ॥

ओ३म् इषिरो विश्वव्यचा वातो गन्धर्वस्तस्यापो-अप्सरस ऊर्जो नाम। ताभ्यः स्वाहा। इदमद्भ्यो अप्सरोभ्यऽऊर्ग्भ्यः, इदन्न मम ॥ ८ ॥

ओ३म् भुज्युः सुपर्णो यज्ञो गन्धर्वः। स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट्। इदं भुज्यवे सुपर्णाय यज्ञाय, गन्धर्वाय, इदन्न मम ॥ ९ ॥

ओ३म् भुज्युः सुपर्णो यज्ञो गन्धर्वतस्य दक्षिणा अप्सरसस्तावा नाम। ताभ्यः स्वाहा। इदं दक्षिणाभ्यो अप्सरोभ्यः स्तावाभ्यः, इदन्न मम ॥ १० ॥

ओ३म् प्रजापतिर्विश्वकर्मा मनो गन्धर्वः । स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् । इदं प्रजापतये, विश्वकर्मणे, मनसे, गन्धर्वाय, इदन्न मम ॥ ११ ॥

ओ३म् प्रजापतिर्विश्वकर्मा मनो गन्धर्वस्तस्य ऋक्सामान्यप्सरस एष्टयो नाम ताभ्यः स्वाहा । इदमृक्सामेभ्योऽप्सरोभ्य एष्टिभ्यः, इदन्न मम ॥ १२ ॥ पार० कां० १ । कं० ८ ॥ यजु० अध्याय १८ । मन्त्र ३८ ॥

પછી (જયા હોમ) કરવો. આ હોમના મંત્રો નિમ્નલિખિત છે તેમાંના પ્રત્યેક મંત્રથી એક એક કરીને જયા હોમની ૧૩ આજ્યાહુતિઓ આપવી.

ओ३म् चित्तं च स्वाहा । इदं चित्ताय, इदन्न मम ॥ १ ॥

ओ३म् चित्तिश्च स्वाहा । इदं चित्त्यै, इदन्न मम ॥ २ ॥

ओ३म् आकूतं च स्वाहा । इदमाकूताय, इदन्न मम ॥ ३ ॥

ओ३म् आकूतिश्च स्वाहा । इदमाकूत्यै, इदन्न मम ॥ ४ ॥

ओ३म् विज्ञातञ्च स्वाहा। इदं विज्ञाताय इदन्न मम ॥ ५ ॥

ओ३म् विज्ञातिश्च स्वाहा। इदं विज्ञात्यै इदन्न मम ॥ ६ ॥

ओ३म् मनश्च स्वाहा। इदं मनसे, इदन्न मम ॥७॥

ओ३म् शक्वरीश्च स्वाहा। इदं शक्वरीभ्य इदन्न मम ॥ ८ ॥

ओ३म् दर्शश्च स्वाहा। इदं दर्शाय इदन्न मम ॥९॥

ओ३म् पौर्णमासं च स्वाहा। इदं पौर्णमासाय इदन्न मम ॥ १० ॥

ओ३म् बृहच्च स्वाहा। इदं बृहते इदन्न मम ॥११॥

ओ३म् रथन्तरञ्च स्वाहा। इदं रथन्तराय इदन्न मम ॥ १२ ॥

ओ३म् प्रजापतिर्जयानिन्द्राय वृष्णे प्रायच्छदुग्रः पृतना जयेषु तस्मै। विशः समनमन्त सर्वाः स उग्रः स इहव्यो बभूव स्वाहा। इदं प्रजापतये जयानिन्द्राय इदन्न मम ॥१३॥ पा० का० १। कं० ८॥

પછી નિમ્નલિખિત મંત્રો વડે અભ્યાતન હોમ કરવો જેની ૧૮ આજ્યાહુતિ છે.

ओ३म् अग्निर्भूतानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ᳪ स्वाहा ॥ इदमग्नये भूतानामधिपतये इदन्न मम ॥ १ ॥

ओ३म् इन्द्रो ज्येष्ठानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ᳪ स्वाहा ॥ इदमिन्द्राय ज्येष्ठानामधिपतये इदन्न मम ॥ २ ॥

ओ३म् यमः पृथिव्याऽधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ᳪ स्वाहा ॥ इदं यमाय पृथिव्या अधिपतये इदन्न मम ॥ ३ ॥

ओ३म् वायुरन्तरिक्षस्याधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ᳪ स्वाहा ॥ इदं वायवे अन्तरिक्षस्याधिपतये इदन्न मम ॥ ४ ॥

ओ३म् सूर्यो दिवोऽधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ᳪ स्वाहा ॥ इदं सूर्याय दिवोऽधिपतये इदन्न मम ॥ ५ ॥

ओ३म् चन्द्रमा नक्षत्राणामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा ॥ इदं चन्द्रमसे नक्षत्राणामधिपतये इदन्न मम ॥ ६ ॥

ओ३म् बृहस्पतिर्ब्रह्मणोऽधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा ॥ इदं बृहस्पतये ब्रह्मणोधिपतये इदन्न मम ॥ ७ ॥

ओ३म् मित्रः सत्यानामधिपतिः स मावत्वस्मिन ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा ॥ इदं मित्राय सत्यानामधिपतये इदन्न मम ॥ ८ ॥

ओ३म् वरुणोऽपामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा ॥ इदं वरुणायापामधिपतये इदन्न मम ॥ ९ ॥

ओ३म् समुद्रः स्रोत्यानामधिपतिः स मावत्वस्मिन ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा ॥ इदं समुद्राय स्रोत्यानामधिपतये इदन्न मम ॥ १० ॥

ओ३म् अन्नꣳसाम्राज्यानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याꣳस्वाहा ॥ इदमन्नाय साम्राज्यानामधिपतये इदन्न मम ॥ ११ ॥

ओ३म् सोमओषधीनामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याꣳस्वाहा ॥ इदं सोमाय ओषधीनामधिपतये इदन्न मम ॥ १२ ॥

ओ३म् सविता प्रसवानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याꣳस्वाहा ॥ इदं सवित्रे प्रसवानामधिपतये इदन्न मम ॥ १३ ॥

ओ३म् रुद्रः पशूनामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याꣳस्वाहा ॥ इदं रुद्राय पशूनामधिपतये इदन्न मम ॥ १४ ॥

ओ३म् त्वष्टा रूपाणामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याꣳस्वाहा ॥ इदं त्वष्ट्रे रूपाणामधिपतये इदन्न मम ॥ १५ ॥

ओ३म् विष्णुः पर्वतानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या२ंस्वाहा ॥ इदं विष्णवे पर्वतानामधिपतये इदन्न मम ॥ १६ ॥

ओ३म् मरुतो गणानामधिपतयस्ते मावन्त्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या २ं स्वाहा ॥ इदं मरुद्भ्यो गणानामधिपतिभ्यः इदन्न मम ॥ १७ ॥

ओ३म् पितरः पितामहाः परेऽवरे ततास्ततामहाः इह मावन्त्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या २ं स्वाहा । इदं पितृभ्यः पितामहेभ्यः परेभ्योऽवरेभ्यस्ततेभ्यस्ततामहेभ्यश्च इदन्न मम ॥ १८ पार० कां० १ । कं० ८ ॥

પછી નીચે લખેલા દરેક મંત્રથી એક એક આહુતિ કરીને આઠ આજ્યાહુતિ આપવી.

ओ३म् अग्निरैतु प्रथमो देवताना २ं सोऽस्यै प्रजां मुञ्चतु मृत्युपाशात् । तदय २ं राजा वरुणोऽनुमन्यतां यथेय २ं स्त्रीपौत्रमघन्नरोदात् स्वाहा ॥ इदमग्नये इदन्न मम ॥ १ ॥

ओ३म् इमामग्निस्त्रायतां गार्हपत्यः प्रजामस्यै नयतु दीर्घमायुः । अशून्योपस्थाजीवतामस्तु माता पौत्रमानन्दमभिविबुध्यतामियꣳ स्वाहा ॥ इदमग्नये इदन्न मम ॥ २ ॥ मं० ब्रा० १ । १-२ ॥

ओ३म् स्वस्ति नोऽग्ने दिवा पृथिव्या विश्वानि धेह्ययथा यजत्र । यदस्यां महि दिवि जातं प्रशस्तं तदस्मासु द्रविणं धेहि चित्रꣳ स्वाहा ॥ इदमग्नये इदन्न मम ॥ ३ ॥

ओ३म् सुगन्नु पन्थां प्रदिशन्न एहि ज्योतिष्मध्येह्यजरन्नऽआयुः अपैतु मृत्युरमृतं म आगाद्वैवस्वतो नोअभयं कृणोतु स्वाहा ॥ इदं वैवस्वताय इदन्न मम ॥ ४ ॥

ओ३म् परं मृत्योअनुपरे हि पन्थां यत्र नोअन्य इतरो देवयानात् । चक्षुष्मते शृण्वते ते ब्रवीमि मा नः प्रजाꣳ रीरिषो मोत वीरान्स्वाहा ॥ इदं मृत्यवे इदन्न मम ॥ ५ ॥ पार० कां० १ । कं० ८ ॥

ओ३म् द्यौस्ते पृष्ठꣳ रक्षतु वायुरूरू अश्विनौ च । स्तनन्धयस्ते पुत्रान्त्सविताभिरक्षत्वावाससः परि-धानाद् बृहस्पतिर्विश्वे देवा अभिरक्षन्तु पश्चात्स्वाहा ॥ इदं विश्वेभ्यो देवेभ्य इदन्न मम ॥ ६ ॥

ओ३म् मा ते गृहेषु निशि घोष उत्थादन्यत्रत्त्व-द्रुदत्यः संविशन्तु ॥ मा त्वं रुदत्युर आवधिष्ठा जीवपत्नी पतिलोके विराज, पश्यन्ती प्रजां सुमन-स्यमाना३ स्वाहा ॥ इदमग्नये, इदन्न मम ॥७॥

ओ३म् अप्रजस्यं पौत्रमर्त्यपाप्मानमुत वा अघम् । शीर्ष्णःस्रजमिवोन्मुच्य द्विषद्भ्यः प्रतिमुञ्चामि पाश३ स्वाहा ॥ इदमग्नये इदन्न मम ॥ ८ ॥ मं० ब्रा० १ । १ । १–३ ॥

પછી પૂર્વ લિખિત ( ओ३म् भूरग्नये स्वाहा ) ઈત્યાદિ ચાર મંત્રોથી ચાર આજ્યાહુતિઓ આપવી. આ પ્રમાણે હોમ કર્યા પછી વરે પોતાના આસન પરથી ઉઠી, પૂર્વાભિમુખ બેઠેલી વધૂની સન્મુખ પશ્ચિમાભિમુખ ઉભા રહીને, પોતાના ડાબા હાથ વડે વધૂનો જમણો હાથ પકડીને ઉપર ઉઠાવવો તથા પોતાના જમણા હાથ વડે વધૂના ઉપર ઉપર ઉઠાવેલા જમણા હાથની અંજલી અંગુઠા સહિત ચત્તી પકડીને નીચે લખેલા પ્રાણિગ્રહણના ૬ મંત્રો બોલવા.

ओ३म् गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः । भगो अर्यमा सविता पुरन्धि-र्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ॥ १ ॥ ऋ० मं० १० । सू० ८५ । मं० ३६ ॥

હે વરાનને – સુમુખિ ! જેમ હું ( सौभगत्वाय ) ઐશ્વર્ય અને સુપુત્રાદિ સૌભાગ્યની વૃદ્ધિ માટે ( ते ) તારો ( हस्तम् ) હાથ ( गृभ्णामि ) ગ્રહણ કરૂં છું, તેમ તું ( मया ) હું કે જે તારો ( पत्या ) પતિ છું તેની સાથે ( जरदष्टिः ) વૃદ્ધાવસ્થાને સુખપૂર્વક પ્રાપ્ત ( आसः ) થા. તથા હે વીર ! હુ સૌભાગ્યની વૃદ્ધિ માટે તમારો હાથ ગ્રહણ કરૂં છું. તમે મારી સાથે (કે જે હું તમારી પત્ની છું ) વૃદ્ધાવસ્થા પર્યંત પ્રસન્ન અને અનુકૂળ રહો. આજથી હું તમારા પત્નીભાવને પ્રાપ્ત થઈ છું અને તમે મારા પતિભાવને પ્રાપ્ત થયા છો. ( भगः) સકલ ઐશ્વર્યયુક્ત ( अर्यमा ) ન્યાયકારી ( सविता ) સર્વ જગતનો ઉત્પત્તિ કર્ત્તા ( पुरन्धिः) અનેક પ્રકારે જગતને ધારણ કરનાર પરમાત્મા અને ( देवाः ) આ સમયે સભા મંડપમાં ઉપસ્થિત થએલા વિદ્વાન્ માણસો ( गार्हपत्याय ) ગૃહાશ્રમના અનુષ્ઠાન ને માટે (त्वा ) તને (मह्यम् ) મારા પ્રતિ ( अदुः) અર્પણ કરે છે. આજથી આપણે પરસ્પર અપાઈ ચુકયાં; તમે મારા અને હું તમારી એવી રીતે બંધાઈ ગયાં છઈએ, આપણે એક બીજાનું કદિ પણ અપ્રિયાચરણ–ગેરવર્તણુંક નહિ કરીએ.

**ओ३म् भगस्ते हस्तमग्रभीत् सविता हस्तमग्रभीत् । पत्नी त्वमसि धर्मणाहं गृहपतिस्तव ॥ २ ॥**

હે પ્રિયે, ( भगः) ઐશ્વર્યયુક્ત હું ( ते ) તારો ( हस्तम् ) હાથ ( अग्रभीत् ) ગ્રહણ કરૂં છું તથા ( सविता ) ધર્મયુક્ત માર્ગમાં પ્રેરણા કરનાર હું તારો ( हस्तम् ) હાથ (अग्रभीत्) ગ્રહણ કરી ચુકયો છુ. ( त्वम् ) તું ( धर्मणा ) ધર્મ વડે મારી ( पत्नी ) ભાર્યા ( असि ) છે અને ( अहम् ) હું ધર્મ

વડે (**तव**) તારો (**गृहपतिः**) પતિ છું. આપણે બંને પ્રેમપૂર્વક મળીને ગૃહનાં સર્વ કાર્યો સિદ્ધ કરીશું અને એક બીજાનું અપ્રિયાચરણ-વ્યભિચારાદિ કુત્સિત કર્મો કદિ નહિ કરીશું; જે વડે ગૃહનાં સર્વ કાર્યો સિદ્ધ થાય, ઉત્તમોત્તમ સંતાન થાય તથા જેના વડે ઐશ્વર્ય અને સુખની પ્રાપ્તિ થાય તેવું આચરણ કરીશું.

**ओ३म् ममेयमस्तु पोष्या मह्यं त्वादाद् बृहस्पतिः। मया पत्या प्रजावति सं जीव शरदः शतम् ॥ ३ ॥**

હે અનઘે-પાપ રહિત! (**बृहस्पति**) સર્વ જગતના પાલક પરમેશ્વરે (**त्वा**) તને (**मह्यम्**) મારાપ્રતિ (**अदात्**) અર્પણ કરી છે, (**इयम्**) આ, તું જ જગતમાં મારી (**पोष्या**) પોષણ યોગ્ય પત્ની (**अस्तु**) થા. હે (**प्रजावती**) ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરનારી તું (**मया, पत्या**) હું જે તારો પતિ છું તેની સાથે (**शतम्**) સો (**शरदः**) શરદ્ઋતુ અર્થાત્ સો વર્ષ પર્યંત (**शं, जीव**) સુખપૂર્વક પ્રાણ ધારણ કર, જીવન વ્યતીત કર. આ પ્રમાણે સ્ત્રી પણ વર પાસે પ્રતિજ્ઞા કરે કે હે ભદ્ર! સુજન! સકલ જગદુત્પાદક પરમેશ્વરની કૃપાથી તમે મને પ્રાપ્ત થયા છો, માટે આ જગતમાં તમારા વગર કોઇ પણ બીજો પતિ, અર્થાત્ પાલન કરનાર, સેવ્ય તથા ઈષ્ટદેવ નથી. હું તમારૂં જ કહ્યું કરીશ. જેમ તમે મારા વગર કોઈ પણ બીજી સ્ત્રી સાથે અયુક્ત પ્રીતિ નહિ કરો તેમ હું પણ તમારા વગર બીજા કોઈ પણ પર પુરુષ સાથે અયુક્ત પ્રીતિભાવ નહિ રાખું. તમે મારી સાથે પ્રીતિ અને આનંદપૂર્વક સો વર્ષ સુધી જીવો-પ્રાણ ધારણ કરો.

**ओ३म् त्वष्टा वासो व्यदधाच्छुभे कं बृहस्पतेः प्रशिषा कवीनाम् । तेनेमां नारीं सविता भगश्च सूर्यामिव परिधत्तां प्रजया ॥ ४ ॥**

હે શુભાનને-શુભમુખિ જેમ (**बृहस्पतेः**) આ પરમાત્માની સૃષ્ટિમાં, એની તથા ( **कवीनाम्** ) આપ્ત વિદ્વાનોની ( **प्रशिषा** ) શિક્ષા વડે દંપતી થાય છે, ( **त्वष्टा** ) ને જેમ વિદ્યુત્ સર્વ વસ્તુઓમાં વ્યાપ્ત થઈને રહી છે, તેમ તું મારી પ્રસન્નતાને માટે, ( **वासः** ) સુદર વસ્ત્રો, ( **शुभे** ) આભૂષણ તથા ( **कम्** ) સુખ જે તારે માટે મારાથી થાય તેને પ્રાપ્ત થા. મારી અને તારી આ ઇચ્છાને તે સર્વવ્યાપક પરમાત્મા સિદ્ધ કરે, જેમ ( **सविता** ) સકલ જગતની ઉત્પત્તિ કરનાર પરમેશ્વર ( **च** ) અને (**भगः**) સંપૂર્ણ ઐશ્વર્યયુકત ઈશ્વર ( **प्रजया** ) ઉત્તમ પ્રજા વડે ( **इमाम्** ) આને-તને ( **नारीम्** ) કે જે તું મારી સ્ત્રી છે તેને ( **परिधत्ताम्** ) શોભાથી આચ્છાદિત-યુકત કરો અને હું ( **तेन** ) આ સર્વ વડે ( **सूर्यामिव** ) સૂર્યનું કિરણ જેમ પ્રકાશમય અને શોભાયુકત હોય છે તેમ તને વસ્ત્ર અને ભૂષણાદિથી શોભાયુકત સર્વદા રાખીશ.

તથા હે પ્રિય પતિ ! હું તમને સૂર્યની પેઠે શોભાયુકત તથા તમને જેથી આનંદ થાય તેવું અનુકૂલ પ્રિયાચરણ કરીને ઐશ્વર્ય તથા વસ્ત્રાદિ વડે આનંદિત રાખીશ.

**ओ३म् इन्द्राग्नी द्यावापृथिवी मातारिश्वा मित्रावरुणा भगो अश्विनोभा । बृहस्पतिर्मरुतो ब्रह्म सोम इमां नारीं प्रजया वर्धयन्तु ॥ ५ ॥**

હે મારા સંબંધીજનો-સગાવહાલાંઓ જેમ ( इन्द्राग्नी ) વિદ્યુત્ અને પ્રસિદ્ધ અગ્નિ ( द्यावापृथिवी ) સૂર્ય અને ભૂમિ ( मातरिश्वा ) અન્તરિક્ષસ્થ વાયુ ( मित्रा वरुणा ) પ્રાણ અને ઉદાન તથા ( भगः ) સંપૂર્ણ ઐશ્વર્ય ( अश्विना ) સત્ વૈદ્ય અને સત્યોપદેશક ( उभा ) આ બે, (बृहस्पति) મહાજન, પ્રજાનો પાલક અને ન્યાયકારી રાજા ( मरुतः ) સભ્ય મનુષ્ય ( ब्रह्म ) સર્વથી શ્રેષ્ઠ પરમાત્મા અને ( सोम ) ચંદ્રમા તથા સોમલતા આદિ ઔષધીઓ સર્વ પ્રજાની જેમ વૃદ્ધિ અને પાલન કરે છે તેમ ( इमां नारीम् ) આ મારી સ્ત્રીને ( प्रजया ) પ્રજા વડે વૃદ્ધિને પમાડે છે, તેમજ તમે પણ સત્યોપદેશ સોમલતા આદિ ઔષધીઓથી મારી સ્ત્રીની ( वर्द्धयन्तु ) વૃદ્ધિ કરો.

**ओ३म् अहं विष्यामि मयि रूपमस्या वेददित्पश्यन्मनसा कुलायम् । न स्तेयमद्मि मनसोदमुच्ये स्वयं श्रथ्नानो वरुणस्य पाशान् ॥ ६ ॥ अथर्व० कां० १४ । अ० १ । मं० ५१–५७ ॥**

હે કલ્યાણ ક્રોડે ! જેમ ( मनसा ) મન વડે ( कुलायम् ) કુળની વૃદ્ધિને ( पश्यन् ) જોતો ( अहम् ) હું ( अस्याः ) આ તારા રૂપને ( विष्यामि ) પ્રાપ્ત ને તેમાં પ્રેમ દ્વારા વ્યાપ્ત થાઉં છું, તેમ તું મારી વધૂ ( मयि ) મારામાં પ્રેમથી વ્યાપ્ત થઈ અનુકૂળ વ્યવહારને ( वेदत् ) પ્રાપ્ત થા. જે હું ( मनसा ) મન વડે પણ, તું કે જે મારી વધૂ છે તેની સાથે ( स्तेयम् ) ગુપ્ત કર્મને ( उदमुच्ये ) છોડી દઉં છું અને કોઈ પણ ઉત્તમ પદાર્થોને છુપી રીતે ( नाद्मि ) નથી ભક્ષણ કરતો ( स्वयम् )

હું પોતે (श्रन्थानः) પુરુષાર્થથી શિથિલ થઈ (वरुणस्य) ઉત્કૃષ્ટ વ્યવહારમાં વિઘ્ન રૂપ દુર્વ્યસની પુરુષોના (पाशान्) બંધનોને દૂર કરતો રહું; (इत्) તેજ પ્રમાણે હે વધૂ! તું પણ આ પ્રમાણે વર્તન રાખ. આવી રીતે વધૂ પણ સ્વીકાર કરે કે હું પણ તમારી સાથે આવું વર્તન ચલાવીશ.

પછી વર વધૂની હસ્તાંજલી પકડીને ઉંચી કરી તેને પોતાને સાથે લઇ બંને જણાં યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરે તેજ વખતે જે કળશ યજ્ઞકુંડની દક્ષિણ દિશામાં સ્થાપન કરવામાં આવ્યો હતો તેને લઇ કળશની પાસે બેઠેલો પુરુષ પણ વર વધૂની સાથે સાથે ચાલે. પછી નિમ્નલિખિત પ્રતિજ્ઞાઓ વર અને વધૂ કરે.

ओ३म् अमोऽहमस्मि सा त्वꣳसा त्वमस्यमोऽहं सामाहमस्मि ऋक्त्वं द्यौरहं पृथिवी त्वं तावेव विवहावहै सहरेतो दधावहै। प्रजां प्रजनयावहै पुत्रान् विन्दावहै बहून्। ते सन्तु जरदष्टयः सं प्रियौ रोचिष्णू सुमनस्यमानौ। पश्येम शरदः शतं जीवेम शरदः शतꣳ शृणुयाम शरदः शतम् ॥ १७ ॥ पार० कां० १। कं० ६ ॥

હે વધૂ જેમ (अहम्) હું (अमः) જ્ઞાનવાન્! જ્ઞાનપૂર્વક તારૂં પાણિ ગ્રહણ કરનાર (अस्मि) થાઉં તેમ (सा) (त्वम्) તું પણ જ્ઞાનપૂર્વક મને ગ્રહણ કરનારી (असि) થાય છે, જેમ (अहम्) મારા પૂર્ણ પ્રેમથી તને (अमः) ગ્રહણ કરૂં છું; તેમજ (सा) (त्वम्) તું પણ મને ગ્રહણ કરે છે (अहम्) હું (साम) સામવેદની માફક પ્રશંસિત (अस्मि)

છું. હે વધૂ! તું (**ऋक्**) ઋગ્વેદની સમાન પ્રશંસિત છે, તથા (**त्वम्**) તું પૃથિવીની પેઠે ગર્ભધારણાદિ જે ગૃહાશ્રમના વ્યવહારો છે તેને ધારણ કરનારી છે અને હું (**द्यौः**) વર્ષા કરનાર જે સૂર્ય તેની સમાન છું અને આપણે (**तावेव**) બંને જણા (**विवहावहै**) પ્રસન્નતાપૂર્વક વિવાહ કરીએ તથા (**सह**) સાથે મળીને (**रेतः**) વીર્યને (**दधावहै**) ધારણ કરીએ અને (**प्रजाम्**) ઉત્તમ પ્રજા (**प्रजनयावहै**) ઉત્પન્ન કરીએ તથા (**बहून्**) બહુ પુત્રોને (**विंदावहै**) પ્રાપ્ત થઈએ. (**ते**) તે પુત્રો (**जरदष्टयः**) જરાવસ્થાના અંત સુધી જીવન-યુક્ત (સન્તુ) રહે (**संप्रियौ**) સારી રીતે એક બીજાથી પ્રસન્ન (**रोचिष्णू**) પરસ્પરમાં રુચિવાળા (**सुमनस्यमानौ**) સારી રીતે વિચારપૂર્વક (**शतम्**) સો (**शरदः**) શરદ્‌ઋતુ અર્થાત શત વર્ષ પર્યંત એક બીજાને પ્રેમ દૃષ્ટિ વડે જોતાં રહે; (**शरत् शरदः**) સો વર્ષ પર્યંત આનંદથી (**जीवेम**) આપણે જીવતાં રહીએ અને (**शतम् शरदः**) સો વર્ષ પર્યંત પ્રિય વચનોને (**शृणुयाम**) સાંભળતાં રહીએ.

ત્યારબાદ વર વધૂની પછવાડે થઇને વધૂની સમીપ દક્ષિણ બાજુએ જઈ, ઉત્તરાભિમુખ ઉભા રહી, વધૂની જમણી હસ્તાંજલિ પોતાની જમણી હસ્તાંજલિ વડે પકડીને બંને ઉભાં રહે. તથા જે પુરુષ વર અને વધૂની સાથે ચાલ્યો હોય તે પાછો કુંડની દક્ષિણ બાજુએ કળશ લઈને બેસી જાય. પછી વધૂની માતા અથવા ભાઈ જે પ્રથમ ચોખા અને જુવારની ધાણી સુપડામાં રાખેલી હતી તેને ડાબા હાથમાં લઇ જમણા હાથથી વધૂનો જમણો પગ ઉપાડી પત્થરની શિલા પર મૂકીને નિમ્નલિખિત મંત્ર બોલે.

**ओ३म् आरोहेममश्मानमश्मेव त्वꣳ स्थिरा भव । अभितिष्ठ पृतन्यतोऽवबाधस्व पृतनायतः ॥ १ ॥ पार० कां० १ । कं० ६ ॥**

અર્થઃ હે દેવી! આ પત્થરની ઉપર ચઢો અને આ પત્થરની સમાન તમો ધર્મકાર્યમાં દઢ રહો. કલહકારીઓને તથા લડાઇ ટંટા કરનારને દબાવીને સ્થિત રહે.

આટલું થયા પછી વર અને વધૂ કુંડની સમીપ આવીને બંને પૂર્વાભિમુખ ઉભા રહે અને આ જગ્યાએ વધૂ દક્ષિણ બાજુએ રહી પોતાની હસ્તાંજલિને વરની હસ્તાંજલિ પર રાખે. તત્પશ્ચાત્ વધૂની મા અથવા ભાઇ જે સુપડું પકડીને ઉભું હોય તે ધાણીનું સુપડું ભૂમિ પર રાખી અથવા બીજા કોઇ પુરુષના હાથમાં આપી, વર અને વધૂની એકત્રિત થએલી હસ્તાંજલી પર થોડું ઘૃત રેડે પછી પ્રથમ સુપડામાંથી થોડી ધાણી પોતાની હસ્તાંજલીમાં બે વાર લઈ વર તથા વધૂની એકત્રિત કરેલી હસ્તાંજલીમાં નાખે; પછી તે હસ્તાંજલીમાં નાખેલી ધાણી પર થોડું ઘૃત રેડે. ત્યારબાદ વર વધૂની હસ્તાંજલી સહિત પોતાની હસ્તાંજલીને આગળથી નમાવી નિમ્નલિખિત દરેક મંત્રથી એક એક વાર કરી થોડી ધાણીની ત્રણ આહુતિઓ પ્રજ્વલિત ઇન્ધન પર નાખે.

**ओ३म् अर्यमणं देवं कन्या अग्निमयक्षत । स नोऽअर्यमा देवः प्रेतो मुञ्चतु मा पतेः स्वाहा ॥ इदमर्यम्णे, अग्नये, इदन्न मम ॥ १ ॥**

અર્થ : –કન્યાઓ જે ન્યાયકારી, નયન્તા અગ્નિદેવની પૂજા કરે છે તે ન્યાયકારી દિવ્ય સ્વરૂપ પરમાત્મા અમોને આ પિતાના કુળમાંથી છોડાવે, પરંતુ પતિના સાહચર્યથી અમોને કદી ન છોડવે.

**ओ३म् इयं नार्युपब्रूते लाजानावपन्तिका । आयुष्मानस्तु मे पतिरेधन्तां ज्ञातयो मम स्वाहा ॥ इदमग्नये, इदन्न मम ॥ २ ॥**

અર્થ:–લાજાની (એટલે ડાંગરની ધાણી તથા સમી વૃક્ષનાં સૂકાં પાંદડાં જે પ્રથમથી ભેગાં કરી રાખ્યાં હોય તેની) અગ્નિ દેવતાને આહુતિ આપતી હું કન્યા, પતિની સમીપ કહું છું કે મારા પતિ ઈશ્વરકૃપાથી દીર્ઘ આયુષ્યવાળા હો. તેમ મારા કુટુંબનાં સર્વ સ્ત્રી–પુરુષોની ધન ધાન્યાદિથી ચડતી થાઓ.

**ओ३म् इमाँल्लाजानावपाम्यग्नौ समृद्धिकरणं तव । मम तुभ्यं च सवननं तदग्निरनुमन्यतामियꣳ स्वाहा ॥ इदमग्नये इदन्न मम ॥३॥ पार० कां० १ । कं० ६ ।**

અર્થ:–હે પતિ! તમારી સમૃદ્ધિને માટે અગ્નિદેવતાને આ લાજાની આહુતિ આપું છું. મારો અને તમારો પરસ્પર ઉત્તમ સ્નેહ રહે એમાં અગ્નિ એટલે જ્ઞાન સ્વરૂપ પૂજનીય પરમાત્મા આપણને સહાયક રહો

ત્યારપછી વરે પોતાની જમણી હસ્તાંજલિ વડે વધૂની હસ્તાંજલિ પકડીને નીચેના મંત્રો બોલી યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરવી.

**ओ३म् सरस्वति प्रेदमव सुभगे वाजिनीवती । यान्त्वा विश्वस्य भूतस्य प्रजायामस्याग्रतः । यस्यां भूतꣳ समभवद्यस्यां विश्वमिदं जगत् । तामद्य गाथां गास्यामि या स्त्रीणामुत्तमं यशः ॥१॥ पार० कां० १ । कं० ७ ।**

સુંદર ઐશ્વર્યવાળી! હે અન્નાદિ સંતતિવાળી! વાણી આદિ પદાર્થોની કારણભૂત પ્રકૃતિ! આ હવનાદિ કર્મની ઠીક પ્રકારની રક્ષા કર.

તને સૃષ્ટિની પૂર્વે કારણરૂપથી વિદ્યમાન અને ઉત્પાદન કરવા વાળી વિદ્વાન્ લોકો કહે છે. તારામાંથી પૃથિવ્યાદિ ઉત્પન્ન થયું છે અને ઉત્પન્ન થઇને તારામાં વિદ્યમાન છે. આજથી તારા ગુણ પ્રભાવ સ્તુતિનું ગાન કર્યા કરીશ, જે ગાન સાંભળવાથી સ્ત્રીઓને ઉત્તમ યશ પ્રાપ્ત થાય.

વર ઉપરનો મંત્ર બોલી પોતાના જમણા હાથની હસ્તાંજલિથી વધૂની હસ્તાંજલિ પકડીને નીચેના મન્ત્રો બોલી પ્રદક્ષિણા કરે.

**ओ३म् तुभ्यमग्रे पर्यवहन्सूर्यां वहतुना सह । पुनः पतिभ्यो जायां दाग्ने प्रजया सह ॥ १ ॥ ऋ० मं० १० । सू० ८५ ॥**

હે પૂજનીય પરમાત્મન્! તમારી પરિચર્યાને માટે પ્રધાન રૂપથી આ કન્યાનો સ્વીકાર કર્યો છે. આ કન્યા સૂર્યે આપેલી શોભાને પ્રાપ્ત થાય, અને સાથ સાથ તેનો પતિ હું પણ પ્રતિષ્ઠાદિ જન્ય શોભાને પ્રાપ્ત થાઉં. કાલાન્તરમાં પુત્રોની સાથે મુજ પતિના માટે ભાર્યાત્વને પ્રાપ્ત થયેલી

આ કન્યાને આપજો.

**ओ३म् कन्यला पितृभ्यः पति लोकं पतीयमपदी क्षामयष्ट । कन्या उत त्वया वयं धारा उदन्या इवातिगाहेमहि द्विषः ॥ २ ॥ मं० ब्रा० १ । २ । ५ ॥**

આ કન્યા પિતા ભ્રાતા આદિને છોડીને પતિના ગૃહ પ્રત્યેના તેમજ પતિ સંબંધી નિયમોનો સ્વીકાર કરી ચૂકી છે અને આ કન્યા મુજ પતિની સાથે સર્વદા રહે જેથી અમો બંને મળીને જલની વેગવાળી ધારાઓની માફક કામાદિ શત્રુ-ઓને ઉલ્લંઘન કરી દબાવીએ.

ઉપર પ્રમાણે એક પ્રદક્ષિણા કરી યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમાં પૂર્વ દિશા ભણી મ્હોં કરી થોડી વાર બંનેએ ઉભા રહેવું. અને એ પ્રમાણે કળશ સહિત યજ્ઞકુંડની ચાર પ્રદક્ષિણા કરવી. આ ક્રિયા પૂરી થયા પછી યજ્ઞકુંડની પશ્ચિમ બાજુએ પૂર્વાભિમુખ વર અને વધૂ ઉભાં રહે અને વધૂની મા અથવા ભાઈ પેલા સુપડાને તિરછું (વાંકુ) કરી તેમાં બાકી રહેલી ધાણીને વધૂની હસ્તાંજલિમાં નાખી દે ત્યારબાદ વધૂ નીચેનો મંત્ર બોલી વેદિમાં પ્રજ્વલિત અગ્નિ પર તે ધાણીની એક આહુતિ આપે.

**ओ३म् भगाय स्वाहा ॥ इदं भगाय इदन्न मम ॥**

તે પછી વર વધૂને જમણી બાજુએ રાખી યજ્ઞકુંડની પશ્ચિમ બાજુએ પૂર્વાભિમુખ બેસી નીચેનો મંત્ર બોલી સ્રુવાથી ઘૃતની એક આહુતિ આપે.

**ओ३म् प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये इदन्न मम ॥**

ત્યારબાદ એકાંતમાં જઇ વધૂના બાંધેલા અંબોડાને વરે છોડવો અને નીચેના બે મન્ત્રો બોલવા.

ओ३म् प्र त्वा मुञ्चामि वरुणस्य पाशाद्येन त्वाबध्नात्सविता सुशेवः । ऋतस्य योनौ सुकृतस्य लोकेऽरिष्टान्त्वा सह पत्या दधामि ॥ १ ॥

હે વધૂ ! જે બંધનો વડે તને સુખસમ્પન્ન માતૃજનોએ બાંધેલી છે, તે શ્રેષ્ઠ સ્રીજનોના કેશોના બંધનથી તને ઉત્તમ પ્રકારે છોડાવું છું, અને યજ્ઞ તથા અન્ય સુકૃત કરવાના સ્થાનોમાં તને ઉપદ્રવરહિત કરીને હું પતિભાવની સાથે તારૂં પોષણ કરવાની પ્રતિજ્ઞા કરૂં છું.

ओ३म् प्रेतो मुञ्चामि नामतस्सुबद्धाममुतस्करम् । यथे यमिन्द्र मीढ्वः सुपुत्रा सुभगा सती ॥ २ ॥ ऋ० मं० १० । सू० ८५ ॥

હે ઐશ્વર્યવાળા વિવાહિત પુરુષ ! જે પ્રમાણે આ કન્યા ઐશ્વર્ય અને ઉત્તમ પુત્રવાળી થાય એમ કર, અને પ્રતિજ્ઞા કર કે હે કન્યા ! તને આ પિતૃકુલમાંથી છોડાવું છું; પરંતુ પતિના ઘરમાંથી કદી નહિ છોડાવું અને પતિગૃહની સાથે તને ઉત્તમ પ્રકારનો સંબંધ કરાવી ચુકયો છું તે પ્રમાણે વર્તીશ.

ત્યારબાદ સભામંડપમાં આવી સપ્તપદી વિધિનો પ્રારંભ કરવો. આ સમયે વરના ઉપવસ્ર ( પિછોડી ) ની સાથે વધૂના ઉત્તરીય વસ્રની ગાંઠ વાળવી. આને "છેડાગાંઠવું" કહે છે. વર વધૂ અને બંનેએ આસન પરથી ઉઠી વરે પોતાના જમણા

હાથ વડે વધૂની જમણી હસ્તાંજલિ પકડી યજ્ઞકુંડની ઉત્તર બાજુએ જવું. પછી વરે પોતાનો જમણો હાથ વધૂના જમણા ખભા પર રાખી બંનેએ પાસે પાસે ઉત્તરાભિમુખ ઉભા રહેવું. ત્યારબાદ વરે નિમ્નલિખિત વાક્ય બોલી વધૂને પ્રથમ પોતાનો જમણો પગ ઉપાડી ચાલવા માટે આજ્ઞા આપવી.

**मासव्येन दक्षिणमतिक्राम ।**

હે વધૂ ! ડાબા પગથી જમણા પગને ઉલ્લંઘન ન કરીશ. મતલબ કે ડાબા પગને આગળ ન રાખવો.

પછી નીચેનો મંત્ર બોલી વરવધૂએ પ્રથમ પગલું ઈશાન દિશા તરફ ભરવું.

**ओ३म् इष एकपदी भव सा मामनुव्रता भव विष्णुस्त्वा नयतु पुत्रान् विन्दावहै बहूँस्ते सन्तु जरदष्टयः ॥ १ ॥**

હે કન્યે ! (इषे) અન્નાદિના માટે તું એક પગલું ભર, અને તું મને સદા અનુકૂળ રહે. અનુકૂળ સંપાદન કરવા માટે વિષ્ણુ પરમાત્મા તને ઉત્તમ પ્રકારે પ્રાપ્ત કરે. આપણે બંને સાથે મળીને બહુ પુત્રોને મેળવીએ, અને તે પુત્રો વૃદ્ધાવસ્થા પર્યંત જીવનવાળા હો.

આ પગલું મૂકવાનો વિધિ એવો છે કે વધૂ પ્રથમ પોતાનો જમણો પગ ઉપાડીને ઈશાન કોણ તરફ આગળ કરીને મૂકે. પછી ડાબા પગને ઉપાડી જમણા પગની પાની સુધી મૂકે; એટલે જમણા પગની જરા પછવાડે ડાબો પગ મૂકે. આને એક પગલું ગણવું. આવાં બીજાં છ પગલાંઓ

એટલે બધાં મળી સાત પગલાંઓ મંત્રો બોલી ઈશાન દિશા તરફ ભરવાં 'भव' શબ્દની પછી ઉપલા મંત્રમાં જે શબ્દો છે તે સર્વ બાકીના ૭ મંત્રોમાં બોલી પગલાં ભરવાની ક્રિયા કરવી.

ओ३म् ऊर्ज्जे द्विपदी भव० આ મંત્રથી બીજું
ओ३म् रायस्पोषाय त्रिपदी भव० ,, ત્રીજું
ओ३म् मयोभवाय चतुष्पदी भव० ,, ચોથું
ओ३म् प्रजाभ्यः पञ्चपदी भव० ,, પાંચમું
ओ३म् ऋतुभ्यः षट्पदी भव० ,, છઠું
ओ३म् सखे सप्तपदी भव० ,, સાતમું

पार० का० १ । कं० ८ ॥

એ પ્રમાણે ( ૨ ) તેજસ્વિતા, ( ૩ ) ધનાદિ ઐશ્વર્ય, ( ૪ ) મનની પ્રસન્નતા, ( ૫ ) ઉત્તમ પ્રજા, ( ૬ ) સર્વ ઋતુઓ ( ૭ ) અને પરસ્પરની પ્રસન્નતા અને પ્રીતિની વૃદ્ધિ ઈત્યાદિ પદાર્થો વાસ્તે ક્રમવાર એકેક પગલું ભરવું. બાકીના અર્થો ઉપરના પહેલા મંત્રમાં આપ્યા પ્રમાણે સમજવા.

આ સપ્તપદીનાં સાત પગલાં ચાલીને વર અને વધૂ બંને શુભાસન પર બેસે. પછી જે પુરુષ પ્રથમ જલનો કળશ લઈ યજ્ઞકુંડની દક્ષિણ તરફ બેઠેલો હતો તે પૂર્વસ્થાપિત જલકુંભને લઇ વર અને વધૂની સમીપમાં આવે અને તેમાંથી થોડું પાણી લઈ વર અને વધૂના માથા પર થોડા છાંટા નાખે તે વખતે વર અને વધૂ નિમ્નલિખિત ચાર મંત્રો બોલે.

ओ३म् आपो॒ हि ष्ठा म॑यो॒भुव॒स्ता न॑ ऊ॒र्जे द॑धातन । म॒हे रणा॑य॒ चक्ष॑से ॥ १ ॥

હે જલ! જે પ્રમાણે તું સુખ આપવાવાળું છે, તે પ્રમાણે અમોને અન્નને માટે તેમજ સુંદર રમણીય દર્શન માટે ધારણ કરો.

ओ३म् यो वः॑ शि॒वत॑मो॒ रस॒स्तस्य॑ भाजयते॒ह नः॑ । उ॒श॒तीरि॑व मा॒तरः॑ ॥ २ ॥

હે જલ! જે પ્રમાણે પુત્રને ચાહવાવાળી માતાઓ પોતાના સ્તનથી પુત્રને રસનું પાન કરાવે છે તે પ્રમાણે તારો જે અત્યંત કલ્યાણકારી રસ છે તે અમોને આ લોકમાં પ્રાપ્ત કરાવ.

ओ३म् तस्मा॒ अरं॑ गमाम वो॒ यस्य॒ क्षया॑य॒ जिन्व॑थ । आपो॑ ज॒नय॑था च नः ॥ ३ ॥

હે જલ! જે અન્નોની ઉત્પત્તિને માટે તું ઔષધિઓને તૃપ્ત કરે છે તે અન્ન માટે અમો સંપૂર્ણ રૂપથી તને પ્રાપ્ત કરીએ છીએ, અને તું અમોને પુત્રપૌત્રાદિની ઉત્પત્તિમાં પ્રયુક્ત કર.

ओ३म् आपः शिवाः शिवतमाः शान्ताः शान्ततमास्तास्ते कृण्वन्तु भेषजम् ॥ ४ ॥ ऋ० मं० १० । सू० ९ ॥

જે જલ કલ્યાણના હેતુભૂત, અત્યંત અભ્યુદયકારી, સુખ પહોંચાડવાવાળું, અધિક સુખ આપવાવાળું છે, તે જલ અમારી નીરોગતા રાખે.

પછી વર અને વધૂ ત્યાંથી ઉઠી નિમ્નલિખિત મંત્ર બોલી સૂર્યનું અવલોકન કરે.

**ओ३म् तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतꣳ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ १ ॥ य० अ० ३६ । मं० २४ ॥**

પછી વરે વધૂના જમણા ખભા પરથી પોતાનો જમણો હાથ ઉપાડી લઈ તે હાથ વડે વધૂના હૃદયનો નીચેનો મંત્ર બોલી સ્પર્શ કરવો.

**ओ३म् मम व्रते ते हृदयं दधामि मम चित्तमनु चित्तं ते अस्तु । मम वाचमेकमना जुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥ पार० कां० २ । कं० २ ॥**

હે વધૂ ! ( **ते** ) તારા ( **हृदयम्** ) અંતઃકરણ અને આત્માને ( **मम** ) મારા ( **व्रते** ) વ્રતની અનુકૂળ ( **दधामि** ) ધારણ કરૂં છું. ( **मम** ) મારા ( **चित्तमनु** ) ચિત્તને અનુકૂળ ( **ते** ) તારૂં ( **चित्तम्** ) ચિત્ત સર્વદા ( **अस्तु** ) થાઓ. ( **मम** ) મારી ( **वाचम्** ) વાણીને તું ( **एकमनाः** )એકાગ્ર ચિત્તથી ( **जुषस्व** ) સેવન કર; ( **प्रजापतिः** ) પ્રજાનું પાલન કરનાર પરમેશ્વર ( **त्वा** ) તને ( **मह्यम्** )મારા માટે ( **नियनक्तु** ) નિયુક્ત કરે.

ઉપર પ્રમાણે વધૂએ પણ પોતાના જમણા હાથથી વરના હૃદયનો સ્પર્શ ઉપરનો જ મંત્ર બોલી કરવો.

આ પ્રતિજ્ઞાની અનુકૂલ બંને પોતાનું વર્તન રાખે; જેથી સર્વદા આનંદિત અને કીર્તિમાન્ થઇ પત્નીવ્રતને પૂર્ણપણે પાળી સર્વ પ્રકારના વ્યભિચાર અને અપ્રિયાચરણથી દૂર રહી પરસ્પર પ્રીતિયુક્ત રહે.

ત્યારબાદ વરે વધૂના મસ્તક પર હાથ મૂકી નીચેનો મંત્ર બોલવો.

**ओ३म् सुमङ्गलीरियं वधूरिमां समेत पश्यत। सौभाग्यमस्यै दत्वा यथास्तं विपरेतन॥ ऋ० मं० १। सू० ७५॥**

હે વિદ્વાન્ લોકો! આ વધૂ મંગલસ્વરૂપ છે, તેની સાથે મેળ રાખો અને તેને મંગળ દૃષ્ટિથી જુઓ, અને એને સૌભાગ્યના આશીર્વાદ આપ્યા પછી વિદાય થાઓ. કોઇ પરાઙ્મુખ થઇને ન જાઓ; પરંતુ પુત્રાદિની મંગલ આશા સાથે ફરી આવવાની આશા રાખી જાઓ.

પશ્ચાત્ સભા મંડપમાં કાર્યાર્થ આવેલા સદ્ગૃહસ્થોનું અવલોકન કરવું, તેમની સામે જોવું, ને આ વખતે તેઓ સર્વેએ **ओं सौभाग्यमस्तु। ओं शुभंभवतु॥** આ વાકય વડે આશીર્વાદ આપવો. આ થયા પછી વર અને વધૂએ પાછા યજ્ઞકુંડની સમીપ પૂર્વવત્ બેસી પુનઃ આગળ લખ્યા પ્રમાણે (**ओं यदस्य कर्मणो**) એ સ્વિષ્ટકૃત મંત્ર વડે હોમાહુતિ અર્થાત્ એક આજ્યાહુતિ આપી પ્રથમ લખેલા (**ओं भूरग्नये स्वाहा**) ઇત્યાદિ ચાર મંત્રો વડે ચાર આહુતિઓ આપવી. આવી રીતે વિવાહનો વિધિ સમાપ્ત થયા પછી વર અને વધૂ બંને જણા થોડીવાર વિશ્રામ કરે.

વિવાહની પૂર્વ વિધિ સમાપ્ત.

# વિવાહનો ઉત્તરવિધિ

વિશ્રામ લીધા પછી વિવાહનો ઉત્તરવિધિ કરવો. આ વિધિ વિશેષ કરીને વધૂના ઘરમાં જે યજ્ઞકુંડ પહેલાંથી જ તૈયાર કરી રાખેલો હોય ત્યાં જઇ ઈશાન ખુણામાં કરવો જોઇએ.

સૂર્યાસ્ત થયા પછી આકાશમાં નક્ષત્ર દેખાય તે સમયે વર અને વધૂએ યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમાં આસન પર પૂર્વ દિશામાં મુખ કરી, બેસી પ્રથમ લખેલા ( **ओं भूर्भुवः स्वर्द्यौः**) મંત્રથી અગ્ન્યાધાન કરવું. જો કદાચિત્ પ્રથમથીજ સભામંડપ ઈશાન ખુણામાં કરવામાં આવ્યો હોય, અને પૂર્વેજ અગ્ન્યાધાન કરેલું હોય, તો અગ્ન્યાધાન કરવાની કશી આવશ્યકતા નથી; પણ ( **अयन्त इध्म आत्मा०** ઇત્યાદિ ) ચાર મંત્રો વડે સમિદાધાન કરી, જ્યારે અગ્નિ પ્રદીપ્ત થાય ત્યારે પ્રથમ લખેલા ( **ओं अग्नये स्वाहा** ઇત્યાદિ ) ચાર મંત્રો વડે ચાર આઘારાવાજ્યાહુતિઓ આપ્યા પછી ( **ओं भूरग्नये०** ) ઇત્યાદિ ચાર મંત્રો વડે ચાર વ્યાહૃતિ આહુતિઓ આપવી; એટલે બધી મળી આઠ આજ્યાહુતિઓ આપવી. પછી નિમ્નલિખિત મંત્રો વડે પ્રધાનહોમ કરવો, જેના છ મંત્રો છે. દરેક મંત્ર વડે નીચે પ્રમાણે એક એક આજ્યાહુતિ આપવી.

**ओ३म् लेखा सन्धिषु पक्ष्मस्वावर्त्तेषु च यानि ते । तानि ते पूर्णाहुत्या सर्वाणि शमयाम्यहं स्वाहा ॥ इदं कन्यायै, इदन्न मम ॥ १ ॥**

ओ३म् केशेषु यच्च पापकमीक्षिते रुदिते च यत् । तानि० ॥ २ ॥

ओ३म् शीलेषु यच्च पापकं भाषिते हसिते च यत् । तानि० ॥ ३ ॥

ओ३म् आरोकेषु दन्तेषु हस्तयोः पादयोश्च यत् । तानि० ॥ ४ ॥

ओ३म् ऊर्वोपस्थे जङ्घयोः सन्धानेषु यानि ते । तानि० ॥ ५ ॥

ओ३म् यानि कानि च घोराणि सर्वाङ्गेषु तवाभवन् । पूर्णाहुतिभिराज्यस्य सर्वाणि तान्यशीशमं स्वाहा ॥ इदं कन्यायै, इदन्न मम ॥ ६ ॥ मं० ब्रा० १ । ३ । १–६ ॥

આ છ મંત્રો વડે વર, કન્યામાં જે કાંઇ શરીર અથવા સ્વભાવમાં ખામીઓ હોય તેનું શમન કરવાની પ્રતિજ્ઞા કરે છે.

પછી પ્રથમ લખેલા ( ओं भूरग्नये स्वाहा० ) ઇત્યાદિ ચાર વ્યાહૃતિ મંત્રો વડે ચાર આજ્યાહુતિ આપી વર અને વધૂ ત્યાંથી ઉઠી, સભામંડપની બહાર ઉત્તર દિશામાં (જ્યાંથી ધ્રુવનો તારો દેખાય ત્યાં ) જઈ વરે વધૂને “ध्रुवं पश्य” કહી ધ્રુવનો તારો દેખાડવો. વધૂએ “पश्यामि” ( ધ્રુવને હું જોઉં છું. ) એવો ઉત્તર આપવો. પછી વધૂએ નીચેનો મંત્ર બોલાવો.

**ओ३म् ध्रुवमसि ध्रुवम् पतिकुले भूयासम् (अमुष्य× असौ) गोभिलगृ० प्र० २ । खं० ३ ॥**

હે ધ્રુવ નક્ષત્ર! તું જે પ્રમાણે સ્થિર છે, તેજ પ્રમાણે હું મારા પતિના કુળમાં ઈશ્વરકૃપાથી રહીશ.

પશ્ચાત્ વરે વધૂને "**अरुन्धतीं पश्य**" એમ કહી "અરુંધતી" નો તારો દેખાડવો. વધૂએ તરત જ કહેવું કે **पश्यामि** (હું અરુંધતીના તારાને જોઉં છું,) તે પછી નીચેનો મંત્ર વધૂએ બોલવો.

**ओ३म् अरुन्धत्यसि रुद्धाहमस्मि (अमुष्य×असौ)**

હે અરુન્ધતિ તારે! જે પ્રમાણે તુ સપ્તર્ષિ નામના તારાઓની પાસે હરહમેશ રહે છે, તે જ પ્રમાણે અમુક નામવાળી અમુકની પત્ની હું બંધાઉં છું.

આ થયા પછી વરે વધૂની સામું જોઇ મસ્તક પર હાથ મૂકી નીચે લખેલા બે મંત્રો બોલવા. બીજો મંત્ર બોલવામાં વધૂએ પણ ભાગ લેવો જોઇએ.

---

× "**अमुष्य**" આ પદની જગ્યાએ ષષ્ઠી વિભકત્યન્ત પતિનું નામ બોલવું જોઇએ; જેમકે કોઈનું નામ શિવશર્મા અથવા ચક્રવર્મા હોય, તો તેનું નામ **शिवशर्मण:** અથવા **चक्रवर्मण:** ઇત્યાદિ બોલવું જોઇએ; તેમજ "**असौ**" પદની જગ્યાએ વધૂએ પોતાનું નામ પ્રથમા વિભકત્યન્ત જોડી મંત્રને પૂરો બોલવો. જેમકે "**यशोदाहं शिवशर्म्मणस्ते**" ઇત્યાદિ.

ओ३म् ध्रुवा द्यौर्ध्रुवा पृथिवी ध्रुवं विश्वमिदं जगत् । ध्रुवासः पर्वता इमे ध्रुवा स्त्री पतिकुले इयम् ॥ मं० ब्रा० १ । ६ । ६ ॥

હે વરાનને ! જે પ્રમાણે સૂર્યની કાન્તિ અથવા વિદ્યુત્ સૂર્યલોક અથવા પૃથ્વી આદિમાં સ્થિર છે, જે પ્રમાણે પૃથ્વી પોતાના સ્વરૂપમાં સ્થિર છે, જે પ્રમાણે સર્વ સંસાર પ્રવાહસ્વરૂપમાં સ્થિર છે, જે પ્રમાણે પ્રત્યક્ષ દેખાતા પહાડો પોતાની સ્થિતિમાં સ્થિર છે, તે પ્રમાણે તું મારી પત્ની મારા પતિકુળમાં સદા સ્થિર રહે.

ओ३म् ध्रुवमसि ध्रुवन्त्वा पश्यामि ध्रुवैधि पोष्ये मयि मह्यं त्वादात् । बृहस्पतिर्मया पत्या प्रजावती सं जीव शरदः शतम् ॥ पार० कां० १ । कं० ९ ॥

હે સ્વામિન્ ! જે પ્રમાણે આપ મારી સમીપ દૃઢ સંકલ્પ કરીને સ્થિર છો, અથવા કે આપને સ્થિર દૃઢ જોઉં છું, તે પ્રમાણે સદાને માટે મારી સાથે દૃઢ રહેજો; કારણ કે મારા મનને અનુકૂળ આપને પરમાત્માએ સમર્પિત કર્યા છે. આપણે ઉત્તમ પ્રજાયુક્ત થઈ સો વર્ષ સુધી ઉત્તમ રીતે જીવીએ.

હે વરાનને પત્ની ! ધારણ અને પાલન કરવા યોગ્ય તું મુજ પતિની નિકટ સ્થિર રહે. મને મારી ઈચ્છાની અનુકૂળ પરમાત્માએ તને આપી છે. તું મુજ પતિની સાથે બહુ ઉત્તમ પ્રજાયુક્ત બની સો વર્ષ પર્યંત આનંદપૂર્વક જીવન ધારણ કર.

ઉપર પ્રમાણે વરવધૂએ દૃઢ પ્રતિજ્ઞા કરવી કે જેથી કરી બંનેમાં વિરોધ કદિ ઉત્પન્ન ન થાય.

પશ્ચાત્ વર અને વધૂ બંનેએ યજ્ઞકુંડના દક્ષિણ ભાગમાં પૂર્વાભિમુખ થઇ યજ્ઞકુંડની સમીપમાં બેસી પ્રથમ લખેલા (**ओं अमृतोपस्तरणमसि स्वाहा**) ઇત્યાદિ ત્રણ મંત્રો વડે ક્રમથી ત્રણ આચમનો કરવાં; ત્યારબાદ યજ્ઞકુંડમાં સમિધા નાખી અગ્નિને પ્રદીપ્ત કરી પ્રથમ બતાવેલા ઘૃત અને સ્થાલીપાક એટલે કે ભાતને તેજ વખતે તૈયાર કરવો. પશ્ચાત (**ओं अयन्त इध्म०**) ઇત્યાદિ ચાર મંત્રો વડે સમિધા હોમ વરવધૂએ કરવો. પછી ઉપર લખ્યા પ્રમાણે ચાર આઘારાવાજ્યભાગાહુતિ અને ચાર વ્યાહુતિ આહુતિ એમ મળી આઠ આજ્યાહુતિ વરવધૂએ આપવી. પછી ઉપર કહેલો ભાત જે તૈયાર કરવામાં આવ્યો હોય, તેને એક પાત્રમાં કાઢી તેના ઉપર સ્રુવા વડે ઘી રેડી, ઘી અને ભાતને સારી રીતે મેળવી, જમણા હાથ વડે થોડો થોડો ભાત વર અને વધૂએ લેવો અને નિમ્નલિખિત મંત્રો વડે ક્રમથી ચાર આહુતિઓ આપવી.

**ओ३म् अग्नये स्वाहा ॥ इदमग्नये, इदन्न मम । ओ३म् प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये, इदन्न मम । ओ३म् विश्वेभ्यो देवेभ्यः स्वाहा । इदं विश्वेभ्यो देवेभ्यः, इदन्न मम । ओ३म् अनुमतये स्वाहा ॥ इदमनुमतये, इदन्न मम ॥**

ત્યારબાદ (**ओं यदस्यकर्मणो०**) મંત્ર વડે એક સ્વિષ્ટકૃત આહુતિ આપવી, અને પછી ચાર વ્યાહુતિ આહુતિ

અને ઉપર બતાવેલી આઠ આજ્યાહુતિ મળીને બાર આજ્યાહુતિઓ આપવી. પછી બાકી રહેલો ભાત એક પાત્રમાં કાઢી તેના ઉપર ઘી રેડવું, અને પોતાનો જમણો હાથ તે ભાત ઉપર રાખી નિમ્ન ત્રણ મંત્રો મનમાં જપી ભાતમાંથી થોડું ભક્ષણ કરવું.

**ओ३म् अन्नपाशेन मणिना प्राणसूत्रेण पृश्निना । बध्नामि सत्यग्रन्थिना मनश्च हृदयं च ते ॥**

હે વધૂ અથવા વર ! જેમ અન્નની સાથે પ્રાણ, અને પ્રાણની સાથે અન્ન, તથા અન્ન અને પ્રાણનો અન્તરિક્ષ સાથે સંબંધ છે, તેમ તે તારું (**हृदयम्**) હૃદય (**च**) અને (**मनः**) મન (**च**) અને જે ચિત્ત ઇત્યાદિ તેને (**सत्यग्रन्थिना**) સત્યતાની ગાંઠ વડે (**बध्नामि**) બાંધું છું.

**ओ३म् यदेतद्धृदयं तव तदस्तु हृदयं मम यदिदं हृदयं मम तदस्तु हृदयं तव ॥**

હે વર વા હે પત્ની ! (**यदेतद्**) જે આ (**तव**) તારું (**हृदयम्**) આત્મા અથવા અંતઃકરણ છે (**तत्**) તે (**मम**) મારા (**हृदयम्**) આત્મા અથવા અંતઃકરણની તુલ્ય પ્રિય (**अस्तु**) થાઓ, અને (**मम**) મારો (**यदिदम्**) જે આ (**हृदयम्**) આત્મા, પ્રાણ અને મન છે; તે (**तव**) તારા (**हृदयम्**) આત્મા વગેરેની તુલ્ય પ્રિય (**अस्तु**) સદા રહો.

**ओ३म् अन्नं प्राणस्य षड्विꣳशस्तेन बध्नामि त्वा असौ ॥ ३ ॥ मं० ब्रा० १ । ३ । ८-१० ॥**

**असौ**ની જગાએ વરે વધૂનું નામ બોલવું. જેમકે હે યશોદે! જે ( **प्राणस्य** ) પ્રાણનું પોષણ કરનાર ( **षड्विंशः** ) છવ્વીસમું તત્ત્વ ( **अन्नम्** ) અન્ન છે,( **तेन** ) તે વડે ( **त्वा** ) તને (**बध्नामि**) દૃઢ પ્રીતિથી બાંધું છું.

ભક્ષણ કર્યાબાદ જે ઉચ્છિષ્ટ શેષ ભાગ રહેલો હોય, તે પોતાની વધૂને ખાવા માટે આપવો. જ્યારે વધૂ ખાઈ ચૂકે, ત્યારે વર અને વધૂએ તૈયાર થઇ યજ્ઞમંડપમાં શુભાસન ઉપર નિયમ પ્રમાણે પૂર્વાભિમુખ બેસવું, અને પ્રથમ લખ્યા પ્રમાણે સામવેદોક્ત મહાવામદેવ્ય ગાન કરવું; ત્યારબાદ આગળ લખ્યા પ્રમાણે ઇશ્વરસ્તુતિ, પ્રાર્થનોપાસના, સ્વસ્તિ વાચન અને શાંતિકરણ કર્મ કરી, ક્ષાર-લવણરહિત, મિષ્ટ, દૂધ અને ઘી વાળું ભોજન કરવું. પછી પુરોહિત આદિ સદ્ધર્મી અને કાર્યને માટે ભેગાં મળેલાં સ્ત્રીપુરુષોને સન્માનાર્થ ઉત્તમ ભોજન કરાવવું. ત્યાર પછી યથાયોગ્ય પુરુષોનો વૃદ્ધ પુરુષોએ, અને સ્ત્રીઓનો સ્ત્રીઓએ આદરસત્કાર કરી વિદાય કરવાં. પછી જ્યારે દશ ઘટિકા રાત્રિ જાય ત્યારે વર અને વધૂએ પૃથક્ પૃથક્ સ્થાનમાં ભૂમિ પર પથારી પાથરી ત્રણ રાત્રિ પર્યન્ત બ્રહ્મચર્યવ્રત પાળી શયન કરવું, અને એવા પ્રકારનું ભોજન કરવું જોઇએ કે જેથી સ્વપ્નમાં પણ વીર્યપાત ન થાય; ત્યારબાદ ચોથે દિવસે વિધિપૂર્વક ગર્ભાધાન સંસ્કાર કરવો. ચોથે દિવસે કંઈ અડચણ જેવું હોય, તો અધિક દિવસ સુધી બ્રહ્મચર્યવ્રતમાં દૃઢ રહી જે દિવસે બંનેની ઈચ્છા થાય તે દિવસે ગર્ભાધાન

વિધિમાં લખ્યા પ્રમાણે ગર્ભાધાનની રાત્રિ હોય તે રાત્રિમાં વિધિપૂર્વક ગર્ભાધાન કરવું.

## ઉત્તરવિધિ સમાપ્ત

ત્રીજે દિવસે વર પક્ષવાળા લોકો વધૂ અને વરને ગાડીમાં બેસાડી મોટા સન્માનથી પોતાને ઘેર લાવે અને જો વધૂ માતાપિતાના ઘરને છોડતી વખતે આંખમાં આંસુ લાવે તો નીચે લખેલો મંત્ર વરે બોલવો.

ओ३म् जीवं रुदन्ति विमयन्ते अध्वरे दीर्घामनु प्रसितिं दीधियुर्नरः । वामं पितृभ्यो य इदं समेरिरे मयः पतिभ्यो जनयः परिष्वजे ॥ ऋ० मं० १० । अ० ३ । सू० ४१ । मं० १० ॥

હે વિદ્વાન્ લોકો ! જે મનુષ્ય સ્ત્રીઓનું જીવન સુધારવાના ઉદ્દેશ્યથી કષ્ટ ઉઠાવે છે અને પોતાની સ્ત્રીઓને યજ્ઞમાં પ્રવેશ કરાવે છે અને લાંબા ગૃહસ્થાશ્રમના શ્રેષ્ઠ બંધનને અનુકૂળ વ્યવહારમાં લાવે છે અને પોતાના માતાપિતાની સેવા માટે સુંદર અપત્યને સારી રીતે પ્રેરિત કરે છે તે પતિરૂપ પુરુષોને તેમની પત્નીઓ આલિંગન આદિથી સુખ આપે છે.

ત્યારપછી વર પોતાની જમણી બાજુએ વધૂને ગાડીમાં બેસાડે પછી નિમ્નલિખિત મંત્રો બોલી ગાડીને હાંકે.

ओ३म् पूषा त्वेतो नयतु हस्तगृह्याश्विना त्वा प्र वहतां रथेन। गृहान्गच्छ गृहपत्नी यथासो वशिनी त्वं विदथमा वदासि ॥ १ ॥

હે કન્યે! અહીંથી તારો હાથ પકડવાને યોગ્ય અને પોષણ કરવાવાળો આ તારો પતિ, તને ઘરે પહોંચાડશે. અને વેગવાળા બે ઘોડા જોડેલા છે એવા રથ વડે તને ઠીક રીતિથી લઈ જશે. તું પોતાના પતિના ઘરે જા અને ગૃહની સ્વામિની થા. અને પતિને શુભ કૃત્યો વડે વશ કરી પતિના ઘરમાં રહેલા ભૃત્યાદિ નોકરોને ઉચિત આજ્ઞાઓ આપ.

ओ३म् सुकिंशुकꣳ शल्मलिं विश्वरूपꣳ हिरंण्यवर्णꣳ सुवृतꣳ सुचक्रम्। आ रोह सूर्ये अमृतस्य लोकꣳ स्योनं पत्ये वहतुं कृणुष्व ॥ २ ॥ ऋ० मं० १० । अ० ७ । सू० ८५ । मं० २६ । २० ॥

હે સૂર્યવત્ તેજસ્વિનિ કન્યે! ઉત્તમ પલાશ અને સમરવૃક્ષના લાકડાથી બનેલા, અનેક રંગવાળા અને સોનાના અલંકારોથી યુક્ત, ઉત્તમ પ્રકારથી ચાલવાવાળા અને સુંદર પૈડાવાળા આ રથ પર તું ચઢ અને તારા પતિના માટે તારા ગમનને સુખકારી અને પીડા રહિત બનાવ.

જો વધૂને એને ઘેરથી પોતાને ઘેર લાવતી વખતે એવો માર્ગ હોય કે જેથી નૌકામાં બેસવું પડે તો નિમ્નલિખિત મંત્ર બોલી નૌકામાં બેસવું.

ओ३म् अश्मन्वती रीयते सं रभध्वमुत्तिष्ठत प्र तरता सखायः ।

( ઋચાનો પૂર્વાર્ધ )

હે સમાન ખ્યાતિવાળા મનુષ્યો ! જ્યારે પત્થર આદિથી યુક્ત નદી વહેતી હોય ત્યારે વેગ અને ઉત્સાહથી કામ લો અને સાવધાન થઇને પાર ઉતરી જાવ.

અને જે વખતે નૌકામાંથી ઉતરવાનો સમય આવે તે વખતે નિમ્ન મંત્ર બોલી નાવમાંથી ઉતરે.

ओ३म् अत्रा जहाम ये असन्नशेवाः शिवान्वय-मुत्तरे माभि वाजान् ॥ ऋ० मं० १० । अ० ४ । सू० ५३ । मं० ८ ॥

એમ સમજો કે આ નદીપર અમો જે દુ:ખદાયક અને દુ:ખ સાધન છે, તેને અહીં છોડીએ છીએ અને કલ્યાણકારી અન્નાદિ પદાર્થોને પ્રાપ્ત કરવાને પાર ઉતરીએ છીએ.

જો માર્ગપ્રયાણમાં બે રસ્તાઓ ભેગા થાય, નદી, વાઘ, ચોર આદિથી ભય અથવા ભયંકર સ્થાન આવે, તથા ઉંચી નીચી તથા ખાડાવાળી જમીન, મોટા મોટા વૃક્ષોનો ઝુંડ અથવા સ્મશાનભૂમિ આવે તો નિમ્નલિખિત મંત્ર બોલવો.

ओ३म् मा विदन् परिपन्थिनो य आसीदन्ति दम्पती । सुगेभिर्दुर्गमतीतामप द्रान्त्वरातयः ॥ ऋ० मं० १० । अ० ७ । सू० ८५ । मं० ३२ ॥

હે પરમેશ્વર, ( ये ) જે ( परिपन्थिनः ) માર્ગ રોકનાર દુષ્ટ–ચોર અથવા શત્રુ (दम्पती) સ્ત્રી–પુરુષો પર (आ सीदन्ति) આક્રમણ કરે છે, તેને તે સ્ત્રી–પુરુષો ( मा विदन् ) ન ગણે; અર્થાત્ દુષ્ટથી સ્ત્રી–પુરુષો દૂર રહે, અને (सुगेभिः) ઉત્તમ કૃત્યો અને જ્ઞાન વડે ( दुर्गम् ) સંકટોથી ( अतीताम् ) પાર પડે, તથા (अरातयः) જે દુશ્મનો છે, તે (उपद्रान्तु) નાશને પ્રાપ્ત થાય.

પછી વર અને વધૂ જે ગાડીમાં બેઠાં હોય, તે ગાડીનું કોઈ અંગ, પૈડું ઈત્યાદિ ભાગી જાય, અથવા બીજા કોઇ પ્રકારનો અકસ્માત્-ઉપદ્રવ થાય; તો માર્ગમાં કોઈ સારૂં સ્થાન જોઈ નિવાસ કરવો. સાથે રાખેલો જે વિવાહાગ્નિ હોય તે પ્રકટ કરી તેમાં આગળ લખ્યા પ્રમાણે ૪ વ્યાહુતિ આજ્યાહુતિ આપવી; પછી વામદેવ્ય ગાન કરવું.

જ્યારે વર–વધૂની ગાડી વરના ઘરની પાસે આવી પહોંચે ત્યારે કુલીન પુત્રવતી સૌભાગ્યવતી કોઇ બ્રાહ્મણી અથવા પોતાના કુલની કોઇ તેવી સ્ત્રી સામે આવીને વધૂનો હાથ પકડી વરની સાથે ગાડીમાંથી નીચે ઉતારે, અને વરની સાથે સભામંડપમાં લઈ જાય. સભામંડપના દ્વાર સમીપ આવતાં જ અત્રે કાર્ય માટે આવેલા લોકોની તરફ જુવે, અને નીચેનો મંત્ર બોલે.

**ओ३म् सुमङ्गलीरियं वधूरिमां समेत पश्यत । सौभाग्यमस्यै दत्त्वा याथास्तं वि परेतन ॥ १ ॥ ऋ० मं० १० । अ० ७ । सू० ८४ । मं० ३३ ॥**

આ મંત્રનો અર્થ આગળ આવી ગયો છે.

આ વખતે આવેલા લોકો નીચેના વાક્યોથી આશીર્વાદ આપે.

**ओ३म् सौभाग्यमस्तु । ओ३म् शुभं भवतु ॥**

પછી વર નીચેનો મંત્ર બોલી વધૂને સભામંડપમાં લાવે.

**ओ३म् इह प्रियं प्रजया ते समृध्यतामस्मिन्गृहे गार्हपत्याय जागृहि । एना पत्या तन्वं१ सं सृजस्वाधाजिव्री वि दथमा वंदाथः ऋ० मं० १० । अ० ७ । सू० ८५ । मं० २७ ॥**

હે વધૂ ! તારા પતિકુળમાં સુખ અને સંતાન ઉત્તમ પ્રકારથી વધે, ઘરની સ્વામિની બનવાને માટે આ પતિના ઘરમાં સાવધાન રહે. પતિની જ સાથે તારા શરીરનો સંસર્ગ રાખ અને વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થઇ આપણુ બંને પતિપત્ની ગૃહસ્થાશ્રમ ધર્મપાલનના યજ્ઞનું પાલન કરીએ.

ત્યાર પછી વર અને વધૂ પહેલાંથી સ્થાપી રાખેલા યજ્ઞકુંડની સમીપમાં જઈ, વર નિમ્નલિખિત મંત્ર બોલી, યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમાં બાજઠ અથવા તૃણાસન પર વધૂને પોતાની જમણી તરફ પૂર્વાભિમુખ બેસાડે.

**ओ३म् इह गावः प्रजायध्वमिहाश्वा इह पूरुषाः । इहो सहस्रदक्षिणोपि पूषा निषीदतु ॥ अथर्व० कां० २० । सू० १२७ ॥**

હે પરમાત્મન્! આ પતિકુળમાં ગાયો અધિક હો. અહીં પુત્રપૌત્રાદિ અધિક હો અને અહીં આ ઘરનો પોષણ કરવાવાળો હું સહસ્રોને દાન આપવાવાળો બનું.

પછી પ્રથમ લખેલા (**ओं अमृतोपस्तरणमसि**) ઇત્યાદિ ત્રણ મંત્રો વડે અનુક્રમે ત્રણ આચમન કરે, ત્યારબાદ પહેલાં લખ્યા પ્રમાણે યજ્ઞકુંડમાં યથાવિધિ સમિધાઓને ગોઠવી અગ્ન્યાધાન કરવું. જ્યારે તે અગ્નિ પ્રદીપ્ત થઈ જાય ત્યારે તે પર ઘી ગરમ કરી શુદ્ધ કરી લેવું, અને પ્રથમ લખ્યા પ્રમાણે સમિદાધાન કરી, પ્રદીપ્ત થએલા અગ્નિમાં ૪ આધારાવાજ્યાભાગાહુતિઓ અને ૪ વ્યાહુતિ આહુતિ અને ૮ આજ્યાહુતિ મળી ૧૬ આહુતિઓ વર વધૂએ આપી, પ્રધાન હોમનો નિમ્નલિખિત મંત્રો વડે આરંભ કરવો.

ओ३म् इह धृतिः स्वाहा ॥ इदमिह धृत्यै इदन्न मम ।
ओ३म् इह स्वधृतिर स्वाहा ॥ इदमिह स्वधृत्यै इदन्न मम ।
ओ३म् इह रन्तिः स्वाहा ॥ इदमिह रन्त्यै इदन्न मम ।
ओ३म् इह रमस्व स्वाहा ॥ इदमिह रमाय इदन्न मम ।
ओ३म् मयिधृतिः स्वाहा ॥ इदं मयि धृत्यै इदन्न मम ।
ओ३म् मयि स्वधृतिः स्वाहा ॥ इदं मयि स्वधृत्यै इदन्न मम ।
ओ३म् मयि रमः स्वाहा ॥ इदं मयि रमाय इदन्न मम ।
ओ३म् मयि रमस्व स्वाहा ॥ इदं मयि रमाय इदन्न मम ।
मं० ब्रा० १ । ६ । १ । ४ ॥

ઉપરના પ્રત્યેક મંત્ર વડે ૮ આહુતિ આપવી, ત્યાર બાદ નિમ્નલિખિત ૪ મંત્રો વડે અનુક્રમે ચાર આજ્યાહુતિઓ આપવી.

**ओ३म् आ नः प्रजां जनयतु प्रजापतिराजरसाय समनक्त्वर्यमा । अदुर्मङ्गलीः पतिलोकमाविश शन्नो भव द्विपदे शं चतुष्पदे स्वाहा ॥ इदं सूर्यायै सावित्र्यै, इदन्न मम ॥ १ ॥**

હે વધૂ! (अर्यमा) ન્યાયકારી દયાળુ (प्रजापति) પરમાત્મા કૃપા કરીને (आजरसाय) વૃદ્ધાવસ્થા પર્યંત જીવવાને માટે (नः) અમારી (प्रजाम्) ઉત્તમ પ્રજાને શુભગુણ કર્મ અને સ્વભાવથી (आजनयतु) પ્રસિદ્ધ કરે (समनक्तु) તેથી કરી ઉત્તમ સુખને પ્રાપ્ત કરે અને શુભ ગુણયુક્ત (मङ्गलीः) માંગલ્યયુક્ત સ્ત્રીઓ કુટુંબના સર્વ જનોને આનંદ (अदुः) આપે તેમાંની એક જે તું વરાનને (पतिलोकम्) પતિના ઘરને અને સુખને (आविश) પ્રાપ્ત થા. (नः) અમારા (द्विपदे) પિતા આદિ મનુષ્યો માટે (शम्) સુખ આપવા વાળી અને (चतुष्पदे) ગાય આદિ પશુઓને માટે (शम्) સુખ કરનારી (भव) થા.

**ओ३म् अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः सुमनाः सुवर्चाः । वीरसूर्देवकामा स्योना शन्नो भव द्विपदे शं चतुष्पदे स्वाहा ॥ इदं सूर्यायै सावित्र्यै, इदन्न मम ॥ २ ॥**

આ મંત્રનો અર્થ આગળ આપી ગયા છીએ.

**ओ३म् इमां त्वमिन्द्रमीढ्वः सुपुत्रां सुभगां कृणु। दशास्यां पुत्राना धेहि पतिमेकादशं कृधि स्वाहा ॥ इदं सूर्यायै सावित्र्यै, इदन्न मम ॥ ३ ॥**

ઇશ્વર પુરુષ અને સ્ત્રીઓને આજ્ઞા આપે છે કે હે (**मिढ्वः**) વીર્ય સેચન કરનાર ( **इन्द्रः** ) પરમૈશ્વર્ય યુકત આ વધૂના સ્વામિન્ ! ( **त्वम्** ) તું ( **इमाम्** ) આ વધૂને ( **सुपुत्राम्** ) ઉત્તમ પુત્રવાળી ( **सुभगाम्** ) સુંદર સૌભાગ્ય ભોગવનારાવાળી ( **कृणु** ) કર. ( **अस्याम्** ) આ વધૂમાં ( **दश** ) દશ ( **पुत्रान्** ) પુત્રોને ( **आ, धेहि** ) ઉત્પન્ન કર, અધિક નહિ અને હે સ્ત્રી ! તું પણ અધિક કામના નહિ કરતાં દશ પુત્ર અને ( **एकादशम्** ) અગીઆરમાં ( **पतिम्** ) પતિને પ્રાપ્ત થઈ સંતોષ (**कृधि**) કર, જો આથી આગળ વધી સંતાનોત્પત્તિનો અધિક લોભ કરશો તો તમારાં સંતાન દુષ્ટ, અલ્પાયુ અને નિર્બુધ્ધિ થશે અને તમે પણ અલ્પાયુ અને રોગગ્રસ્ત થઇ જશો.

**ओ३म् सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव। ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधि देवृषु स्वाहा ॥ इदं सूर्यायै सावित्र्यै, इदन्न मम ॥ ४ ॥ ऋ० मं० १० । अ० ७ । सू० ८५ । मं० ४३–४६ ॥**

હે વરાનને ! તું (**श्वशुरे**) મારો પિતા કે જે તારો-સસરો થાય છે તેમાં પ્રીતિ કરી ( **सम्राज्ञी** ) પ્રકાશમાન ચક્રવર્તી રાજાની રાણી સમાન, પક્ષપાત છોડી પ્રવૃત્ત ( **भव** ) થા (**श्वश्र्वा**) મારી માતા કે જે તારી સાસુ થાય છે તેની સાથે

પ્રેમ યુક્ત થઇ તેની આજ્ઞામાં ( **सम्राज्ञी** )સારી રીતે પ્રકાશ માન ( **भव** ) થા ( **ननान्दरि** ) મારી બેન કે જે તારી નણંદ છે તેની સાથે (**सम्राज्ञी**) પ્રીતિવાળી અને (**देवृषु**) મારા ભાઇ કે જે તારા દીયર તથા જેઠ છે તેમાં પણ પ્રીતિવડે પ્રકાશમાન ( **अधिभव** ) થા અર્થાત્ સર્વ સાથે પ્રીતિવાળી થા.

પછી આગળ લખ્યા પ્રમાણે ૧ સ્વિષ્ટકૃત્ હોમાહુતિ, ૪ વ્યાહૃતિ આહુતિ અને ૧ પ્રાજાપત્યાહુતિ મળી ૬ આજ્યાહુતિઓ આપવી, અને નિમ્નલિખિત મંત્ર વડે વર અને વધૂ બંનેએ દહિં ખાવું.

**ओ३म् समञ्जन्तु विश्वे देवाः समापो हृदयानि नौ। सं मातरिश्वा सं धाता समुदेष्ट्री दधातु नौ। ऋ० मं० १० । अ० ७ । सू० ८५ । मं० ४७ ॥**

પછી **अहं भो अभिवादयामि*** આ વાક્ય વડે વર અને વધૂ બંનેએ વરના માતાપિતા ઇત્યાદિઓને પ્રીતિપૂર્વક નમસ્કાર કરવો, પછી આભૂષણ વસ્ત્રાદિ પહેરી શુભાસન બેસી આગળ લખેલું વામદેવ્યગાન કરવું, અને તેજ સમયે આગળ લખ્યા પ્રમાણે ઇશ્વરોપાસના કરવી. આ વખતે અહિં આવેલાં સ્ત્રી-પુરુષો ધ્યાનાવસ્થિત થઇ પરમેશ્વરનું ચિંતન

* આથી ઉત્તમ "**नमस्ते**" આ વેદોક્ત વાક્ય અભિવાદનને માટે નિત્યપ્રતિ સ્ત્રી-પુરુષ, પિતા-પુત્ર, ગુરુ-શિષ્ય ઇત્યાદિને માટે છે. સાંજે, સવારે જ્યારે જ્યારે સમાગમ થાય ત્યારે આ **नमस्ते** વાક્યથી પરસ્પર અભિવાદન કરે.

કરે, અને વર, વધૂ પિતા, આચાર્ય અને પુરોહિત ઇત્યાદિ કને કહે કે **ओं स्वस्ति भवन्तो ब्रुवन्तु** તમે લોકો સ્વસ્તિવાચન કરો ) ત્યારબાદ પિતા, આચાર્ય અને પુરોહિત વિદ્વાન્ હોય તો આગળ લખ્યા પ્રમાણે સ્વસ્તિવાચનનો પાઠ પ્રેમપૂર્વક કરે. પિતા, આચાર્ય અને પુરોહિના અભાવ માં વરવધૂ પોતે વિદ્વાન્ અને વેદવિત્ હોય તો તેઓ સ્વસ્તિવાચન કરે. ત્યારપછી કાર્યાર્થે ભેગા થએલા સર્વ સ્ત્રીપુરુષો **ओ३म् स्वस्ति ओ३म् स्वस्ति ओ३म् स्वस्ति** ॥ આ વાકય વડે વરવધૂને આશીર્વાદ આપે, ત્યારપછી કાર્ય કર્તા, પિતા, કાકા, ભાઇ આદિ પુરુષોના તથા માતા, કાકી, બ્હેન આદિ સ્ત્રીઓનો સારી રીતે સત્કાર કરી વિદાય કરવાં. પછી જો કોઈ કારણ વિશેષથી સસરાના ઘરમાં ગર્ભાધાન સંસ્કાર ન થઇ શકયો હોય તો વર અને વધૂ બંને જણા એ અતિ ખારાં અને ખાટાં ભોજનનો ત્યાગ કરી, વિષય વાસનાથી રહિત થઈ વિવાહથી ચોથે દિવસે ગર્ભાધાન સંસ્કાર કરવો. જો તે દિવસે ઋતુકાલ ન હોય તો કોઈ બીજે દિવસે ગર્ભસ્થાપન કરવો. વધૂએ પોતાને ઘેર પતિ, સાસુ, સસરા, નણંદ, દીયર, દેરાણી, જેઠ, જેઠાણી આદિ કુટુંબનાં મનુષ્યોનો સદા સત્કાર કર્યા કરવો અને પ્રીતિપૂર્વક વર્તન રાખવું. તેવીજ રીતે વર પોતે વધૂને મધુર વાણી, વસ્ત્ર આભૂષણ આદિ વડે હમેશાં પ્રસન્ન અને સંતુષ્ટ રાખે; તેમ વધૂએ

પણ મધુર વાણી ઈત્યાદિથી સર્વને પ્રસન્ન રાખવાં; પતિની સાથે પતિવ્રતા આદિ સદ્ધર્મયુક્ત ચાલી હમેશાં પતિના આજ્ઞા પાળવામાં તત્પર અને ઉત્સુક રહેવું, તથા વર પણ સ્ત્રીની સાથે તેવીજ રીતે વર્તે.

॥ इति विवाहसंस्कारविधिः समाप्तः ॥



## ॥ अथ गृहाश्रमसंस्कारविधिं वक्ष्यामः ॥

ઐહિક અને પરલૌકિક સુખની પ્રાપ્તિને માટે વિવાહ કરી, પોતાના સામર્થ્યાનુસાર પરોપકાર કરવો અને નિયત સમયમાં યથાવિધિ ઈશ્વરોપાસના અને ગૃહકૃત્ય સારી રીતે કરી સત્યધર્મમાં જ પોતાનું તન, મન, ધન અર્પણ કરવું અને ધર્માનુસાર સંતાનોની ઉત્પત્તિ કરવી; આને ગૃહસ્થાશ્રમ સંસ્કાર કહે છે. આ વિષયમાં પ્રમાણ.

अत्र प्रमाणानि—सोमो॑ वधूयुर॑भवद॒श्विना॑स्तामु॒भा व॒रा । सू॒र्यां यत्पत्ये॒ शंस॑न्तीं॒ मन॑सा सवि॒ता द॑दात् ॥ ॥ ११ ॥ ऋ० १०–८५–९ ।

અર્થ:—(सोमः) સુકુમાર શુભગુણયુક્ત (वधूयुः) વધૂની કામના કરવાવાળો પતિ, તથા પતિની કામનાવાળી વધૂ, ( अश्विना ) બંને બ્રહ્મચર્યથી વિદ્યાને પ્રાપ્ત ( अभवत ) થાય અને (उभा) બંને (वरा) સમાન ઉત્તમ ગુણકર્મ સ્વભાવવાળાં ( आस्ताम् ) થાય, એવી ( यत् ) જે (सूर्याम्) સૂર્યના કિરણ જેવી સુંદરતા ગુણથી યુક્ત, (पत्ये) પતિ માટે (मनसा) મનથી ( शंसन्तीम् ) ગુણ કીર્તન કરનારી વધૂ છે, તેને પુરુષ, અને તેવા પ્રકારના પુરુષને સ્ત્રી (सविता) સકલ જગતનો ઉત્પાદક પરમાત્મા ( ददात ) આપે છે; અર્થાત્ મોટાં ભાગ્ય વડે જ જેના ગુણ, કર્મ સ્વભાવ સમાન હોય તેવા સ્ત્રી પુરુષોનું જોડું મળે છે.

**ओम् इहैव स्तं मा वि यौष्टं विश्वमायुर्व्यश्नुतम्।**
**क्रीडन्तौ पुत्रैर्नप्तृभिर्मोदमानौ स्वे गृहे ॥ २ ॥**
**ऋ० मं० १० । सू० ८५ । ४२ ॥**

હે સ્ત્રી અને પુરુષ! હું પરમેશ્વર આજ્ઞા કરૂં છું કે વિવાહમાં તમે જે પ્રતિજ્ઞાઓ કરી ચુકયાં છો અને જેનો તમે બંનેએ સ્વીકાર કર્યો છે, (**इहैव**) તેમાં (**स्तम्**) તત્પર રહો. (**मा, वियौष्टम्**) આ પ્રતિજ્ઞાનો ભંગ કદી ન કરો. (**विश्वमायुर्व्यश्नुतम्**) ઋતુગામી થઇ વીર્યનો અધિક નાશ ન કરી, સંપૂર્ણ આયુષ્ય કે જે સો વર્ષથી ઓછું હોતું નથી તેને પ્રાપ્ત કરો, અને પૂર્વોક્ત ધર્મ રીતિથી (**पुत्रैः**) પુત્ર અને (**नप्तृभिः**) પૌત્ર સહિત (**क्रीडन्तौ** ક્રીડા કરતાં (**स्वे गृहे**) ઉત્તમ ગૃહવાળાં અને (**मोदमानौ**) આનન્દિત થઇ, ગૃહાશ્રમમાં પ્રીતિ પૂર્વક વાસ કરો.

**ओ३म् सुमङ्गली प्रतरणी गृहाणां सुशेवा पत्ये श्वशुराय शम्भूः। स्योना श्वश्र्वै प्र गृहान् विशेमान् ॥३॥**

અર્થ—હે વરાનને! તું (**सुमङ्गली**) શુભ મંગલાચરણ કરવાવાળી તથા (**प्रतरणी**) દોષ અને શોકાદિથી પૃથક્ રહેવા વાળી (**गृहाणाम्**) ગૃહકાર્યમાં ચતુર અને તત્પર રહે; તથા (**सुशेवा**) ઉત્તમ સુખવાળી થઇ (**पत्ये**) પતિ (**श्वशुराय**) સાસરા અને (**श्वश्र्वै**) સાસુને (**शंभूः**) સુખકર્ત્રી થા તથા (**स्योना**) સ્વયં પ્રસન્ન થઈ (**इमान्**) આ (**गृहान्**) ઘરોમાં સુખપૂર્વક (**प्रविश**) પ્રવેશ કર.

ओ३म् स्योना भव श्वशुरेभ्यः स्योना पत्ये गृहेभ्यः।
स्योनास्यै सर्वस्यै विशे स्योना पुष्टायैषां भव ॥४॥

હે વધૂ ! તું (श्वशुरेभ्यः) સસરા, સાસુ વગેરેને (स्योना) સુખ દેનારી થા, (पत्ये) પતિને (स्योना) સુખ દેનારી અને (गृहेभ्यः) ગૃહસ્થના સંબંધીઓને (स्योना) સુખદાયી (भव) થા તથા (अस्यै) આ (सर्वस्यै) સર્વ (विशे) પ્રજાને (स्योना) સુખપ્રદ થઇ (एषां) એના (पुष्टाय) પોષણ માટે તત્પર (भव) રહે.

ओ३म् या दुर्हार्दो युवतयो याश्चेह जरतीरपि।
वर्चो न्वस्यै सं दत्ताथास्तं विपरेतन ॥ ५ ॥

( याः ) જે ( दुर्हार्दः ) દુષ્ટ હૃદયવાળી દુષ્ટાત્મિકા ( युवतयः ) યુવતિ સ્ત્રીઓ ( च ) અને ( याः ) જે ( इह ) આ સ્થાનમાં ( जरतीः ) વૃદ્ધ દુષ્ટ સ્ત્રીઓ હોય, તે ( अपि ) પણ (अस्यै ) આ વધૂને ( नु ) જલદી ( वर्च ) તેજ ( सं, दत्त ) આપે; ત્યારપછી ( अस्तम् ) પોતપોતાને ઘેર ( विपरेतन ) ચાલી જાય અને ફરી કદી પણ આની પાસે ન આવે.

ओ३म् आरोह तल्पं सुमनस्यमानेह प्रजां जनय पत्ये अस्मै। इन्द्राणीव सुबुधा बुध्यमाना ज्योतिरग्रा उषसः प्रति जागरासि ॥ ६ ॥ अ० कां० १४ । अ० २ । सू० २ । मं० २६ । २७ । २९ । ३१ ॥

હે વરાનને ! તું ( सुमनस्यमाना ) પ્રસન્ન ચિત્તવાળી થઈ (तल्पम् ) પલંગપર (आरोह ) ચઢી શયન કર અને ( इह ) આ ગૃહસ્થાશ્રમમાં સ્થિર રહી ( अस्मै ) આ ( पत्ये ) પતિને માટે ( प्रजां, जनय ) પ્રજા ઉત્પન્ન કર. ( सुबुधा ) સુજ્ઞાન વાળી ( बुध्यमाना ) ઉત્તમ શિક્ષાને પ્રાપ્ત કરી ( इन्द्राणीव ) સૂર્યની કાન્તિની સમાન ( उषसः ) અને પ્રભાતકાલની પહેલી ( ज्योतिः ) જ્યાતિ સમાન ( प्रति, जगरासि ) પ્રત્યક્ષ સર્વ કાર્યમાં જાગતી રહે.

ओ३म् देवा अग्रे न्यपद्यन्त पत्नीः समस्पृशन्त तन्वंस्तनूभिः । सूर्येव नारि विश्वरूपा महित्वा प्रजावती पत्या सं भवेह ॥ ७ ॥

હે સૌભાગ્યપ્રદે ( नारि ) નારી ! તું જેમ ( इह ) આ ગૃહસ્થાશ્રમમાં ( अग्रे ) પ્રથમ ( देवाः ) વિદ્વાન્ લોકો ( पत्नी ) ઉત્તમ સ્ત્રીઓને ( न्यपद्यन्त ) પ્રાપ્ત થાય છે અને ( तनूभिः ) શરીરોથી ( तन्वः ) શરીરનો ( समस्पृशन्त ) સ્પર્શ કરે છે, તેમ ( विश्वरूपा ) વિવિધ સુંદર રૂપ ધારણ કરનારી ( महित्वा) સત્કારને પ્રાપ્ત થઈ, ( सूर्येव ) સૂર્યની કાંતિની સમાન (पत्या) પોતાના સ્વામીની સાથે મળી (प्रजावती) પ્રજાને પ્રાપ્ત કરનારી (संभव) થા.

ओ३म् सं पितरावृत्विये सृजेथां माता पिता च रेतसो भवाथः । मर्य इव योषामधिरोहयैना प्रजां कृण्वाथामिह पुष्यतं रयिम् ॥ ८ ॥

હે સ્ત્રીપુરુષો ! તમે (पितरौ) બાલકોનાં જનક, (ऋत्विये) ઋતુ સમયમાં સંતાનોને (संसृजेथाम्) ઉત્તમ રીતે ઉત્પન્ન કરો, (माता) જનની (च) અને (पता) જનક બંને (रेतसः) વીર્યને મેળવી ગર્ભાધાન કરનારાં (भवाथः) થાઓ. હે પુરુષ ! (एनाम्) આ (योषाम्) તારી સ્ત્રીની (मर्य, इव) પ્રાપ્ત થનારા પતિની સમાન (તારા જેવાં) (अधिरोहय) સંતાનોથી વૃદ્ધિ કર અને તમે બંને (इह) આ ગૃહસ્થાશ્રમમાં પરસ્પર મળી (प्रजाम्) પ્રજા (कृण्वाथाम्) ઉત્પન્ન કરો, (पुष्यतम्) ને તેનું પાલન પોષણ કરો તથા પુરુષાર્થ કરી (रयिम्) ધન મેળવો.

ओ३म् तां पूषं छिवतमामेरयस्व यस्यां बीजं मनुष्या॒ऽवपन्ति । या न ऊरू उशती विश्रयाति यस्यामुशन्तः प्रहरेम शेपः ॥ ९ ॥ अ० कां० १४ । अ० २ । सू० १ । मं० ३२ । ३७ । ३८ ॥

હે (पूषन्) વૃદ્ધિકારક પુરુષ ! (यस्याम्) જેમાં (मनुष्याः) મનુષ્યો (बीजम्) વીર્ય (वपन्ति) વાવે છે, (નાખે છે) (या) જે, (नः) અમારી (उशती) કામના કરનારી, (ऊरू) ઉરૂસ્થલનો, સુંદરતાથી (वश्रयाति) આશ્રય લે છે. (यस्याम्) જેમાં (उशन्तः) સંતાનોની કામના કરનારા, અમે, (शेपः) ઉપસ્થેન્દ્રિયનું (प्रहरेम) પ્રહરણ કરીએ છીએ (નાખીએ છીએ) (ताम्) તે (शिवतमाम्) અતિશય કલ્યાણકારી સ્ત્રીને, સંતાનોત્પત્તિ કરવા (एरयस्व) પ્રેમથી પ્રેરણા કર.

**ओ३म् स्योनाद्योनेरधि बुध्यमानौ हसामुदौ महसा मोदमानौ। सुगू सुपुत्रौ सुगृहौ तराथो जीवावुषसो विभातीः ॥ १० ॥**

અર્થ—હે સ્ત્રી અને પુરુષ! જેમ સૂર્ય (**विभातिः**) સુંદર પ્રકાશયુક્ત (**उषसः**) ઉષાને પ્રાપ્ત થાય છે, તેમ (**स्योनात्**) સુખથી (**योनेः**) ઘર મધ્યે (**अधि, बुध्यमानौ**) સંતાનોત્પત્તિ વગેરે ક્રિયા સારી પેઠે જાણુવાવાળાં, સદા (**हसामुदौ**) હાસ્ય અને આનંદયુક્ત, (**महसा**) ઘણા પ્રેમથી (**मोदमानौ**) અત્યંત પ્રસન્ન, (**सुगू**) ઉત્તમ વર્તનથી ધર્મયુક્ત વ્યવહારમાં સારી રીતે ચાલનારાં, (**सुपुत्रौ**] ઉત્તમ પુત્રોવાળાં, અને (**सुगृहौ**) ઉત્તમ ઘર વગેરે સાધનોથી યુક્ત થઇ (**जीवौ**) ઉત્તમ પ્રકારનું જીવન ધારણ કરી (**तराथ**) ગૃહસ્થાશ્રમના વ્યવહારને પૂર્ણ કરો.

**ओ३म् इहेमाविन्द्र सं नुद चक्रवाकेव दम्पती। प्रजयैनौ स्वस्तको विश्वमायुर्व्यश्नुताम् ॥ ११ ॥**

હે (**इन्द्र**) પરમૈશ્વર્યયુક્ત વિદ્વાન્ રાજન્! તમે (**इह**) આ સંસારમાં (**इमौ**) આ સ્ત્રી અને પુરુષને યોગ્ય સમય પર વિવાહ કરવાની આજ્ઞા આપો અને એવી વ્યવસ્થા કરવા કહો કે કોઇ પણ સ્ત્રી અથવા પુરુષ (**विवाहविधिमां** લખેલા પ્રમાણોથી) વિરુદ્ધ અથવા બીજી કોઇ અયોગ્ય રીતે વિવાહ ન કરી શકે. (**संनुद**) સર્વને એવી પ્રેરણા કરો કે જેથી પૂર્ણ બ્રહ્મચર્ય સહિત વિદ્યાધ્યયન કરી (**दम्पती**). પતિપત્ની (**चक्रवाकेव**) ચકવાની સમાન એક

બીજાથી પ્રેમબદ્ધ થઈ રહે અને (ગર્ભાધાન સંસ્કારમાં જે વિધિ કહેવામાં આવ્યો છે તે વિધિ પ્રમાણે) (प्रजया) પ્રજાથી (पत्नौ) એ બંને (स्वस्तकौ) સુખયુક્ત થઈ (विश्वम्) સંપૂર્ણ સો વર્ષ પર્યન્ત (आयु) આયુષ્યને (व्यश्नुताम्) પ્રાપ્ત કરે. (૧૧)

**ओ३म् जनियन्ति नावग्रवः पुत्रियन्ति सुदानवः अरिष्टासू सचेवहि बृहते वाजसातये ॥१२॥ अ० कां० १४ । अ० २ । सू० २ । मं० ४३ । ६४ । ७२ ॥**

હે મનુષ્યો! જેમ (सुदानवः) વિદ્યાદિ ઉત્તમ ગુણોના દાન કરવાવાળાં (अग्रवः) ઉત્તમ સ્ત્રીપુરુષો (जनियन्ति) (ઉત્તમ) પુત્રોની ઉત્પત્તિ કરે છે તથા અધિકની કામના કરે છે, તેમ અમારા પુત્રો ઉત્તમ થાય, (अरिष्टासू) બળ અને પ્રાણનો નાશ ન કરનારાં થઈ (बृहते) મહાન્ (वाजसातये) પરોપકારાર્થ વિજ્ઞાન અને અન્નનું દાન દેવામાં (सचेवहि) સર્વદા કટિબદ્ધ રહીએ જેથી અમારાં સંતાનો પણ તેવાં ઉત્તમ થાય. (૧૨)

**ओ३म् प्रबुध्यस्व सुबुधा बुध्यमाना दीर्घायुत्वाय शतशारदाय । गृहान् गच्छ गृहपत्नी यथासो दीर्घं त आयुः सविता कृणोतु ॥ १३ ॥ अ० कां० १४ । अ० २ । सू० २ । मं० ७५ ॥**

હે પત્ની! તું (शतशारदाय) સો વર્ષ પર્યંત (दीर्घायुत्वाय) દીર્ઘકાલ જીવવાને માટે (सुबुधा) ઉત્તમ બુદ્ધિવાળી (बुध्यमाना) જ્ઞાનવાળી થઈ (गृहान्) મારા ઘરોને (गच्छ) પ્રાપ્ત થા, અને (गृहपत्नी) હું, જે ગૃહનો સ્વામી છું તેની

સ્ત્રી તું (यथा) જેમ (ते) તારૂં (दीर्घम्) દીર્ઘકાળ પર્યંત (आयुः) જીવન (आसः) થાય તેનું (प्रबुध्यस्व) જ્ઞાન સારી પ્રાપ્ત કર. અને જે કોઇ ઉત્તમ વ્યવહાર હોય તેને પણ જાણ, આપણી આશાને (सविता) સર્વ જગતની ઉત્પત્તિ કરનાર અને સંપૂર્ણ ઐશ્વર્યને આપનાર પરમાત્મા (कृणोतु) કૃપાવડે પાર પાડે જેથી તું અને હું સર્વદા ઉન્નતીશીલ થઇ આનંદમાં રહીએ. (૧૩)

**ओ३म् सहृदयं सांमनस्यमविद्वेषं कृणोमि वः ।**
**अन्यो अन्यमभि हर्यत वत्सं जातमिवाघ्न्या ॥ १४ ॥**
**अ० कां० ३ । अ० ६ । सू० ३० । मं० १ ॥**

હે ગૃહસ્થો! હું ઇશ્વર તમને જેવી આજ્ઞા આપું છું તેવું જ તમારે તમારૂં વર્તન રાખવું, જેથી તમને અક્ષય સુખ થાય, એટલે કે (वः) તમારી (सहृदयम्) જેવી ઇચ્છા પોતાના સુખને માટે કરો છો અને દુઃખ ન થાય તેમ ઇચ્છો છો, તેમજ માતા, પિતા, સંતાન, સ્ત્રી, પુરુષ, ભૃત્ય, મિત્ર, પડોસી અને બધા સાથે સમાન હૃદયથી રહો. (सांमनस्यम्) મન વડે સારીરીતે પ્રસન્નતા અને (अविद्वेषम्) વૈર વિરોધાદિથી રહિત જે વ્યવહાર છે, તેને હું તમારે માટે (कृणोमि) સ્થિર કરૂં છું. તમે (अघ्न्या) હનન ન કરવા યોગ્ય ગાય જેમ (वत्सम् जातमिव) ઉત્પન્ન થયેલાં વાછરડા પર વાત્સલ્ય ભાવનું વર્તન રાખે છે તેમ તમે પણ (अन्योऽन्यम) અરસપરસ (अभि, हर्यत) પ્રેમપૂર્વક શુભેચ્છાથી વર્ત્યા કરો. (૧૪)

**ओ३म् अनुव्रतः पितुः पुत्रो मात्रा भवतु संमनाः ।**
**जाया पत्ये मधुमतीं वाचं वदतु शान्तिवाम् ॥ १५ ॥**

હે ગૃહસ્થો ! જેમ તમારો (पुत्रः) પુત્ર (मात्रा) એની માતા સાથે (संमनाः) પ્રીતિયુક્ત મનવાળો, (अनुव्रतः) અનુકૂલ આચરણવાળો, (पितुः) અને પિતાના સંબંધમાં એજ પ્રકારનો પ્રેમ ધરાવનાર (भवतु) થાય તેમ તમે પણ તમારા પુત્રોની સાથે વર્તતા રહો જેમ (जाया) સ્ત્રી (पत्ये) પતિની પ્રસન્નતાને માટે (मधुमतीम्) માધુર્યયુક્ત (वाचम्) વાણી (वदतु) કહે, તેમ પતિ પણ (शान्तिवाम्) શાન્તિપૂર્વક પોતાની સ્ત્રી સાથે મધુર વાણીથી ભાષણ કર્યા કરે. (૧૫)

ओ३म् मा भ्राता भ्रातरं द्विक्षन्मा स्वसारमुत स्वसां। सम्यञ्चः सव्रता भूत्वा वाचं वदत भद्रयां ॥१६॥
अ० कां० ३ । अ० ६ । सू० ३० । मं० ३ ॥

હે ગૃહસ્થો ! તમારાં (भ्राता) ભાઇ, (भ्रातरम्) ભાઈની સાથે (मा, द्विक्षन्) દ્વેષ કદી ન કરે, (उत) અને (स्वसा) બેને (स्वसारम्) પોતાની બેન સાથે દ્વેષ કદિ (मा) ન કરવો તથા બેન અને ભાઈએ પરસ્પર દ્વેષ કદિ ન કરવો; કિન્તુ (सम्यञ्चः) સારી રીતે પ્રેમ આદિ ગુણવાળાં (सव्रताः) સમાન ગુણકર્મ સ્વભાવવાળાં (भूत्वा) થઇ (भद्रया) મંગળકારક રીતિથી એક બીજાની સાથે (वाचं) સુખદાયક વાણી (वदतु) બોલો. (૧૬)

ओ३म् येन देवा न वियन्ति नो च विद्विषते मिथः। तत्कृण्मो ब्रह्म वो गृहे संज्ञानं पुरुषेभ्यः ॥१७॥
अ० कां० ३ । अ० ६ । सू० ३० । मं० ४ ॥

હે ગૃહસ્થો ! હું ઈશ્વર, (येन) જે પ્રકારના વ્યવહારથી (देवाः) વિદ્વાન લોકો (मिथः) પરસ્પર (न वियन्ति) પૃથક્

ભાવવાંળાં નથી થતાં (च) અને (नो, विद्विषते) પરસ્પર દ્વેષ કદિ નથી કરતાં (तत्) તેવાં કર્મ (वः) તમારા (गृहे) ઘરમાં (कृण्मः) નિશ્ચિત કરૂં છું, અને (पुरुषेभ्यः) પુરુષોને संज्ञानम्) સારી રીતે ચેતવું છું કે તમે લોકો પરસ્પર પ્રીતિથી વર્તન કરી બહુ (ब्रह्म) ધન અને ઐશ્વર્યને પ્રાપ્ત થાઓ. (૧૭)

ओ३म् ज्यायस्वन्तश्चित्तिनो मा वि यौष्ट संराधयन्तः सधुराश्चरन्तः। अन्यो अन्यस्मै वल्गु वदन्त एत सध्रीचीनान्वः संमनसस्कृणोमि ॥१८॥ अ० कां० ३। अ० ६। सू० ३१। मं० ५॥

હે ગૃહસ્થ આદિ મનુષ્યો! તમે (ज्यायस्वन्तः) ઉત્તમ વિદ્યા આદિ ગુણવાળાં (चित्तिनः) વિદ્વાન્ (सधुराः) ધુરંધર થઇ (चरन्तः) વિચરતા અને (संराधयन्तः) પરસ્પર મળી ધનધાન્ય અને રાજ્યસમૃદ્ધિ પ્રાપ્ત કરી (मा, वियौष्ट) વિરોધ અને ભેદ ભાવ કદિ નહીં રાખો (अन्यः) એક (अन्यस्मै) બીજાને માટે (वल्गु) સત્ય મધુર ભાષણ (वदन्तः) કહેતાં (एतं) રહો તેને માટે (सध्रीचीनान्) સમાન લાભાલાભમાં એક બીજાના સહાયક (समनसः) એક મનવાળાં (वः) તમને હું (कृणोमि) કરૂં છું. અર્થાત્ હું તમને આજ્ઞા કરૂં છું કે તમે આલસ્ય છોડી તેનું પાલન કરો. (૧૮)

ओ३म् समानी प्रपा सह वोऽन्नभागः समाने योक्त्रे सह वो युनज्मि। सम्यञ्चोऽग्निं सपर्यतारा नाभिमिवाभितः ॥ १९ ॥

હે ગૃહસ્થાદિ મનુષ્યો ! હું ઈશ્વર તમને આજ્ઞા કરૂં છું કે તમારો (प्रपा) જળપાન, સ્નાન અને રહેવા વગેરે વ્યવહાર (समानी) સમાન હોવો જોઈએ. (वः) તમારૂં (अन्नभागः) ખાનપાન (सह) સાથે થવું જ જોઇએ (वः) તમારૂ योक्त્રे અશ્વાદિ યાન (समाने) એકજ (सह) તમારી પાસે રહે એવું જોઈએ, અને તમને ધર્મ આદિ વ્યવહારમાં પણ એક થવા (युनज्मि) નિયુકત કરૂં છું. જેમ (आरा) ચક્રના આરા (अभितः) ચારે તરફથી (नाभिमिव) વચલી નેમીમાં લાગેલાં રહે છે, અથવા જેમ ઋત્વિજ લોકો અને યજમાન મળીને યજ્ઞમાં (अग्निम्) અગ્નિઆદિના સેવન વડે જગતનો ઉપકાર કરે છે તેમ (सम्यञ्चः) સારી પ્રાપ્તિવાળાં તમે પરસ્પર મળી ધર્મ યુકત કાર્યોમાં (सपर्यत) એક બીજાનુ હિત કર્યા કરો.(૧૯)

ओ३म् स॒ध्रीचीनान्वः संमनसस्कृणोम्येकश्नुष्टी-न्त्संवननेन सर्वान्। दे॒वा इवामृतं रक्षमाणाः सायंप्रातः सौमनसो वो अस्तु ॥ २० ॥ अ० कां० ३ । अनु० ६ । सू० ३१ । मं० ६ । ७ ॥

ઈશ્વર આજ્ઞા આપે છે કે હે ગૃહસ્થાદિ મનુષ્યો ! હું (वः) તમને (सध्रीचीनान्) સાથે રહેનાર સર્વને (संमनः) પરસ્પર હિતૈષી, (एकश्नुष्टीन्) એકજ ધર્મકૃત્યમાં શીઘ્ર પ્રવૃત્ત થવાને માટે (सर्वान्) સર્વને (संवननेन) ધર્મકાર્યોના સેવનની સાથે અને બીજાના ઉપકારમાં નિયુકત (कृणोमि) કરૂં છું. તમે (देवाइव) વિદ્વાન્ જનોની સમાન (अमृतम्) વ્યવહારિક અને પારમાર્થિક સુખની (रक्षमाणः) રક્ષા કરતાં (सायं प्रातः) સવાર સાંજ અર્થાત્ સર્વ સમયે એક બીજાને પ્રેમપૂર્વક ભેટો.

આવા વર્તનથી ( वः ) તમારો ( सौमनस ) મનનો આનંદવાળો શુદ્ધભાવ ( अस्तु ) સર્વદા સ્થિર રહે. ( ૨૦ )

**ओ३म् श्रमेण तपसा सृष्टा ब्रह्मणा वित्त ऋते श्रिता ॥ २१ ॥**

અર્થ :—હે સ્ત્રીપુરુષો ! હું ઇશ્વર તમને આજ્ઞા આપું છું કે તમે ગૃહસ્થ લોક ( श्रमेण ) પરિશ્રમ ( तपसा ) પ્રાણાયામાદિ તપથી ( सृष्टाः )સંયુક્ત થઇ ( ब्रह्मणा ) વેદવિદ્યા, પરમાત્મા, અને ધનાદિથી ( वित्ते ) ભોગ કરવા યોગ્ય પદાર્થોના પ્રયત્નમાં અને ( ऋते ) યથાર્થ પક્ષપાત રહિત ન્યાયરૂપ ધર્મમાં ( श्रिताः ) ચાલવાવાળાં સદા રહો. ( ૨૧ )

**ओ३म् सत्येनावृता श्रिया प्रावृता यशसा परीवृता ॥ २२ ॥**

( सत्येन ) સત્યભાષણ આદિ કર્મોથી ( आवृताः ) ચોતરફથી યુક્ત થઇ ( श्रिया ) શોભા અને લક્ષ્મીથી ( प्रावृताः ) યુક્ત ( यसशा ) કીર્તિ અને ધનથી ( प्ररिवृताः ) સર્વ રીતે સંયુક્ત રહ્યા કરો. ( ૨૨ )

**ओ३म् स्वधया परीहिता श्रद्धया पर्यूढा दीक्षया गुप्ता यज्ञे प्रतिष्ठिता लोको निधनम् ॥ २३ ॥ अ० कां० १२ । अ० ४ । सू० ५ । मं० १–३॥**

( स्वधया ) પોતાનાજ અન્નાદિ પદાર્થના ધારણથી ( परिहिता ) સર્વના હિતકારી ( श्रद्धया ) સત્ય ધારણ કરવામાં શ્રદ્ધાથી ( पर्यूढा ) સર્વની રીતે સર્વને સત્યાચરણ પ્રાપ્ત કરાવનારાં ( दीक्षया ) નાના પ્રકારના બ્રહ્મચર્ય સત્યભાષણાદિ

વ્રતના ધારણથી (गुप्ताः) સુરક્ષિત, (यज्ञे) વિદ્વાનોનો સત્કાર, શિલ્પ વિદ્યા અને શુભગુણોના દાનમાં (प्रतिष्ठिताः) પ્રતિષ્ઠા પ્રાપ્ત કરો; અને આવાં જ કર્મોથી (निधनं लोके) આ મનુષ્ય-લોકને પ્રાપ્ત થઈ મૃત્યુ પર્યંત સર્વદા આનંદમાં રહો. (૨૩)

**ओ३म् ओजंश्च तेजंश्च सहंश्च बलंञ्च वाक् चेन्द्रियं च श्रीश्च धर्मश्च ॥ २४ ॥ अ० कां० १२ । अ० ५ । सू० ५ । मं० ७ ।**

પરમેશ્વર આજ્ઞા આપે છે કે મનુષ્યો ! તમે જે (ओजः) પરાક્રમ (च) અને તેની સામગ્રી (तेजः) તપસ્વીપણું (च) અને તેની સામગ્રી (सहः) સ્તુતિ, નિંદા, હાનિ, લાભ અને શોકાદિનું સહન (च) તથા તેનાં સાધનો, (बलं च) બળ અને તેનાં સાધનો, (वाक् च) સત્ય, પ્રિય વાણી અને તદનુકૂલ વ્યવહાર (इन्द्रियंच) શાન્તિ, ધર્મયુક્ત અંતઃકરણ અને શુદ્ધાત્મા તથા જિતેન્દ્રિયતા, (श्रीश्च) લક્ષ્મી અને તેની પ્રાપ્તિનો ધર્મયુક્ત ઉદ્યોગ, (धर्मश्च) પક્ષપાતરહિત ન્યાયાચરણરૂપ વેદોક્ત ધર્મ અને જે એનાં સાધન અને લક્ષણો છે તેને તમે પ્રાપ્ત કરીને તદનુસાર તમારો વ્યવહાર રાખો. (૨૪)

**ओ३म् ब्रह्म च क्षत्रं च राष्ट्रं विशश्च त्विषिश्च यशश्च वर्चश्च द्रविणं च ॥ २५ ॥**

પરમેશ્વર આજ્ઞા આપે છે કે હે ગૃહસ્થાદિ મનુષ્યો ! તમને એજ યોગ્ય છે કે (ब्रह्म, च) પૂર્ણ વિદ્યા તથા શુભગુણવાળાં મનુષ્યો અને સર્વના ઉપકારક, શમ, દમ આદિ ગુણવાળાં, બ્રહ્મકુળ, (क्षत्रं च) વિદ્યાદિ ઉત્તમ ગુણવાળા, વિનય અને શૌર્યાદિ ગુણવાળા ક્ષત્રિય કુલ, (राष्ट्रंच) રાજ્ય અને તેનું

ન્યાયથી પાલન (विशश्च) ઉત્તમ પ્રજા અને તેની ઉન્નતિ, (त्विषिश्च) સદ્‌વિદ્યાનું તેજ અને આરોગ્ય શરીર, આ સર્વના તથા આત્માના બલથી પ્રકાશમાન તથા તેમની વૃદ્ધિ વડે (यशश्च) કીર્તિ અને તેના સાધનોને પ્રાપ્ત થાઓ, (वर्चश्च) ભણેલી વિદ્યાનો વિચાર, નિત્ય (द्रविणं च) દ્રવ્યોપાર્જન અને તેની રક્ષા કરો તથા ધર્મયુક્ત પરોપકારમાં ખર્ચો. (૨૫)

**ओ३म् आयुश्च रूपं च नाम च कीर्तिश्च प्राणश्चापानश्च चक्षुश्च श्रोत्रश्च ॥ २६ ॥**

હે સ્ત્રીપુરુષો ! તમે તમારાં (आयुः) જીવનની વૃદ્ધિ કરો, (च) અને આખી જીંદગીમાં ધર્મયુક્ત ઉત્તમ કાર્યો કર્યા કરો. (रूपं च) સૌંદર્યની પ્રાપ્તિ માટે વિષયાસક્તિ, કુપથ્ય અને રોગના હેતુઓ તથા અધર્માચરણ છોડીને પવિત્રતાથી રહો. વસ્ત્રાભૂષણ ધારણ કર્યા કરો. (नाम, च) નામકરણના (પાછળ લખ્યા પ્રમાણે) શસ્ત્રોક્ત વિધિ પ્રમાણે નામ ધારણ કરો (कीर्तिश्च) સત્યાચરણ વડે પ્રશંસા થાય તેવાં કાર્યો કરો, ગુણોમાં દોષારોપણ અને દોષોમં ગુણોના આરોપણને શીઘ્ર છોડી દો. (प्राणश्च) લાંબા વખત સુધી જીવન ધારણ કરો અને તદનુકૂલ યુકત આહાર અને વિહારાદિ સાધન, (अपानश्च) સર્વ દુઃખ દૂર કરવાનો ઉપાય અને તે ઉપાયની સામગ્રી, (चक्षुश्च) પ્રત્યક્ષ અનુમાન અને ઉપમાન (श्रोत्रं च) તથા શબ્દ પ્રમાણ અને તેની સામગ્રી આ સર્વને ધારણ કરો. (૨૬)

**ओ३म् पयश्च रसश्चान्नं चान्नाद्यं च ऋतं च सत्यं चेष्टं च पूर्त्तं च प्रजा च पशवश्च ॥ २७ ॥**

अ० कां० १२ । अ० ४ । सू० ५ । मं० ८ । ९ । १० ॥

હે ગૃહસ્થ લોકો ! (पयश्च) ઉત્તમ પાણી દૂધ અને તેનું શોધન (रसश्च) ઘી, દૂધ, મધ ઈત્યાદિ પદાર્થોનો યોગ્ય આહાર વિહાર કરો. (अन्नं च) ઉત્તમ ચોખા, ઘઉં વિગેરે અને તેનો ઉત્તમ સંસ્કાર, (अन्नाद्यं च) ખાવા યોગ્ય પદાર્થો અને તેની સાથે દાળ, ભાત, શાક, કઢી વગેરેની પ્રાપ્તિ કરો. (ऋतं च) સત્ય માનવું અને સત્ય મનાવવું, (सत्यं च) સત્ય બોલવું અને બોલાવવું, (इष्टं च) યજ્ઞ કરવો અને કરાવવો, (पूर्तं च) યજ્ઞની સામગ્રી પૂરી પાડવી તથા કુવા, વાવ વગેરે જલાશય અને બાગ બગીચાઓ પરોપકારને માટે બનાવવા અને લોકોને બનાવવા માટે પ્રેરવા, (प्रजा, च) પ્રજાની ઉત્પત્તિ, પાલન અને ઉન્નતિ સદા કરવી અને કરાવવી, (पशवश्च) ગાય આદિ પશુઓનું પાલન અને ઉન્નતિ સદા કરવી તથા કરાવવી. (૨૭)

ओ३म् कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत꣡ꣳ समाः । एवं त्वयि नान्यथेतोस्ति न कर्म लिप्यते नरे ॥ १ ॥ य० अ० ४० । मं० २ ॥

પરમાત્મા સર્વ મનુષ્યોને આજ્ઞા કરે છે કે પ્રત્યેક મનુષ્ય (इह) આ સંસારમાં શરીરથી સમર્થ થઈ (कर्माणि) સત્કર્મોને (कुर्वन्नेव) કરતાં કરતાં (शतं, समाः) સો વર્ષ સુધી (जिजीविषेत्) જીવવાની ઇચ્છા કરે, આળસુ અને પ્રમાદી કદી ન થાય. (एवम्) એ પ્રમાણે ઉત્તમ કર્મો કરતાં (त्वयि, नरे) હે મનુષ્ય ! તું (इत) આ કારણથી (नान्यथा) સુખથી ઉલટું જે (कर्म) દુઃખકર્મ, તેમાં પણ તું (न, लिप्यते)

લિપ્ત થઈશ નહિ. હે મનુષ્યો! તમે પાપકર્મમાં લિપ્ત ન થાઓ કેમકે તેમાં દુઃખ છે અને ઉત્તમ કર્મોથી દુઃખ કદી પણ (नास्ति) નથી થતું માટે હે સ્રીપુરુષો! તમે સર્વ સદા પુરુષાર્થી થઇ ઉત્તમ કર્મો કરવામાં ઉન્નતિવાળાં થાઓ અને બીજાઓને તેમ કરવા હમેશાં પ્રેરણા કરો. (૧)

સ્રી પુરુષો હંમેશાં નીચે લખેલા મંત્રો પ્રમાણે પોતાની ઇચ્છા રાખે અને તદનુસાર આચરણ હમેશાં રાખે.

**ओ३म् भूर्भुवः स्वः। सुप्रजाः प्रजाभिः स्या ँ सुवीरो वीरैः सुपोषः पोषैः। नर्य प्रजां मे पाहि श ँस्य पशून् मे पाह्यथर्य पितुं मे पाहि ॥ २ ॥**

હે સ્રી અથવા પુરુષ! હું, આપણા બેના સંબંધથી (भूः भुवः स्वः) શારીરિક, વાચિક અને માનસિક અર્થાત્ ત્રણ પ્રકારના સુખોથી યુક્ત થઈ, મનુષ્ય આદિ ઉત્તમ પ્રજાઓની સાથે (सुप्रजाः) ઉત્તમ પ્રજાવાળો થાઉં, (वीरैः) ઉત્તમ પુત્ર, બંધુ અન્ય સંબંધી અને નોકર ચાકરની સાથે (सुवीरः) ઉત્તમ વીર થાઉં અને (पोषैः) ઉત્તમ પુષ્ટિકારક વ્યવહારોથી (सुपोषः) ઉત્તમ પુષ્ટવાળો થાઉં. (नर्य) મનુષ્યોમાં સજ્જન હે વીર! સ્વામિન્! (मे) મારી (प्रजाम्) પ્રજાની (पाहि) રક્ષા કરો. (शंस्य) હે પ્રશંસા કરવા યોગ્ય સ્વામિન્! તમે (मे) મારા (पशून्) પશુઓની (पाहि) રક્ષા કરો. હે (अथर्य) હિંસારહિત દયાળુ સ્વામિન્! (मे) મારા (पितुम्) અન્ન ઇત્યાદિની (पाहि) રક્ષા કરો, તેજ પ્રમાણે હે નારી! પ્રશસ્ત ગુણવાળી મારી, પ્રજા, પશુઓ અને અન્ન વગેરેનું તું સર્વદા રક્ષણ કર. (૨)

ओ३म् गृहा मा बिभीत मा वेपध्वमूर्जं बिभ्रत एमसि। ऊर्जं बिभ्रद्वः सुमनाः सुमेधा गृहानैमि मनसा मोदमानः ॥ ३ ॥ य० अ० ३ । मं० ३६ । ४१ ॥

હે (गृहा) ગૃહસ્થ લોકો તમે વિધિપૂર્વક ગૃહાશ્રમમાં પ્રવિષ્ટ થવા (मा, बिभीत) ભય નહિ રાખો. (मा, वेपध्वम्) કદી પણ કંપાયમાન નહિ થાઓ. (ऊर्जम्) અન્ન, પરાક્રમ અને વિદ્યા આદિ શુભગુણવાળાં થઈ ગૃહાશ્રમને (बिभ्रत) ધારણ કરો. તમને અમે સત્યોપદેશક વિદ્વાન્ લોકો (एमसि) પ્રાપ્ત થઈ સત્યોપદેશ કરીએ છીએ. તમે જ અમારો (વાનપ્રસ્થ તથા સંન્યાસીનો) અન્ન, પાન, વસ્ત્ર અને સ્થાન વડે નિર્વાહ કરો છો, એ માટે તમારો (मनसा) અંતઃકરણથી (मोदमानः) ખુશી થઈ (सुमनाः) પ્રસન્ન મન અને (सुमेधाः) ઉત્તમ બુદ્ધિવાળો થઇ તથા હે મારા પૂજનીય પિતા અને અન્ય લોકો! (वः) તમારે માટે (उर्ज्जम्) પરાક્રમ, ધન, ધાન્ય આદિ ઐશ્વર્યને (बभ्रत) ધારણ કરી. તમે (गृहान्) જે ગૃહસ્થો છો તેમને (आएमि) સર્વ પ્રકારે પ્રાપ્ત થાઉં છું; તેમજ તમે પણ મારી સાથે પ્રસન્ન થઇ વર્તો. (૩)

ओ३म् येषामध्येति प्रवसन्येषु सौमनसो बहुः । गृहानुप ह्वयामहे ते नो जानन्तु जानतः ॥ ४ ॥

હે ગૃહસ્થો! પરદેશમાં મનુષ્ય (एषाम्) તેઓનું (अध्येति) સ્મરણ કરે છેઃ (येषु) જે ગૃહસ્થોમાં (बहुः) બહુ જ (सौमनसः) પ્રીતિ હોય છે તેવા (गृहान्) ગૃહસ્થોની અમે

વિદ્વાન્ જનો (उप, ह्वयामहे) પ્રશંસા કરીએ છીએ, અને તેઓ અમારી સમીપ રહે એમ ચાહીયે છીએ. (ते) તે ગૃહસ્થ લોકો (जानतः) પરસ્પર સ્મરણ કરનારા અને જાણનારા (नः) અમને (जानन्तु) તેમના મિત્ર સમજે તેમજ તમે હે ગૃહસ્થ જનો! અમે સંન્યાસી જનો અને તમે પરસ્પર પ્રેમભાવથી મળી વ્યવહાર તથા પરમાર્થની સિદ્ધિ કરીએ. (૪)

ओ३म् उपहूताऽइह गावउपहूताअजावयः । अथो अन्नस्य कीलालउपहूतो गृहेषु नः । क्षेमाय वः शान्त्यै प्रपद्ये शिव ꣳ शग्म ꣳ शंयोः शंयोः ॥ ५ ॥ यजु० अ० ३ । मं० ४२ । ४३ ॥

હે ગૃહસ્થો! (नः) અમારા (गृहेषु) ઘરોમાં જેવી રીતે (गावः) ગાય વગેરે ઉત્તમ પશુઓ (उपहूताः) પાસે રહે તથા (अजावयः) બકરી ઈત્યાદિ દૂધ દેનારા પશુઓ (उप-हूताः) પાસે રહે (अथो) ત્યારબાદ (अन्नस्य) અન્નાદિ પદાર્થોમાં (कीलालः) ઉત્તમ અન્ન વગેરે પ્રાપ્ત થાય તેવા પ્રયત્નો કરતા રહીએ. હે ગૃહસ્થો! હું રાજા વા ઉપદેશક (इह) આ ગૃહસ્થાશ્રમમાં (वः) તમારા (क्षेमाय) રક્ષણ અને (शान्त्यै) સુખશાંતિને માટે (प्रपद्ये) પ્રાપ્ત થાઉં છું. આપણે પ્રીતિથી પરસ્પર મળી (शिवम्) કલ્યાણ (शग्मम्) વ્યવહારિક સુખ અને (शंयोः शंयोः) પારમાર્થિક સુખની પ્રાપ્તિ કરી અન્ય સર્વ જનોને સુખ આપવા પ્રયત્ન કરીએ. (૫)

सन्तुष्टो भार्यया भर्त्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥१॥

અર્થઃ—શ્રી મનુ મહારાજ કહે છે કે હે ગૃહસ્થો! જે કુળમાં સ્ત્રીથી પતિ પ્રસન્ન અને પતિથી સ્ત્રી સદા પ્રસન્ન રહે છે, તે કુળનું જરૂર કલ્યાણ થાય છે; અને જ્યાં બન્ને પરસ્પર અપ્રસન્ન રહે છે, ત્યાં નિત્ય કલહ વાસ કરે છે.

यदि हि स्त्री न रोचेत पुमांसं न प्रमोदयेत् ।
अप्रमोदात् पुनः पुंसः प्रजनं न प्रवर्त्तते ॥२॥ मनु० ॥

જો સ્ત્રી, પુરુષ પર પ્રીતિ નહિ રાખે અથવા તેને ખુશ નહિ રાખે તો અપ્રસન્નતા થવાથી પુરુષના શરીરમાં કદી કામોત્પત્તિ નહિ થાય, અને તે નહિ થવાથી સંતાનોની પણ ઉત્પત્તિ નહિ થાય અને કદાચિત્ થયાં તો દુર્બળ અને દુષ્ટ થવાનાં.

स्त्रियांतु रोचमानायां सर्वंतद्रोचते कुलम् ।
तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥३॥ मनु० ॥

અર્થઃ—મનુ મહારાજ કહે છે કે જો પુરુષ સ્ત્રીને પ્રસન્ન ન રાખે તો તે સ્ત્રીના અપ્રસન્ન રહેવાથી બધું કુલ અપ્રસન્ન અને શોકાતુર રહે છે, અને જો પુરુષથી સ્ત્રી અપ્રસન્ન રહે તો બધું કુલ નષ્ટ પામે છે.

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥ ४ ॥

અર્થઃ—મનુ મહારાજ કહે કે ભ્રાતા, પિતા, પતિ અને દીયર વગેરેને યોગ્ય છે કે પોતાની બ્હેન, કન્યા, સ્ત્રી અને ભાભી આદિ સ્ત્રીઓનો હમેશાં સત્કાર કર્યા કરે અર્થાત્ યથાયોગ્ય મધુર ભાષણ, ભોજન, વસ્ત્ર અને આભૂષણ વગેરેથી હમેશાં પ્રસન્ન

રાખે. જેઓને પોતાના કલ્યાણની ઇચ્છા હોય તેઓએ સ્ત્રીઓને કદી પણ ક્લેશ નહિ આપવો.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ ५ ॥

જે કુળમાં સ્ત્રીઓનો સત્કાર થાય છે તે કુલમાં ઉત્તમ ગુણ, ઉત્તમ ભોગ્ય પદાર્થ અને ઉત્તમ સંતાન થાય છે; અને જે કુળમાં સ્ત્રીનો સત્કાર થતો નથી ત્યાં સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે.

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैताः वर्द्धते तद्धि सर्वदा ॥ ६ ॥

જે કુલમાં સ્ત્રીજનો પોતાના પુરુષોના વેશ્યાગમન અથવા વ્યભિચાર વગેરે દોષોથી શોકાતુર રહે છે તે કુલ શીઘ્ર નાશ પામે છે, અને જે કુલમાં સ્ત્રીજનો તેઓના પુરુષોના ઉત્તમ આચરણોથી પ્રસન્ન રહે છે તે કુલ સર્વદા વૃદ્ધિને પામે છે,

जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः ।
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः ॥७॥ मनु०॥

જે કુલમાં અને ઘરોમાં અપૂજિત અર્થાત્ સત્કારને પ્રાપ્ત નહિ થનારી સ્ત્રી જે ગૃહસ્થોને શાપ આપે છે તે કુળ તથા ગૃહસ્થો જેમ વિષ આપવાથી બહુ મનુષ્યો એકદમ નષ્ટ થઈ જાય છે, તેમ સર્વ પ્રકારે નષ્ટ થાય છે.

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥८॥ मनु० ॥

અર્થ:—આ કારણથી ઐશ્વર્યની ઈચ્છા કરનાર પુરુષોને ઉચિત છે કે ઉત્સવોમાં અને જ્યારે જ્યારે સત્કારનો સમય આવે ત્યારે ત્યારે ભૂષણ વસ્ત્રો તથા ખાનપાનાદિથી સ્ત્રીનો સત્કાર કરી તેમને પ્રસન્ન રાખે.

**सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।**
**सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥९॥ मनु० ॥**

સ્ત્રી જનોને ઉચિત છે કે સર્વદા આનંદમાં રહી ચતુરતાથી પોતાના ગૃહકાર્યોમાં ઉત્સુકતાથી વર્તવું તથા અન્નાદિ પદાર્થોનો ઉત્તમ સંસ્કાર, પાત્ર, વસ્ત્ર તથા ગૃહાદિને સાફ-સુફ કરવામાં સદા પ્રસન્ન રહે અને ઘરમાં ભોજનાદિનો ખર્ચ કરવામાં કુશલતાથી હમેશાં વર્તે.

**एताश्चान्याश्च लोकेऽस्मिन्नपकृष्टप्रसूतयः ।**
**उत्कर्षं योषितः प्राप्ताः स्वैः स्वैर्भर्तृगुणैः शुभैः ॥ १० ॥**
**मनु० ॥**

અર્થ:—દુષ્ટાચરણવાળી સ્ત્રી હોય, તથાપિ આ સંસારમાં બહુ સ્ત્રીઓ પોતાના પતિઓના શુભગુણથી ઉત્કૃષ્ટ ગુણવાળી થઈ ગઈ છે, થાય છે અને થશે. માટે જો પુરુષ શ્રેષ્ઠ હોય તો સ્ત્રી શ્રેષ્ઠ, અને પુરુષ દુષ્ટ હોય તો સ્ત્રી દુષ્ટ થઈ જાય છે. એટલા કારણથી પુરુષોએ પહેલાં પોતે ઉત્તમ થઈને પછી સ્ત્રીને ઉત્તમ કરવાની કોશીષ કરવી જોઈએ.

**प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।**
**स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥ ११ ॥**

## अथ वैश्यस्वरूपलक्षणम् ॥

**पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ।**
**वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥१॥ मनु०॥**

અર્થ : (**अध्ययनम्**) વેદાદિશાસ્ત્રોનું અધ્યયન કરવું (**इज्या**) અગ્નિહોત્રાદિ યજ્ઞો કરવા અને (**दानम्**) અન્ન વગેરેનું દાન આપવું, આ ત્રણ વૈશ્ય ધર્મનાં લક્ષણ જાણવાં અને (**पशूनां रक्षणम्**) ગાય વગેરે પશુઓનું પાલન કરવું (**वणिक्पथम्**) ભિન્નભિન્ન દેશોની ભાષા, હિસાબ, ભૂગર્ભવિદ્યા, ભૂમિ, બીજ વગેરેના ગુણ જાણવા અને સર્વ પદાર્થના ભાવાભાવનું ધ્યાન રાખવું, (**कुसीदम्**) વ્યાજ લેવું,[1] (**कृषिमेव च**) તથા ખેતીની વિદ્યા જાણી અન્ન વગેરેની રક્ષા કરવી. ખાતર અને ભૂમિની પરીક્ષા, હળ જોડવા તથા બી વાવવાં વગેરેનું સારી પેઠે જ્ઞાન રાખવું. આ ચાર કર્મ વૈશ્યની જીવિકા માટે છે. ઉક્ત ગુણકર્મ જેનામાં હોય તે વૈશ્ય અને વૈશ્યા છે. અને વિવાહ તેવા જ કોઇ ગુણકર્મ ધરાવનાર સાથે જ થવો જોઇએ.

---

૧ સેંકડે સવા રૂપિયાથી અધિક અને ૪ આનાથી ઓછું વ્યાજ ન લેવું અને ન આપવું. વ્યાજ લેતાં જ્યારે બમણું ધન થાય ત્યારે પછી બદામ પણ ન લેવી. જેટલું ઓછું વ્યાજ લેવામાં આવશે તેટલુંજ ધન વધશે અને કદિ પણ ધનનો નાશ, અને કુળમાં કુસંતાનની ઉત્પત્તિ નહિ થાય.

## अथ शूद्रस्वरूपलक्षणम् ॥

**एकमेव हि शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।**
**एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥ १ ॥ मनु० ॥**

(**प्रभुः**) પરમેશ્વરે (**शूद्रस्य**) વિદ્યાહીન એટલે જેને ભણાવવાથી પણ વિદ્યા ન આવડે તેવા શરીરથી પુષ્ટ, સેવામાં કુશળ શૂદ્રને માટે (**एतेषामेव वर्णानाम्**) બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, આ ત્રણે વર્ણોની, (**अनसूयया**) અદેખાઇનો ત્યાગ કરી, (**शुश्रूषाम्**) પ્રીતિથી સેવા કરવી (**एकमेव कर्म तु**) આ એક જ કર્મ (**समादिशत्**) કરવાની આજ્ઞા આપી છે. આ મૂર્ખત્વાદિ ગુણ અને સેવા વગેરે કર્મ જે વ્યક્તિમાં હોય તેને શૂદ્ર અથવા શૂદ્રા જાણવાં અને આવાં સ્ત્રી-પુરુષોનો તેવાં જ ગુણકર્મ ધરાવનાર સાથે વિવાહ થવો જોઇએ. તેમને અધિકાર પણ તેવો જ આપવો જોઇએ. આ પ્રમાણે ગુણ, કર્મ અને સ્વભાવના યોગથી વર્ણવ્યવસ્થા જ્યાં હોય છે તે કુલ, દેશ અને મનુષ્ય સમુદાયની ઘણી ઉન્નતિ થાય છે.

હવે બ્રાહ્મણાદિ વર્ણવાળા મનુષ્યો પોતપોતાના કર્મોમાં નિમ્નલિખિત રીતિથી વર્તે.

**वेदोदितं स्वकं कर्म नित्यं कुर्यादतन्द्रितः ।**
**तद्धि कुर्वन्यथाशक्ति प्राप्नोति परमां गतिम् ॥ १ ॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યાદિ દ્વિજોએ પોતપોતાના વેદોક્ત કર્મો, આલસ્ય છોડીને નિત્ય કરવાં; કારણ કે

કર્મોને પોતાના સામર્થ્યાનુસાર કરવાવાળો મુક્તિ પર્યન્તના પદાર્થોને પામે છે.

नेहेतार्थान् प्रसंगेन न विरुद्धेन कर्मणा ।
न विद्यमानेष्वर्थेषु नार्त्यामपि यतस्ततः ॥ २ ॥ मनु० ॥

ગૃહસ્થે કદી પણ દુષ્ટતાના પ્રસંગથી, ધર્મવિરુદ્ધ કર્મથી અને વિદ્યમાન પદાર્થ હોવા છતાં તેને ગુપ્ત રાખી, કપટ કરીને અને ગમે એટલું દુઃખ આવી પડે તો પણ અધર્મથી અથવા બીજા કોઈ એવા કુમાર્ગથી દ્રવ્યોને સંચય કદી પણ ન કરવો.

इन्द्रियार्थेषु सर्वेषु न प्रसज्येत कामतः ।
अतिप्रसक्तिं चैतेषां मनसा सन्निवर्त्तयेत् ॥ ३ ॥

ઇન્દ્રિયોના વિષયમાં કામથી કદી ન ફસાવું અને વિષયોની અત્યંત આસક્તિથી મનને દૂર રાખવું.

सर्वान् परित्यजेदर्थान् स्वाध्यायस्य विरोधिनः ।
यथा तथाऽध्यापयंस्तु साह्यस्य कृतकृत्यता ॥ ४ ॥

मनु० ॥

જે પ્રસંગો સ્વાધ્યાયના વિરોધી હોય તે સઘળાને છોડી દેવા અને ગમે તે પ્રકારથી વિદ્યા ભણાવવી. એજ ગૃહસ્થને માટે કૃતકૃત્યતા છે.

बुद्धिवृद्धिकराण्याशु धन्यानि च हितानि च ।
नित्यं शास्त्राण्यवेक्षेत निगमांश्चैव वैदिकान् ॥ ५ ॥

હે સ્ત્રી પુરુષો! તમે જે ધર્મ, ધન અને બુદ્ધિ વગેરેની શીઘ્ર વૃદ્ધિ કરનારાં શાસ્ત્રો છે તેનો, તથા જે વેદ સંબંધી ગ્રન્થો હોય તેનો અભ્યાસ કરો.

यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति ।
तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥ ६ ॥

મનુષ્ય જેમ જેમ શાસ્ત્રોનો વિચાર કરી તેના યથાર્થ મર્મોને સમજે તેમ તેમ તેનું જ્ઞાન વધતું જાય છે, અને તેની પ્રીતિ વિજ્ઞાનમાં વધે છે.

न संवसेच्च पतितैर्न चाण्डालैर्न पुक्कसैः ।
न मूर्खैर्नावलिप्तैश्च नान्त्यैर्नान्त्यावसायिभिः ॥७॥

સજ્જન ગૃહસ્થ જનોને યોગ્ય છે કે, જે પતિત, દુષ્ટકર્મ કરનારાં, ચંડાલ, ગારુડી (વાદી) મૂર્ખ, મિથ્યાભિમાની, અને જેઓના ઉદ્દેશ નીચ હોય, તેઓની કદીપણ સોબત ન કરવી.

नात्मानमवमन्येत पूर्वाभिरसमृद्धिभिः ।
आमृत्योः श्रियमन्विच्छेन्नैनां मन्येत दुर्लभाम् ॥८॥

જે ગૃહસ્થો પ્રથમ પુષ્કળ ધનવાન હોય અને પછી (દુર્ભાગ્ય વશ) નિર્ધન સ્થિતિમાં આવી પડે તો તે વખતે પોતાના આત્માનું અપમાન અથવા વિલાપ કદી ન કરવો કે, હાય અમે નિર્ધન થઈ ગયા વગેરે; કિન્તુ મરણ પર્યંત લક્ષ્મી મેળવવા માટે પુરુષાર્થ કરવો અને તે દુર્લભ છે એમ કદીપણ નહિ સમજવું.

सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ।।९।। मनु०।।

મનુષ્યોએ સદૈવ સત્ય તથા પ્રિય બોલવું, અપ્રિય સત્ય બોલવું નહિ, જેમકે, કાણાને કાણો અને મૂર્ખને મૂર્ખ વગેરે; અપ્રિય વચન તેની સન્મુખ કદી નહિ બોલવાં અને મિથ્યા ભાષણથી બીજાઓ પ્રસન્ન થાય તેવું પણ કદી નહિ બોલવું એ સનાતન ધર્મ છે.

अभिवादयेद्वृद्धांश्च दद्याच्चैवासनं स्वकम् ।
कृताञ्जलिरुपासीत गच्छतः पृष्ठतोऽन्वियात् ॥ १० ॥

સદા વિદ્યાવૃદ્ધ અને વયોવૃદ્ધને "નમસ્તે" શબ્દથી પ્રણામ કરવા અર્થાત્ તેમનું સન્માન કરવું. જ્યારે સમીપ આવે ત્યારે ઉભા થઇ માનપૂર્વક લેવા જવું અને પોતાના આસન ઉપર બેસાડવાં, પછી હાથ જોડી સામે બેસી જે પૂછે તેનો યથાયોગ્ય ઉત્તર આપવો અને જ્યારે જાય ત્યારે તેમની સાથે દૂર સુધી જઈ "નમસ્તે" કરી વિદાય કરવાં, તથા વૃદ્ધ ગૃહસ્થ લોકોએ પણ વખતોવખત જ્યાં ત્યાં વ્યર્થ ન જવું.

श्रुतिस्मृत्युदितं सम्यङ्‌ निबद्धं स्वेषु कर्मसु ।
धर्ममूलं निषेवेत सदाचारमतन्द्रितः ॥ ११ ॥

લોકોએ સર્વદા આલસ્યનો ત્યાગ કરી વેદ અને મનુસ્મૃતિમાં કહેલાં વેદાનુકૂલ પોતપોતાનાં કર્મમાં નિબદ્ધ રહી, તથા ધર્મનું મૂલ જે સદાચાર, અર્થાત્ સત્ય અને સત્પુરુષ આપ્તધર્માત્માઓના જે આચરણો છે તેનું સેવન સર્વદા કર્યા કરવું.

आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ।
आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ १२ ॥

ધર્માચરણથી જ લાંબુ આયુષ્ય, ઉત્તમ પ્રજા અને અક્ષય ધન પ્રાપ્ત થાય છે અને ધર્મથી જ અધર્મયુક્ત લક્ષણોનો નાશ થાય છે.

दुराचारो हि पुरुषो लोके भवति निन्दितः ।
दुःखभागी च सततं व्याधितोऽल्पायुरेव च ॥ १३ ॥

જે દુષ્ટાચારી પુરુષ છે તે સર્વત્ર નિન્દિત, દુઃખભાગી અને રોગગ્રસ્ત થઇ અલ્પ આયુષ્યવાળો થાય છે.

सर्वलक्षणहीनोऽपि यः सदाचारवान्नरः ।
श्रद्दधानोऽनसूयश्च शतं वर्षाणि जीवति ॥ १४ ॥

मनु० ॥

જે સર્વ લક્ષણોથી હીન હોવા છતાં પણ સદાચારયુક્ત, સત્યમાં શ્રદ્ધાવાળો અને નિન્દા વગેરે દોષરહિત હોય છે, તે સુખપૂર્વક સો વર્ષ જીવે છે.

यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।
यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥ १५ ॥

મનુષ્યોએ જે જે કર્મો પરાધીન હોય તેનો પ્રયત્ન વડે ત્યાગ કરવો અને જે સ્વાધીન કર્મો હોય તેનું સેવન પ્રયત્નથી કરવું.

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।
एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ १६ ॥

કેમકે, જેટલું પારકાના વશમાં રહેવું, તેટલુંજ દુઃખ અને જેટલી સ્વાધીનતા છે તેટલું જ સુખ છે. સુખદુઃખનું આ જ લક્ષણ સંક્ષેપથી જાણવું.

अधार्मिको नरो यो हि यस्य चाप्यनृतं धनम् ।
हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥१७॥ मनु० ॥

જે અધાર્મિક મનુષ્ય છે, જે અધર્મથી ધન મેળવે છે અને સર્વદા હિંસા, વૈર વગેરેમાં પ્રવૃત્ત રહે છે તે આલોકમાં અને પરલોક અર્થાત્ પરજન્મમાં સુખ પામતો નથી.

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्त्तमानस्तु कर्त्तुर्मूलानि कृन्तति ॥ १८ ॥

મનુષ્યોએ નિશ્ચયથી જાણવું જોઈએ કે, આ સંસારમાં, જેમ ગાયની સેવાનું ફળ જે દૂધ વગેરે છે તે એકદમ મળતું નથી કિન્તુ શનૈ: શનૈ: મળે છે તેમજ કરેલા અધર્મનું ફળ એકદમ મળતું નથી. કિન્તુ હળવે હળવે અધર્મ કરનારના સુખોનો પ્રતિરોધ કરી, અધર્મ સુખના મૂળનો નાશ કરે છે પછી અધર્મી દુઃખ ભોગવે છે.

यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
न त्वेवन्तु कृतोऽधर्मः कर्त्तुर्भवति निष्फलः ॥ १९ ॥

જો અધર્મનું ફળ કર્તાની હયાતીમાં ન થાય તો પુત્રોના સમયમાં અને પુત્રોના સમયમાં ન થાય તો પૌત્ર વગેરેના

સમયમાં અવશ્ય પ્રાપ્ત થાય છે. કર્તાનાં કીધેલાં કર્મો નિષ્ફળ જાય એવું કદી બની શકે જ નહિ.

सत्यधर्मार्यवृत्तेषु शौचे चैवारमेत्सदा ।
शिष्यांश्च शिष्याद्धर्मेण वाग्बाहूदरसंयतः ॥२०॥ मनु०॥

માટે મનુષ્યોને યોગ્ય છે કે સત્ય ધર્મ, અને આર્ય અર્થાત્ ઉત્તમ પુરુષોના આચરણોનું અવલંબન તથા બાહ્ય અને આન્તિરિક શુદ્ધિ સર્વદા રાખવી, અને તેમાંજ રમણ કરવું. વાણી બાહુ અને ઉદરને નિયમમાં રાખી તથા સત્ય ધર્મનું પાલન કરી શિષ્યોને સર્વદા સારો ઉપદેશ કરવો.

परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।
धर्मं चाप्यसुखोदर्कं लोकविक्रुष्टमेव च ॥ २१ ॥

જે ધર્મથી વર્જિત પદાર્થ, અને કામ હોય તેને સર્વથા શીઘ્ર છોડી દેવાં અને જે ધર્માભાસ અર્થાત્ ઉત્તરકાળમાં દુઃખ-દાયક નીવડે અને જે લોકોને નિન્દિત કર્મમાં પ્રવૃત્ત કરનારાં છે, તેમનાથી દૂર રહેવું.

धर्मं शनैस्संचिनुयाद्वल्मीकमिव पुत्तिकाः ।
परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥ २२ ॥

જેમ ઉધઇ હળવે હળવે મોટો રાફડો બનાવે છે, તેમ મનુષ્યોએ પરજન્મમાં સહાય માટે પ્રાણીમાત્રને દુઃખ દીધા વગર ધર્મનો સંચય હળવે હળવે કરવો.

उत्तमैरुत्तमैर्नित्यं सम्बन्धानाचरेत्सह ।
निनीषुः कुलमुत्कर्षमधमानधमांस्त्यजेत् ॥ २३ ॥

જે માણસ પોતાના કુળને ઉત્તમ કરવા ઈચ્છતો હોય તેણે નીચ પુરુષોનો સંગ છોડી નિત્ય સત્પુરુષોના સંગમાં રહેવું જોઈએ.

**वाच्यर्था नियताः सर्वे वाङ्मूला वाग्विनिःसृताः ।**
**तान्तु यः स्तेनयद्वाचं स सर्वस्तेयकृन्नरः ॥ २४ ॥**

વાણીથી સર્વ વ્યવહારોનો નિશ્ચય થાય છે, વાણીજ સર્વનું મૂળ છે અને વાણીથીજ સર્વ વ્યવહારો સિદ્ધ થઇ શકે છે એટલા માટે જે માણસ વાણીની ચોરી કરે છે એટલે મિથ્યાભાષણ કરે છે તે સર્વ ચોરી વગેરે પાપને કરે છે એમ જાણવું; માટે મિથ્યાભાષણનો ત્યાગ કરી સર્વદા સત્ય ભાષણ કરવું.

**स्वाध्यायेन जपैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः ।**
**महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥२५॥ मनु० ॥**

ધર્મથી વેદાદિ શાસ્ત્રોનું પઠન, પાઠન, ગાયત્રી પ્રણવ આદિના અર્થનો વિચાર, ધ્યાન, અગ્નિહોત્રાદિ કર્મોપાસના, જ્ઞાન, વિદ્યા, પૌર્ણમાસ્યાદિ, ઈષ્ટિ, પંચમહાયજ્ઞ, અગ્નિષ્ટોમ આદિ યજ્ઞ, ન્યાયથી રાજ્ય પાલન, સત્યોપદેશ અને યોગાભ્યાસાદિ ઉત્તમ કર્મ કરવાથી આ શરીર બ્રાહ્મી અર્થાત્ બ્રહ્મકર્મને યોગ્ય થાય છે.

# अथ सभा

જે જે વિશેષ મોટાં કામો હોય જેવાં કે રાજ્યતંત્ર વગેરે તે તે સભાથી નિશ્ચિત થવાં જોઈએ. આને માટે પ્રમાણ:—

**तं सभा च समितिश्च सेना च ॥ १ ॥ अथर्व० कां० १५ । सू० ३ । मं० २ ॥**

( **तम्** ) સંસારમાં ધર્મની સાથે જે રાજ્ય પાલન વગેરે વ્યવહાર કરવામાં આવે છે, તેને સભા સંગ્રામ અને સેનાથી સર્વ પ્રકારે સંચિત કરવો.

**सभ्य सभां मे पाहि ये च सभ्याः सभासदः ॥ २ ॥ अथर्व० कां० १९ । सू० ५५ । मं० ५ ॥**

હે સભ્ય ! સભાને યોગ્ય સભાપતિ રાજા તું ( **मे** ) મારી ( **सभाम्** ) સભાની ( **पाहि** ) રક્ષા તથા ઉન્નતિ કરે ( **ये च** ) અને જે ( **सभ्याः** ) સભાને યોગ્ય ધાર્મિક આપ્ત ( **सभासदः**) સભાસદ વિદ્વાન્ લોકો છે તેઓ પણ સભાની યોજના, રક્ષા વડે ઉન્નતિ કરે.

**त्रीणि राजाना विदथे पुरूणि परि विश्वानि भूषथः सदांसि ॥ ३ ॥ ऋ० मं० ३ । सू० ३८ । मं० ६ ॥**

( **राजाना** ) રાજા તથા પ્રજાના ભદ્રપુરુષો બંને એક થઇ ( **विदथे**) ઉત્તમ જ્ઞાન, લાભદાયક કામ અથવા સંગ્રામાદિ

કાર્ય માટે આ જગતમાં ( त्रीणि ) રાજસભા અને વિદ્યાસભા અર્થાત્ વિદ્યા વગેરેના વ્યવહારની વૃદ્ધિને માટે આ ત્રણ પ્રકારની ( सभांसि ) સભા નિયત કરી, આથી જ સર્વ સંસારની સર્વ પ્રકારે ઉન્નતિ કરે.

**अनाम्नातेषु धर्मेषु कथं स्यादिति चेद् भवेत् ।**
**यं शिष्टा ब्राह्मणा ब्रूयुस्स धर्मः स्यादशङ्कितः ॥ १ ॥**

હે ગૃહસ્થજનો ! જે ધર્મયુકત વ્યવહારો મનુસ્મૃતિ આદિમાં પ્રત્યક્ષ ન કહ્યા હોય તેમાં જો કોઈ શંકા થાય, તો જેને શિષ્ટ, આપ્ત વિદ્વાન્ જાણતા હો તે જે કહે તેને શંકારહિત જાણી ધર્મ સમજો.

**धर्मेणाधिगतो यस्तु वेदः सपरिबृंहणः ।**
**ते शिष्टा ब्राह्मणा ज्ञेयाः श्रुतिप्रत्यक्षहेतवः ॥ २ ॥**

સર્વ મનુષ્યો કંઇ શિષ્ટ હોતા નથી, પણ જેઓએ પૂર્ણ બ્રહ્મચર્ય અને ધર્મથી સાંગોપાંગ વેદોનું અધ્યયન કર્યું હોય તથા શ્રુતિ-પ્રમાણ અને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી વિધિ અથવા નિષેધ કરવામાં સમર્થ છે, તેવા ધાર્મિક અને પરોપકારી મનુષ્યો જ આપ્ત થઇ શકે છે.

**दशावरा वा परिषद्यं धर्मं परिकल्पयेत् ।**
**त्र्यवरा वापि वृत्तस्था तं धर्मं न विचालयेत् ॥ ३ ॥**

ઉપર દર્શાવેલા ( આપ્ત ) ઓછામાં ઓછા દશ પુરુષોની સભા હોવી જોઇએ અથવા જેઓ પૂર્ણ વિદ્વાન્ હોય તેવા ત્રણની પણ સભા થઇ શકે. સભાથી જે ધર્મ અને કર્મ નિશ્ચિત થાય તે સર્વ લોકોએ માનવું અને તે પ્રમાણે ચાલવું જોઇએ.

त्रैविद्योहैतुकस्तर्की नैरुक्तो धर्मपाठकः ।
त्रयश्चाश्रमिणः पूर्वे परिषत्स्याद्दशावरा ॥ ४ ॥

આ દશ વિદ્વાનોમાં એવા પ્રકારના વિદ્વાનો હોવા જોઇએ, કે જેઓમાં ત્રણ વેદોના વિદ્વાનો, ચતુર્થ હેતુક અર્થાત્ કારણ અને અકારણનો જ્ઞાતા, પાંચમો તર્કી એટલે ન્યાયશાસ્ત્ર જાણનાર, છઠ્ઠો નિરુકત જાણનાર, સાતમો ધર્મશાસ્ત્રવિત્, આઠમો બ્રહ્મચારી, નવમો કોઇ સજ્જન ગૃહસ્થ અને દશમો વાનપ્રસ્થ. આ મહાત્માઓની સભા થવી જોઇએ.

ऋग्वेदविद्यजुर्विच्च सामवेदविदेवच ।
त्र्यवरा परिषज्ज्ञेया धर्मसंशयनिर्णये ॥ ५ ॥

તથા ઋગ્વેદ જાણનાર, યજુર્વેદ જાણનાર અને સામવેદ જાણનાર, આ ત્રણ વિદ્વાનોની સભા ધર્મસંશય અર્થાત્ તે સંબંધીના સર્વ વ્યવહારોનો નિર્ણય કરવા માટે ભીમવી જોઇએ. સભામાં જેટલાં મનુષ્ય અધિક હશે તેટલું વધારે ઉત્તમ છે.

एकोऽपि वेदविद्धर्मं यं व्यवस्येद् द्विजोत्तमः ।
स विज्ञेयः परो धर्मो नाज्ञानामुदितोऽयुतैः ॥ ६ ॥

દ્વિજોમાં ઉત્તમ અર્થાત્ ચતુર્થાશ્રમી સંન્યાસી, એકલો પણ કોઇ સદ્ધર્મ સંબંધી વ્યવહારનો નિશ્ચય કરે, તો તેનેજ પરમ ધર્મ સમજવો; કિન્તુ અજ્ઞાની મનુષ્યો લાખો કે કરોડોની સંખ્યામાં હોય, પણ તેમનું કહેવું ધર્મ તરીકે ન ગણવું. ધર્માત્મા વિદ્વાનો અને પરમ વિદ્વાન્ સંન્યાસીનું વેદાદિ શાસ્ત્રના પ્રમાણથી યુકત કથન માનવા યોગ્ય છે.

જો સભામાં મતભેદ રહે તો બહુ મતાનુસાર કાર્ય કરવું. જો બન્ને પક્ષોના મતો સરખા હોય, તો બે પક્ષોમાં જે ઉત્તમ જણાતો હોય તેનો સ્વીકાર કરવો; ને જો બન્ને પક્ષો ઉત્તમ હોય, તો તે સમયે સંન્યાસીઓની સંમતિ લેવી. જે તરફ પક્ષપાત રહિત સર્વ હિતૈષી સંન્યાસીઓની સંમતિ હોય, તે જ પક્ષને ઉત્તમ સમજવો.

**चतुर्भिरपि चैवैतैर्नित्यमाश्रमिभिर्द्विजैः ।**
**दशलक्षणको धर्मस्सेवितव्यः प्रयत्नतः ॥ ७ ॥**

બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી વગેરે સર્વ મનુષ્યોને યોગ્ય છે, કે નિમ્નલિખિત ધર્મનું સેવન કરવું અને વિરુદ્ધ અધર્મનો પ્રયત્નથી ત્યાગ કરવો જોઈએ.

**धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षम् ॥८॥ मनु०॥**

ધર્મ, ન્યાય, એટલે પક્ષપાત છોડી સત્યને સર્વદા આચરણમાં લાવવું અને અસત્યનો સર્વદા પરિત્યાગ કરવો. આ ધર્મનાં દશ લક્ષણો છે (**अहिंसा**) કોઈની સાથે વૈરબુદ્ધિ કરી તેનું અનિષ્ટ કરવાની ઈચ્છા સરખી પણ ન કરવી (**धृतिः**) સુખ, દુઃખ, હાનિ અને લાભમાં ગભરાઈ જઈ ધર્મનો ત્યાગ કદી ન કરવો; કિન્તુ શાન્તિપૂર્વક ધર્મમાં સ્થિર રહેવું. (**क्षमा**) મન, વચન અને કર્મથી અન્યાયનો ત્યાગ કરવો તથા અધર્મથી દૂર થઇ ધર્મમાં જ સ્થિર રહેવું; (**दमः**) મનને સર્વદા અધર્મથી રોકી ધર્મમાં જ પ્રવૃત્ત રાખવું; (**अस्तेयम्**) અધર્મથી પારકાનું દ્રવ્ય ન લેવું;

(**शौचम्**) રાગદ્વેષાદિનો ત્યાગ કરી, આત્મા અને મનને પવિત્ર રાખવાં અને જળ વગેરેથી શરીરને પવિત્ર રાખવું; (**इन्द्रियनिग्रहः**) શ્રોત્રાદિ બાહ્ય ઇન્દ્રિયોને અધર્મમાં ન જવા દઈ, ધર્મમાં પ્રવૃત્ત રાખવી. (**धीः**) વેદાદિ સત્યવિદ્યાનો અભ્યાસ કરવો, બ્રહ્મચર્ય પાળવું અને સત્પુરુષોનો સંગ કરી, કુસંગ, દુર્વ્યસન, મદ્યપાનાદિનો ત્યાગ કરી, બુદ્ધિની સર્વદા વૃદ્ધિ કરવી. (**विद्या**) જે વડે ભૂમિથી લઇ પરમેશ્વર પર્યન્તનો યથાર્થ બોધ થતો હોય તે વિદ્યા પ્રાપ્ત કરવી. (**सत्यम्**) સત્યને માનવું, સત્ય બોલવું અને તે પ્રમાણે વર્તવું; (**अक्रोधः**) ક્રોધાદિ દુર્ગુણોનો ત્યાગ કરી, શાન્તિ વગેરે સદ્ગુણો ધારણ કરવા, તે ધર્મ કહેવાય છે. આ ધર્મના ૧૦ લક્ષણોને અનુકૂળ પોતાનું વર્તન રાખવું અને તેથી ઉલટું પક્ષપાત કરી વૈરબુદ્ધિ રાખવી, અધૈર્ય, અક્ષમા, મનને અધર્મમાં જવા દેવું, ચોરી કરવી, અપવિત્ર રહેવું, ઇન્દ્રિયોને વશ થઈ અધર્મમાં પ્રવૃત્ત રાખવી, કુસંગ કરવો, દુર્વ્યસન જે મદ્યપાનાદિ છે તે વડે બુદ્ધિનો નાશ કરવો, અવિદ્યા અર્થાત્ અજ્ઞાનાન્ધકારમાં ફસી અધર્માચરણ રાખવું, અસત્ય માનવું, અસત્ય બોલવું, અસત્ય કરવું અને ક્રોધ વગેરે દુર્ગુણોમાં ફસી અધર્મી અને દુષ્ટાચારી થવું, આ દસ લક્ષણો અધર્મનાં છે; આથી સર્વદા દૂર રહેવું.

न सा सभा यत्र न संति वृद्धा,
न ते वृद्धा ये न वदन्ति धर्मम् ।
नासौ धर्मो यत्र न सत्यमस्ति,
न तत्सत्यं यच्छलेनाभ्युपेतम् ॥ ९ ॥

महाभारते ॥

તે સભા જ નથી કે જેમાં કોઈ વૃદ્ધ પુરુષ નથી અને તે વૃદ્ધો જ નથી કે જે ધર્મ કથન કરતા નથી અને તે ધર્મ જ નથી જેમાં સત્ય નથી અને તે સત્ય જ નથી કે જે છળથી યુક્ત હોય છે.

सभां वा न प्रवेष्टव्यं वक्तव्यं वा समञ्जसम् ।
अब्रुवन् विब्रुवन् वापि नरो भवति किल्बिषी ॥ १० ॥

મનુષ્યોને યોગ્ય છે કે પ્રથમ સભામાં પ્રવેશ ન કરવો અને કદી જવું તો સત્ય જ બોલવું, પણ સભામાં બેસી અસત્ય વાતને સાંભળે કે મૌન રહે, અથવા સત્યની વિરુદ્ધ બોલે તો તે મનુષ્ય અતીવ પાપી છે.

धर्मो विद्धस्त्वधर्मेण सभां यत्रोपतिष्ठते ।
शल्यं चास्य न कृन्तन्ति विद्धास्तत्र सभासदः ॥ ११ ॥

અધર્મથી ધર્મ જે સભામાં હણાય છે, તે સભાના સભાસદો જો તે ઘાને રૂઝવવા પ્રયત્ન ન કરે તો નિશ્ચયથી જાણવું કે તે સભાના સર્વ સભાસદો ઘાયલ થઈ પડેલા છે.

विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तन्निबोधत ॥ १२ ॥

જેને સત્પુરુષો અને વિદ્વાનો રાગદ્વેષરહિત થઈ પોતાના હૃદયને અનુકૂળ જાણી સેવે છે, તેને તમે લોકો ધર્મ જાણો.

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।
तस्माद् धर्मो न हंतव्यो मानो धर्मो हतोऽवधीत् ॥ १३ ॥

જે પુરુષ ધર્મનો નાશ કરે છે, તેનો નાશ ધર્મ કરે છે અને જે ધર્મની રક્ષા કરે છે, તેની રક્ષા ધર્મ કરે છે; તે માટે નષ્ટ થએલો ધર્મ અમારો નાશ ન કરે. આ ભયથી ધર્મનું હનન અર્થાત્ ધર્મનો ત્યાગ કદી નહિ કરવો.

वृषो हि भगवान् धर्मस्तस्य यः कुरुते ह्यलम् ।
वृषलं तं विदुर्देवा स्तस्माद्धर्मं न लोपयेत् ॥ १४ ॥

ધર્મ સુખની વૃષ્ટિ કરનાર અને સર્વ ઐશ્વર્યનો દાતા છે, એનો જે નાશ કરે છે, તેને વૃષલ અર્થાત્ નીચ કહે છે. માટે ધર્મનો નાશ કરવો નહિ.

न जातु कामान् न भयान्न लोभा
द्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।
धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये
जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥१५॥

महाभारते ॥

મનુષ્યોને યોગ્ય છે કે કામથી એટલે અસત્ય કામનાથી સિદ્ધિ થતી હોય અથવા નિન્દા, સ્તુતિ વગેરેના ભયથી અથવા લોભથી ધર્મનો ત્યાગ કદી નહિ કરવો. ચાહે અધર્મથી ચક્રવર્તિ રાજ્યની પ્રાપ્તિ થતી હોય, તથાપિ ધર્મને છોડી ચક્રવર્તિ રાજ્ય કદિ પણ ગ્રહણ નહિ કરવું. ને ભોજન, છાદન, જલપાન વગેરેની જીવિકા પણ અધર્મથી થતી હોય; પરંતુ તેને માટે પ્રાણ જાય, તો પણ ધર્મ ન છોડવો; કેમકે જીવ અને ધર્મ નિત્ય છે અને સુખ-દુઃખ અનિત્ય છે. અનિત્ય છે માટે નિત્યનો ત્યાગ કરવો, એ અતીવ દુષ્ટ પુરુષનું કામ છે. ધર્મનો હેતુ જે શરીર તે

પણ અનિત્ય છે. ધન્ય છે, તે મનુષ્યોને કે જે અનિત્ય શરીર અને સુખ-દુઃખ વગેરે વ્યવહારોમાં વિદ્યમાન રહી, ધર્મ કે જે નિત્ય છે તેનો ત્યાગ નથી કરતા.

यत्र धर्मो ह्यधर्मेण सत्यं यत्रानृतेन च ।
हन्यते प्रेक्षमाणानां हतास्तत्र सभासदः ॥१६॥ मनु०॥

જે સભામાં ઉપસ્થિત થએલા સભાસદોની સન્મુખ અધર્મથી ધર્મ અને અસત્યથી સત્યનું હનન થાય છે, તે સભામાં સર્વ સભાસદો મરેલા જેવા જાણવા.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥१७॥
भर्तृहरिः ॥

સર્વ મનુષ્યોએ આ નિશ્ચયપૂર્વક જાણવું જોઇએ કે ગમે તો પોતાના સાંસારિક પ્રયોજનની નીતિમાં વર્તનારા ચતુર પુરુષો નિન્દા અથવા સ્તુતિ કરો, લક્ષ્મી પ્રાપ્ત થાય કે નષ્ટ થાય, આજેજ મૃત્યુ આવે કે યુગાન્તરમાં આવે; તથાપિ જે મનુષ્ય ધાર્મિક માર્ગથી એક પણ પગલું વિરુદ્ધ ચાલતા નથી, તે વીર પુરુષને ધન્યવાદ છે.

ओ३म् संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् ।
देवा भागं यथा पूर्वे संजानाना उपासते ॥ १ ॥
ऋ० मं० १० । सू० १९१ । मं० २ ॥

હે ગૃહસ્થાદિ મનુષ્યો ! તમને, હું ઈશ્વર આજ્ઞા આપું છું કે (यथा) જેમ પૂર્વે વિદ્યોપાર્જન કરી યોગાભ્યાસ કરનારા (संजानानाः) સમ્યક્ જ્ઞાની (देवाः) વિદ્વાન્ લોકો, સાથે મળી (भागम्) સત્ય અને અસત્યનો નિર્ણય કરી અસત્યનો ત્યાગ કરી સત્યની (उपासते) ઉપાસના કરતા હતા તેમ (सं जानताम्) આત્માની સહાયતાથી ધર્મ અને અધર્મ, પ્રિય તથા અપ્રિયને, સારી રીતે સમજનાર તમારાં (मनांसि) મન, એક બીજાથી અવિરોધી થઈ ઉપર કહેલાં લક્ષણોથી યુકત એક ધર્મમાં સંમત થાય અને તમે તેજ ધર્મને, (संगच्छध्वम्) સારી રીતે એકત્ર થઇ પ્રાપ્ત કરો જેમાં તમારી એક સંમતિ થાય અને વિરુદ્ધ-રૂપ અધર્મ છોડી દઇ (संवदध्वम्) સારી રીતે સંવાદ અર્થાત્ પરસ્પર પ્રીતિપૂર્વક પ્રશ્નોત્તર કરી એક બીજાની ઉન્નતિ કરતા રહો.

ओ३म् दृष्ट्वा रूपे व्याकरोत् सत्यानृते प्रजापतिः अश्रद्धामनृतेऽदधाच्छ्रद्धा ँ सत्ये प्रजापतिः ॥ २ ॥ यजु० अ० १९ । मं० ७७ ।

(प्रजापतिः) સકલ સૃષ્ટિની ઉત્પત્તિ અનેપાલન કરનાર, સર્વવ્યાપક સર્વજ્ઞ ન્યાયકારી અને અદ્વિતીય સ્વામી પરમાત્મા (सत्यानृते) સત્યને અનૃત તથા અસત્ય (रूपे) એમ ભિન્ન ભિન્ન સ્વરૂપવાળા ધર્મ અને અધર્મને (दृष्ट्वा) પોતાની સર્વજ્ઞતા વડે યથાવત્ જોઈ (व्याकरोत्) ભિન્ન ભિન્ન નિશ્ચિત કરે છે. માટે (अनृते) મિથ્યા ભાષણ વગેરે અધર્મમાં (अश्रद्धाम्) અપ્રીતિ કરો, (प्रजापतिः)

તે પરમાત્મા (सत्ये) સત્ય ભાષણુ વગેરે લક્ષણુયુક્ત ન્યાય અને પક્ષપાત રહિત ધર્મમાં તમારી (श्रद्धाम्) પ્રીતિને (अदधात्) ધારણુ કરાવે છે, તેમજ તમે કરો.

**ओ३म् सहनाववतु सहनौ भुनक्तु सह वीर्य्यं करवावहै। तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै॥ ओ३म् शान्तिः शान्तिः शान्तिः॥ तै० अष्टमप्रपाठक। प्रथमानुवाकः।**

અમે, સ્ત્રીપુરુષ, સેવક સ્વામી, મિત્ર અને પિતાપુત્ર, વગેરે (**सह**) પરસ્પર મળી (**नौ**) બન્ને જણા પ્રીતિથી (**अवतु**) એક બીજાની રક્ષા કરતા રહીએ અને (**सह**) પ્રીતિથી એક બીજા સાથે મળી પરસ્પરના (**वीर्यम्**) પરાક્રમની વૃદ્ધિ (**करवावहै**) સર્વદા કરતા રહીએ. (**नौ**) અમારૂં (**अधीतम्**) પઠન પાઠન (**तेजस्वि**) અતિ પ્રકાશમાન (**अस्तु**) થાય. અમે એક બીજાથી (**मा विद्विषावहै**) વિદ્વેષ કદી ન કરીએ. કિન્તુ સદા મિત્રભાવ અને સત્ય પ્રેમથી એક બીજા સાથે વર્તીએ અને સર્વ ગૃહસ્થો સદ્વ્યવહારોની વૃદ્ધિ કરતા રહીએ તથા સર્વદા આનંદમાં રહીએ, જે પરમાત્માનું "**ओ३म्**" નામ છે તેની કૃપા અને અમારા ધર્મયુકત પુરુષાર્થથી અમારાં શરીર, મન અને આત્માનાં ત્રણુ પ્રકારનાં દુ:ખ છે તેનો નાશ થઇ જાય અને અમે લોકો પ્રીતિથી એક બીજા સાથે વર્તીને ધર્મ, અર્થ કામ અને મોક્ષની સિદ્ધિમાં સફલ થઇ, હમેશાં આનંદમાં રહી સર્વને આનંદમાં રાખીએ.

इति गृहस्थाश्रमसंस्कारविधिः समाप्तः॥

## ॥ अथ वानप्रस्थसंस्कारविधिं वक्ष्यामः ॥

વાનપ્રસ્થ સંસ્કાર એને કહેવામાં આવે છે કે જ્યારે પોતે વિવાહિત થઈ સન્તાનોત્પત્તિ કરે પછી જે પુત્ર થાય તે પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરી વિવાહ કરે અને તે પુત્રને ત્યાં પણ પુત્ર પ્રાપ્તિ થાય. અર્થાત્ છોકરાને ઘરે જ્યારે છોકરાં થાય ત્યારે પોતે વાનપ્રસ્થાશ્રમ અર્થાત્ વનમાં જઈને નીચે લખ્યા પ્રમાણે વર્તવું.

**अत्रप्रमाणानि-ब्रह्मचर्याश्रमं समाप्य गृही भवेद् गृही-भूत्वा वनी भवेद्वनी भूत्वा प्रव्रजेत् ॥ शतपथब्राह्मणे ॥१॥**

મનુષ્યોની એ ફરજ છે કે બ્રહ્મચર્ય આશ્રમ પૂર્ણ કર્યા પછી ગૃહસ્થ થાય, ગૃહસ્થ થયા પછી વની, અર્થાત્ વાનપ્રસ્થ થાય, વાનપ્રસ્થ થયા પછી સંન્યાસ ગ્રહણ કરે.

**व्रतेन दीक्षामाप्नोति दीक्षयाप्नोति दक्षिणाम् । दक्षिणा श्रद्धामाप्नोति श्रद्धया सत्यमाप्यते ॥ २ ॥ यजु० अ० १९ । मं० ३० ॥**

જ્યારે મનુષ્ય બ્રહ્મચર્યાદિ તીર્થ સત્યભાષણાદિ વ્રતો અને નિયમોનું સેવન કરે છે ત્યારે તે (**व्रतेन**) વ્રતના પ્રભાવથી ઉત્તમ પ્રતિષ્ઠા રૂપ ( **दीक्षां** ) દીક્ષાને મેળવે છે, વળી ( **दीक्षया** ) બ્રહ્મચર્યાદિ આશ્રમોના નિયમોનું પાલન કરવાથી ( **दक्षिणाम्** )

સત્કાર પૂર્વક ધનાદિ પદાર્થને પ્રાપ્ત થાય છે. (दक्षिणया) અને તે સત્કારથી (श्रद्धाम्) સત્યના સેવનમાં પ્રીતિને પ્રાપ્ત થાય છે અને (श्रद्धया) સત્ય ધાર્મિક જનોમાં પ્રીતિ કરવાથી (सत्यम्) સત્ય વિદ્વાન્ અથવા સત્ય પદાર્થ મનુષ્યને પ્રાપ્ત થાય છે. એટલા માટે શ્રદ્ધાપૂર્વક બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમનું સેવન કર્યા પછી જ મનુષ્યે અવશ્ય વાનપ્રસ્થાશ્રમ લેવો.

अभ्या दधामि समिधमग्ने व्रतपते त्वयि । व्रतं च श्रद्धां चोपैमीन्धे त्वा दीक्षितोअहम् ॥ ३ ॥ य० अ० २० । मं० २४ ॥

હે (व्रतपतेऽग्ने) નિયમનું પાલન કરવાવાળા પ્રભુ, (दीक्षितः) દીક્ષા લીધેલ (अहम्) હું (त्वयि) તારી અંદર સ્થિર થઇને (व्रतम्) બ્રહ્મચર્યાદિ આશ્રમોનું સેવન (च) તથા તેના સાધનો (श्रद्धाम्) સત્યનું સેવન. (च) તથા તેને પ્રાપ્ત કરવાના ઉપાયોને (उपैमि) પ્રાપ્ત થાઉં છું એટલા વાસ્તે જેવી રીતે અગ્નિમાં સમિધા (समिधम्) (अभ्यादधामि) ધારણ કરૂં છું અર્થાત્ મૂકું છું. તેવી જ રીતે વિદ્યા અને વ્રતાદિકને ધારણ કરી પ્રકાશિત કરૂં છું. અને તેવી જ રીતે (त्वा) તને પણ મારા આત્માની અંદર ધારણ કરીને સદા (इन्धे) પ્રકાશિત કરૂં છું.

आ नयैतमा रभस्व सुकृतां लोकमपि गच्छतु प्रजानन्। तीर्त्वा तमांसि बहुधा महान्त्यजो नाकमाक्रमतां तृतीयम् ॥ ४ ॥ अथर्व० कां० ९ । सू० ५ । मं० १ ॥

હે (प्रजानन्) સમ્યક્ જ્ઞાનવાન્! તું (एतम्) આ વાનપ્રસ્થાશ્રમને (आरभस्व) આરંભ કર. (आनय) તારા મનને ગૃહસ્થાશ્રમમાંથી ખસેડી એની તરફ દોર. (सुकृताम्) પુણ્યાત્માઓને (लोकमपि) જોવા યોગ્ય આ વાનપ્રસ્થાશ્રમને પણ (गच्छतु) પ્રાપ્ત થા. (बहुधा) અનેક પ્રકારના (महान्ति) મોટા મોટા (तमांसि) અજ્ઞાન અંધકારાદિ સંસારના મોહથી (तीर्त्वा) તરી જઈને અર્થાત્ તેનાથી અલગ થઈને (अजः) તારા આત્માને અજર અમર જાણી (तृतीयम्) ત્રીજા (नाकम्) દુઃખરહિત વાનપ્રસ્થાશ્રને (आक्रमताम्) આક્રમણ કર, અર્થાત્ વિધિપૂર્વક આરૂઢ થા.

भद्रमिच्छन्त ऋषयः स्वर्विद स्तपो दीक्षामुपनिषेदुरग्रे।
ततो राष्ट्रं बलमोजश्च जातं तदस्मै देवा उपसन्नमन्तु ॥५॥
अथर्व० कां० १९ । सू० ४१ । मं० १ ॥

હે વિદ્વાન્ મનુષ્ય! જેવી રીતે (स्वर्विदः) સુખને પ્રાપ્ત કરવાવાળા (ऋषयः) વિદ્વાન મનુષ્યો (अग्रे) સૌથી પ્રથમ (दीक्षाम्) બ્રહ્મચર્યાદિ આશ્રમોની દીક્ષા અને ઉપદેશ લઈને (तपः) પ્રાણાયામ અને વિદ્યાધ્યયન જિતેન્દ્રિયત્વાદિ શુભ લક્ષણોને (उपनिषेदुः) પ્રાપ્ત કરી તેઓનું સેવન કરે છે તેવી જ રીતે આ (भद्रं) કલ્યાણકારક વાનપ્રસ્થાશ્રમની (इच्छन्तः) ઇચ્છા કરો. જેવી રીતે રાજકુમારો બ્રહ્મચર્યાશ્રમને (ततः) સેવ્યાથી જ (ओजः) પરાક્રમ (च) અને (बलम्) બલને પ્રાપ્ત કર્યા પછી (जातम्) પ્રસિદ્ધ (राष्ट्रम्) રાજ્યની ઇચ્છા અને રક્ષા કરી શકે છે અને (अस्मै) એવા ન્યાયકારી ધાર્મિક વિદ્વાન્ રાજાને (देवाः) વિદ્વાન્

લોકો નમન કરેછે ( तत् ) એવી રીતે સર્વે મનુષ્યો વાન-પ્રસ્થાશ્રમનું સેવન કરવાવાળા તમને ( उप, सं, नमन्तु ) પ્રાપ્ત થઇ યથાયોગ્ય રીતે નમસ્કાર કરે.

मा नो॑ मे॒धां मा नो॑ दी॒क्षां मा नो॑ हिंसिष्ट॒ यत्तपः॑ ।
शि॒वा नः॒ सन्त्वायु॑षे शि॒वा भ॑वन्तु मा॒तरः॑ ॥ ६ ॥
अथर्व० कां० १९ । सू० ४० । मं० ३ ॥

સંબંધીજન ( नः ) અમારી વાનપ્રસ્થાશ્રમવાળાઓની ( मेधां ) પ્રજ્ઞા ( नः दीक्षां ) દીક્ષા ( नः तपः ) અમારાં પ્રાણાયામ આદિ ઉત્તમ તપ ઇત્યાદિને ( मा हिंसिष्ट ) નાશ ન કરે, અમારી દીક્ષા અને આયુષ્યને માટે સર્વ પ્રજા ( शिवाः ) કલ્યાણ કરવાવાળા ( सन्तु ) થાઓ અને જેવી રીતે અમારી ( मातरः ) માતા, પિતામહી, પ્રપિતામહી આદિ ( शिवः ) કલ્યાણ કરવાવાળા છે તેવીજ રીતે સર્વ લોકો પ્રસન્ન થઇને અમને વાનપ્રસ્થાશ્રમની અનુમતિ દેવાવાળા ( भवन्तु ) થાઓ.

तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये शान्ता विद्वांसो भैक्ष्यचर्यां चरन्तः । सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति यत्रामृतः स पुरुषो ह्यव्ययात्मा ॥ ७ ॥ मुण्डकोपनिषद् खं० २ । मं० ११ ॥

હે મનુષ્યો ( ये ) જે ( विद्वांसः ) વિદ્વાન્ લોકો ( अरण्ये ) જંગલમાં ( शान्त्या ) શાન્તિપૂર્વક ( तपः श्रद्धे ) યોગાભ્યાસ અને પરમાત્મામાં પ્રીતિ રાખી ( उपवसन्ति ) વનવાસીઓની

સમીપ વાસ કરે છે અને ( **भैक्ष्यचर्यां** ) ભિક્ષાચરણ ( **आचरन्तः** ) કરીને વનમાં નિવાસ કરે છે ( **ते** ) તે ( **हि** ) જ ( **विरजाः** ) લોકો નિર્મળ નિર્દોષ અને નિષ્પાપ થઈને ( **सूर्यद्वारेण** ) પ્રાણદ્વારા ( **यत्र** ) જ્યાં ( **सः** ) તે ( **अमृत** ) નિત્ય ( **अव्ययात्मा** ) નાશરહિત ( **पुरुषः** ) પૂર્ણ પરમાત્મા બીરાજે છે ( **हि** ) ત્યાં ( **प्रयान्ति** ) જાય છે અર્થાત્ મોક્ષ પામે છે. એટલા માટે વાનપ્રસ્થાશ્રમનું સેવન કરવું અતિ ઉત્તમ છે.

**एवं गृहाश्रमे स्थित्वा विधिवत्स्नातको द्विजः ।**
**वने वसेत्तु नियतो यथावद्विजितेन्द्रियः ॥ १ ॥**

આગળ બતાવેલ વિધિ પ્રમાણે બ્રહ્મચર્યસહિત પૂર્ણ વિદ્યાનું અધ્યયન કર્યા પછી સમાવર્તન વખતે સ્નાનવિધિ કરવાવાળા દ્વિજે અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય. અને વૈશ્યે, જિતેન્દ્રિયઅને જિતાત્મા થઈ અર્થાત્ ગૃહસ્થાશ્રમ કર્યા પછી વનમાં વસવું.

**गृहस्थ स्तु यदा पश्येद् वली पलितमात्मनः ।**
**अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥ २ ॥**

ગૃહસ્થે જ્યારે પોતાના શરીરની ત્વચાને ઢીલી થતી અને બાલને સફેદ થતા જુએ અને પુત્રને ઘેર પણ પુત્ર થાય ત્યારે વનનો આશ્રય લેવો.

**सन्त्यज्य ग्राम्यमाहारं सर्वञ्चैव परिच्छदम् ।**
**पुत्रेषु भार्य्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा ॥ ३ ॥**

જ્યારે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરે ત્યારે ગામમાં પેદા થયેલા આહારને છોકરાને અને ઘરના સર્વ પદાર્થોને છોડી દે અને પોતાની સ્ત્રીને પુત્ર પાસે રાખી જાય અથવા વનમાં પોતાની સાથે લઈ જાય.

अग्निहोत्रं समादाय गृह्यं चाग्निपरिच्छदम्।
ग्रामादरण्यं निस्सृत्य निवसेन्नियतेन्द्रियः ॥ ४ ॥

જ્યારે ગૃહસ્થ વાનપ્રસ્થ થવાની ઈચ્છા કરે ત્યારે સર્વ સાધનો સહિત અગ્નિહોત્રને સાથે લઈ ગામમાંથી બહાર નીકળી જંગલમાં જિતેન્દ્રિયતા પૂર્વક નિવાસ કરે.

स्वाध्याये नित्य युक्तः स्याद्दान्तो मैत्रः समाहितः ।
दाता नित्य मनादाता सर्व भूतानुकम्पकः ॥ ५ ॥

ત્યાં જંગલની અંદર વેદાદિ શાસ્ત્રોના પઠન પાઠનમાં મનને હમેશાં યુક્ત કરે અને ઈન્દ્રિયોને જીતીને પોતાની સ્ત્રી સાથે પાસે હોય તો પણ તેની પાસેથી સેવા સિવાય વિષય સેવનનો પ્રસંગ કોઈ દિવસ ન કરે. સર્વની સાથે મિત્રભાવ સાધી હમેશાં દાન દેવાવાળો, કોઈની પાસેથી જરા પણ ન લેતાં પ્રાણી માત્ર સાથે અનુકમ્પા અને કૃપાથી વર્તે.

तापसेष्वेव विप्रेषु यात्रिकं भैक्ष्यमाहरेत् ।
गृहमेधिषु चान्येषु द्विजेषु वनवासिषु ॥ ६ ॥

જંગલમાં જે ભણવાવાળા અને યોગાભ્યાસ કરવાવાળા તપસ્વી ધર્માત્મા વિદ્વાન ગૃહસ્થ અથવા વાનપ્રસ્થાશ્રમી રહેતા હોય તેઓના ઘરમાંથી ભિક્ષા ગ્રહણ કરે.

एताश्चान्याश्च सेवेत दीक्षा विप्रो वने वसन्।
विविधाश्चौपनिषदी रात्मसंसिद्धये श्रुतीः॥ मनु० अ० ६॥

અને તેવી રીતે વનમાં વસતાં ઉપર બતાવેલ તથા એવી જ બીજી દીક્ષાઓનું સેવન કરે અને આત્મા તથા પરમાત્માનાં જ્ઞાનને માટે વિવિધ પ્રકારના ઉપનિષદ અર્થાત્ જ્ઞાન ઉપાસના વિધાયક શ્રુતિઓના અર્થોનો વિચાર કર્યા કરે આવી રીતે જ્યાં સુધી સન્યાસ લેવાની ઇચ્છા ન થાય ત્યાં સુધી વર્ત્યા કરે.



# अथ विधिः



વાનપ્રસ્થાશ્રમ લેવાનો વખત ૫૦ વર્ષની ઉપરનો છે. જ્યારે પુત્રને ઘેર પુત્ર થાય ત્યારે પોતાના સ્ત્રી, પુત્ર, ભાઈ, બંધુ, પુત્રની સ્ત્રી ઇત્યાદી સર્વને ગૃહસ્થાશ્રમની સર્વ પ્રકારની શિક્ષા આપી વનમાં યાત્રા કરવાની તૈયારીક રે. જો સ્ત્રી સાથે આવે તો તેને સાથે લઈ જવી, નહિ તો વડીલ પુત્રને સોંપી જવી કે જે તેની યથાયોગ્ય સેવા કરે અને પોતાની પત્નીને એવી શિખામણ દેતા જવું કે તે પુત્રાદિને ધર્મમાર્ગમાં ચલાવવાનું અને અધર્મથી દૂર રાખવાનું હમેશાં શિક્ષણ આપતી રહે. ત્યારપછી આગળ લખ્યા પ્રમાણે યજ્ઞશાળા વેદી આદિ સર્વ બનાવી ( ओं भूर्भुवः स्वद्यौ० ) એ મંત્રોથી અગ્ન્યાધાન અને ( अयन्त इध्म०) ઇત્યાદિ ચાર મંત્રોથી સમિદાધાન કરીને ( ओं अदितेनुमन्यस्व ) ઇત્યાદિ ચાર મંત્રોથી યજ્ઞકુણ્ડની ચારે તરફ જલ પ્રોક્ષણ કરી આગળ લખ્યા પ્રમાણે આઘારાવાજ્ય ભાગાહુતિ ચાર અને વ્યાહુતિ આહુતિ ચાર કર્યા પછી આગળ લખ્યા પ્રમાણે સ્વસ્તિવાચન તથા શાન્તિ પ્રકરણ કરીને સ્થાલીપાક બનાવી તેના ઉપર ઘૃત સેચન કરી નીચે લખ્યા પ્રમાણે નિમ્ન મંત્રોથી આહુતિઓ આપે

ओ३म् काय स्वाहा । कस्मै स्वाहा । कतमस्मै स्वाहा । आधिमाधीताय स्वाहा । मनः प्रजापतये स्वाहा । चित्तं विज्ञातायादित्यै स्वाहा । अदित्यै मह्यै स्वाहा । अदित्यै सुमृडीकायै स्वाहा । सरस्वत्यै पावकायै स्वाहा । सरस्वत्यै बृहस्पत्यै स्वाहा । पूष्णे स्वाहा । पूष्णे प्रपथ्याय स्वाहा । पूष्णे नरन्धिषाय स्वाहा । त्वष्ट्रे स्वाहा । त्वष्ट्रे तुरीपाय स्वाहा । त्वष्ट्रे पुरुरूपाय स्वाहा । भुवनस्य पतये स्वाहा । अधिपतये स्वाहा । प्रजापतये स्वाहा । ओ३म् आयुर्यज्ञेन कल्पता ँ स्वाहा । प्राणो यज्ञेन कल्पता ँ स्वाहा । अपानो यज्ञेन कल्पता ँ स्वाहा । व्यानो यज्ञेन कल्पता ँ स्वाहा । उदानो यज्ञेन कल्पता ँ स्वाहा । समानो यज्ञेन कल्पता ँ स्वाहा । चक्षुर्यज्ञेन कल्पता ँ स्वाहा । श्रोत्रं यज्ञेन कल्पता ँ स्वाहा । वाग्यज्ञेन कल्पता ँ स्वाहा । मनो यज्ञेन कल्पता ँ स्वाहा । आत्मा यज्ञेन कल्पता ँ स्वाहा । ब्रह्मा यज्ञेन कल्पता ँ स्वाहा । ज्योतिर्यज्ञेन कल्पता ँ स्वाहा । पृष्ठं यज्ञेन कल्पता ँ स्वाहा । यज्ञो यज्ञेन कल्पता ँ स्वाहा । एकस्मै स्वाहा । द्वाभ्यां स्वाहा । शताय स्वाहा । एकशताय स्वाहा । व्युष्ट्यै स्वाहा । स्वर्गाय स्वाहा ।

આ મંત્રોથી એક એક કરીને ૪૩ સ્થાલીપાકની આજ્યાહુતિ આપીને પુનઃ આગળ લખ્યા પ્રમાણે ચાર વ્યાહુતિ આહુતિ આપી સામગાન કરીને ઇષ્ટ મિત્રો સાથે મળી પુત્રાદિ ઉપર ઘરનો સર્વ કારભાર મૂકી અગ્નિહોત્રની સામગ્રી સહિત જંગલમાં જઈ એકાંતમાં નિવાસ કરી યોગાભ્યાસ, શાસ્ત્રોનો વિચાર, મહાત્માઓનો સંગ કરી સ્વાત્મા તથા પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કર્યા કરવો.

॥ इति वानप्रस्थसंस्कारविधिः समाप्तः ॥



## ॥ अथ संन्याससंस्कारविधिं वक्ष्यामः ॥

---

મનુષ્ય મોહાદિ આવરણ અને પક્ષપાતથી રહિત થઈ વિરકત બની, પરોપકારને માટે આખી પૃથ્વીમાં ફરે તેને સંન્યાસ સંસ્કાર કહેવામાં આવે છે.

**सम्यक् न्यस्यन्त्यधर्माचरणानि येन वा सम्यक् नित्यं सत्कर्मस्वास्त उपविशति स्थिरीभवति येन वा स संन्यासः, संन्यासो विद्यते यस्य स संन्यासी ॥**

કાલ. ( સંન્યાસ માટે )

પ્રથમ વાનપ્રસ્થાશ્રમનીશરૂઆતમાં જે કહેવામાં આવ્યું છે, કે, બ્રહ્મચર્ય પુરૂં કરીને ગૃહસ્થ થયા પછી વાનપ્રસ્થ, અને વાનપ્રસ્થ થયા પછી સંન્યાસી થાય તેને કર્મસંન્યાસ અર્થાત્ હરેક આશ્રમોનાં અનુષ્ઠાન કરતાં વૃદ્ધાવસ્થામાં જે સંન્યાસ લેવામાં આવે છે તેને કર્મસંન્યાસ કહેવામાં આવે છે.

**द्वितीय प्रकार ॥**

**यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेद्वनाद्वा गृहाद्वा ॥**

આ બ્રાહ્મણ ગ્રંથનું વચન છે. અર્થ : જે દિવસે દૃઢ વૈરાગ્ય પ્રાપ્ત થાય, તે જ દિવસે વાનપ્રસ્થાશ્રમનો સમય પુરો ન થયો હોય તો પણ અથવા વાનપ્રસ્થાશ્રમમાં દૃઢ વૈરાગ્ય અને યથાર્થ જ્ઞાનનું હોવું એ જ મુખ્ય જરૂરનું છે.

## तृतीय प्रकार ॥

**ब्रह्मचर्या देव प्रव्रजेत्**—આ પણ બ્રાહ્મણ ગ્રંથનું વચન છે. અર્થ: જો પૂર્ણ અખંડિત બ્રહ્મચર્ય, સાચો વૈરાગ્ય તથા પૂર્ણ જ્ઞાન અને વિજ્ઞાનને પ્રાપ્ત કર્યા પછી આત્માની અંદરથી વિષયાસક્તિની ઇચ્છા બરાબર નીકળી જાય, પક્ષપાત રહિત થઇ સર્વનો ઉપકાર કરવાની ઇચ્છા હોય, મરણ પર્યન્ત સંન્યાસ ધર્મનું યથાવત્ પાલન કરી શકીશ એવો જેને દૃઢ નિશ્ચય થઇ જાય, તેને ગૃહસ્થ કે વાનપ્રસ્થ થવાની જરૂર નથી પણ તે તો બ્રહ્મચર્યાશ્રમને પૂરો કરીને તરતજ સંન્યાસાશ્રમને ગ્રહણ કરે.

## अत्र वेदप्रमाणानि ॥

**ओ३म् शर्य्यणावति सोममिन्द्रः पिबतु वृत्रहा। बलन्दधान आत्मनि करिष्यन् वीर्यं महदिन्द्रायेन्दो परि स्रव ॥ १ ॥**

હું ઇશ્વર સંન્યાસ લેવાવાળા સર્વ મનુષ્યોને ઉપદેશ આપું છું, કે જેવી રીતે (**वृत्रहा**) મેઘનો નાશ કરવાવાળો (**इन्द्र**) સૂર્ય (**शर्य्यणावति**) હિંસનીય પદાર્થયુક્ત ભૂમિતલમાં રહેલ (**सोमं**) રસને પીવે છે, તેવી રીતે સંન્યાસ લેવાવાળા પુરુષ ઉત્તમ મૂળ અને ફળોના રસને (**पिबतु**) પીવે અને (**आत्मनि**) પોતાના આત્મામાં (**महत्**) મહાન (**वीर्यं**) બળવાન (**करिष्यन्**) કરીશ, એવી ઇચ્છા રાખીને (**बल दधानः**) દિવ્ય બળને ધારણ કરીને (**इन्द्राय**) પરમૈશ્વર્યને

માટે (इन्दो) ચંદ્રમાની માફક સર્વને આનંદિત કરવાવાળા હે વિદ્વાન્, તું સંન્યાસ લઈને સર્વના ઉપર (परिस्रव) સત્યોપદેશની વૃષ્ટિ કર.

ओ३म् आपवस्व दिशां पत आर्जीकात् सोम मीढ्वः। ऋतवाकेन सत्येन श्रद्धया तपसा सुत इन्द्रायेन्दो परि स्रव ॥ २ ॥

હે (सोम) સૌમ્ય ગુણસંપન્ન! (मीढ्वः) સત્યથી સર્વના હૃદયનું સેચન કરવાવાળા (दिशांपते) સર્વ દિશાઓમાં વસતા મનુષ્યોને જ્ઞાન આપી પાલન કરવાવાળા (इन्दो) શમાદિ ગુણવાળા હે સંન્યાસી, તું (ऋतवाकेन) યથાર્થ વાક્ય (सत्येन) સત્ય ભાષણ, (श्रद्धया) સત્યનું પાલન કરવામાં સાચી પ્રીતિ (तपसा) પ્રાણાયામ અને યોગાભ્યાસાદિ તપ વડે (आर्जीकात्) સરલતાથી (सुतः) નિષ્પન્ન થઈ તારૂં શરીર, ઇંદ્રિય, મન અને બુદ્ધિ વગેરેને (आपवस्व) પવિત્ર કર; (इन्द्राय) પરમૈશ્વર્યયુક્ત પરમાત્માને માટે (परिस्रव) દરેક રીતે પ્રયત્ન કર

ओ३म् ऋतं वदन्नृतद्युम्न सत्यं वदन्त्सत्यकर्मन्। श्रद्धां वदन्त्सोम राजन् धात्रा सोम परिष्कृत इन्द्रायेन्दो परि स्रव ॥ ३ ॥

હે (ऋत द्युम्न) સત્ય ધન અને સત્ય કીર્તિવાળા યતિવર (ऋतं, वदन्) પક્ષપાત છોડીને યથાર્થ બોલતાં (सत्यकर्मन्) સત્યવેદોક્ત કર્મવાળા સંન્યાસી (सत्य वदन्) સત્ય બોલતાં (श्रद्धां) સત્યતા ધારણમાં પ્રીતિ કરવા માટે

(वदन्) ઉપદેશ કરતાં, (सोम) સૌમ્યગુણસંપન્ન (राजन्) સર્વ પ્રકારથી યુક્ત આત્માવાળો થઈ (सोम) યોગૈશ્વર્ય યુક્ત (इन्दो) સર્વને આનંદદાયક હે સંન્યાસી, તું (धात्रा) સકલ વિશ્વના ધારણ કરવાવાળા પરમાત્માના સહવાસથી યોગાભ્યાસ દ્વારા (परिष्कृत) શુદ્ધ થઈને (इन्द्राय) યોગથી ઉત્પન્ન થનારી પરમૈશ્વર્ય રૂપ સિદ્ધિને માટે (परिस्रव) યથાર્થ પુરુષાર્થ કર.

ओ३म् यत्र ब्रह्मा पवमान छन्दस्यां३ वाचं वदन्। ग्राव्णा सोमे महीयते सोमेनानन्दं जनयन्निन्द्रायेन्दो परि स्रव ॥ ४ ॥

હે (छन्दस्याम्) સ્વતંત્રતાયુક્ત (वाचम्) વાણીને (वदन्) કહેનાર (सोमेन) વિદ્યા યોગાભ્યાસ અને પરમેશ્વરની ભક્તિથી (आनन्दम्) સર્વને માટે આનંદને (जनयन्) પ્રકટ કરનાર (इन्दो) આનંદપ્રદ (पवमान) પવિત્રાત્મન પવિત્ર કરવાવાળા સંન્યાસી (यत्र) જે (सोमे) પરમૈશ્વર્યયુક્ત પરમાત્મામાં (ब्रह्मा) ચારે વેદોના જાણવાવાળા વિદ્વાન (महीयते) મહત્ત્વને પ્રાપ્ત થઈને સત્કારને પ્રાપ્ત થાય છે. જેવી રીતે (ग्राव्णा) મેઘથી સર્વ જગતને આનંદ થાય છે, તેવી રીતે તું સર્વને (इन्द्राय) પરમૈશ્વર્યયુક્ત મોક્ષનો આનંદ આપવા વાસ્તે (परिस्रव) સર્વ સાધનોને સર્વ પ્રકારથી પ્રાપ્ત કર.

ओ३म् यत्र ज्योतिरजस्रं यस्मिँल्लोके स्वर्हितम्। तस्मिन् मां धेहि पवमानामृते लोके अक्षित इन्द्रायेन्दो परि स्रव ॥ ५ ॥

હે (पवमान) અવિદ્યાદિ ક્લેશોના નાશ કરવાવાળા પવિત્રસ્વરૂપ (इन्दो) સર્વાનંદદાયક પરમાત્મન્ (यत्र) જ્યાં તારા સ્વરૂપમાં (अजस्त्र) નિરંતર વ્યાપક તારૂં (ज्योतिः) તે જ છે (यस्मिन्) (लोके) જ્ઞાનથી દેખવા યોગ્ય તારામાં (स्वः) જે નિત્ય તેજ (हितम्) સ્થિત છે. (तस्मिन्) (अमृते) તે અમૃત અર્થાત્ જન્મ-મરણથી રહિત (अक्षिते) અને નાશથી રહિત (लोक) આપના દ્રષ્ટવ્ય સ્વરૂપમાં આપ (मा) મને (इन्द्राय) પરમૈશ્વર્ય પ્રાપ્તિને માટે (धेहि) કૃપા કરી ધારણ કરો અને મારા ઉપર માતાતુલ્ય કૃપા-ભાવથી (परिस्त्रव) આનંદની વૃષ્ટિ કરો.

ओ३म् यत्र राजा वैवस्वतो यत्रावरोधनं दिवः ।
यत्रामूर्यह्वतीरापस्तत्र माममृतं कृधीन्द्रायेन्दो परि स्त्रव ॥६॥

હે (इन्दो) આનંદપ્રદ પરમાત્મન્ તું કે જેની અંદર (वैवस्वतः) સૂર્યનો પ્રકાશ (राजा) પ્રકાશમાન થઈ રહ્યો છે. (यत्र) જેની અંદર (दिवः) વિજળી અથવા બૂરી કામનાની (अवरोधनं) રૂકાવટ છે, (यत्र) જેમાં (अमूः) તે કારણરૂપ (यह्वतीः) મહાન્ વ્યાપક આકાશસ્થ (आपः) પ્રાણપ્રદ વાયુ છે, (तत्र) તે આપના સ્વરૂપમાં (माम्) મને (अमृतम्) મોક્ષને પ્રાપ્ત (कृधि) કરો (इन्द्राय) પરમૈશ્વર્ય માટે (परिस्त्रव) આર્દ્રભાવથી આપ મને પ્રાપ્ત થાઓ.

ओ३म् यत्रानुकामं चरणं त्रिनाके त्रिदिवे दिवः ।
लोका यत्र ज्योतिष्मन्तस्तत्र माममृतं कृधीन्द्रायेन्दो परि स्त्रव ॥ ७ ॥

હે (इन्दो) પરમાત્મન્ (यत्र) જે આપની અંદર (अनुकामम्) ઈચ્છાને અનુકૂલ સ્વતંત્ર (चरणम्) ગમન છે (यत्र) જેમાં (त्रिनाके) ત્રિવિધ અર્થાત્ આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક દુઃખથી રહિત (त्रिदिवे) ત્રણ સૂર્યથી અર્થાત્ સૂર્યવિદ્યુત અને ભૌતિક અગ્નિથી પ્રકાશિત સ્વસુખ સ્વરૂપમાં (दिवः) કામના કરવા યોગ્ય શુદ્ધ કામનાવાળા (लोकाः) યથાર્થ સુખરૂપ જ્ઞાનયુક્ત (ज्योतिष्मन्तः) શુદ્ધ વિજ્ઞાનયુકત મુક્તિને પ્રાપ્ત થયેલા સિદ્ધ પુરુષો વિચરે છે, (तत्र) તે આપના સ્વરૂપમાં (मां) મને (अमृतं) મુકત (कृधि) કરો અને (इन्द्राय) પરમૈશ્વર્યને માટે (परिस्रव) કૃપાથી પ્રાપ્ત થાઓ.

ओ३म् यत्र कामा निकामाश्च यत्र ब्रध्नस्य विष्टपम्। स्वधा च यत्र तृप्तिश्च तत्र माममृतं कृधीन्द्रायेन्दो परि स्रव ॥ ८ ॥

હે (इन्दो) નિષ્કામાનંદપ્રદ સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્મા (यत्र) આપ કે જેની અંદર (कामा) સર્વ કામના (निकामाः) અને અભિલાષા છુટી જાય છે (च) અને (यत्र) જેમાં આપ (ब्रध्नस्य) મહાન પ્રકાશમાન સૂર્યનું (विष्टपम्) વિશિષ્ટ સુખ તથા જે આપની અંદર (स्वधा) આપનું ધારણ (तृप्तिः) પૂર્ણ તૃપ્તિ છે, (तत्र) તે આપના સ્વરૂપમાં (मां) મને (अमृतं कृधि) યુકત કરો તથા (इन्द्राय) પરમૈશ્વર્ય માટે સર્વ દુઃખને દૂર કરી, મારા ઉપર (परिस्रव) કરુણા કરો.

ओ३म् यत्रानन्दाश्च मोदाश्च मुदः प्रमुद आसते।

कामस्य यत्राप्ताः कामास्तत्र माममृतं कृधीन्द्रायेन्दो परि स्रव ॥ ९ ॥ ऋ० मं० ९ । सू० ११३ ॥

હે (इन्द्रो) સર્વાનન્દયુકત જગદીશ્વર આપની અંદર (यत्र) (आनन्दाः) સંપૂર્ણ સમૃદ્ધિ તથા (च) (मोदः) સંપૂર્ણ હર્ષ (मुदः) તથા પ્રસન્નતા (च) તથા (प्रमुदः) પ્રકૃષ્ટ પ્રસન્નતા (आसते) સ્થિત છે (यत्र) જેમાં (कामस्य कामाः) અભિલાષી પુરુષની પૂર્વ અભિલાષા (आप्ता) પૂર્ણ થાય છે (तत्र) તે આપના સ્વરૂપમાં પરમૈશ્વર્યને માટે (माम्) મને (अमृतं कृधि) જન્મ મૃત્યુના દુઃખથી રહિત કરી મોક્ષ યુકત કરો કે જેથી કરી મુકિતના સમયની વચમાં સંસારમાં આવવું નથી પડતું તથા તેવી જ રીતે સર્વ જીવોને પણ સર્વ રીતે પ્રાપ્ત થાઓ.

ओ३म् यद्देवा यतयो यथा भुवनान्यपिन्वत । अत्रा समुद्र आगूढमासूर्यमजभर्त्तन ॥ १० ॥ ऋ० मं १० । सू० ७२ । मं० ७ ॥

હે (देवाः) પૂર્ણ વિદ્વાન (यतयः) સંન્યાસી લોકો તમે (यथा) જેવી રીતે (अत्र) આ (समुद्रे) આકાશમાં (गूढं) ગુપ્ત (आसूर्यम्) સ્વયંપ્રકાશસ્વરૂપ સૂર્યાદિના પ્રકાશક પરમાત્મા છે તેને (आ, अजभर्त्तन) ચારો તરફથી તમારા આત્મા ધારણ કરો આનંદિત થાઓ તેવી રીતે (यत्) જે (भुवनानि) સર્વ ભુવનસ્થ ગૃહસ્થાદિ મનુષ્ય છે તેમને હમેશાં (अपिन्वत) વિદ્યા અને ઉપદેશથી સંયુકત કર્યા કરો તે જ તમારો પરમ ધર્મ છે.

ओ३म् भद्रमिच्छन्त ऋषयः स्वर्विदस्तपो दीक्षामुप निषेदुरग्रे। ततो राष्ट्रं बलमोजश्च जातं तदस्मै देवा उपसन्नमन्तु ॥११॥ अथर्व० कां० १९। सू० ५१। मं० १ ॥

હે વિદ્વાનો જે ( ऋषयः ) વેદાર્થ વિદ્યાને તથા (स्वर्विदः) સુખને પ્રાપ્ત કરનાર ( अग्रे ) પ્રથમ ( तपः ) બ્રહ્મચર્યરૂપ આશ્રમને પૂર્ણતાથી સેવન અને યથાવત ધૈર્યથી પ્રાપ્ત કર્યા પછી ( भद्रं ) કલ્યાણની ( इच्छन्तः ) ઇચ્છા કરનાર ( दीक्षां ) સંન્યાસીને યોગ્ય દીક્ષાને (उपनिषेदुः) બ્રહ્મચર્ય-થી જ પ્રાપ્ત થાય છે તેનો ( देवाः ) વિદ્વાન લોકો ( उप, सन्नमन्तु ) યથાવત સત્કાર કરે ( ततः ) તદનન્તર ( राष्ट्रं ) રાજ્ય ( बलं ) બલ ( च ) તથા ( ओजः ) પરાક્રમ (जातं) વગેરે ઉત્પન્ન થાય છે ( तत् ) એટલા વાસ્તે ( अस्मै ) આ સંન્યાસાશ્રમનું પાલન કરવા માટે પ્રયત્ન કર્યા કરો.

अथ मनुस्मृतेः श्लोकाः ।

वनेषु तु विहृत्यैवं तृतीयं भागमायुषः ।
चतुर्थमायुषो भागं त्यक्त्वा संगान् परिव्रजेत् ॥१॥

આવી રીતે જંગલોની અંદર આયુષ્યનો ત્રીજો ભાગ અર્થાત્ વધારેમાં વધારે ૨૫ વર્ષ અને ઓછામાં ઓછા ૧૨ વર્ષ સુધી વિહાર કરીને આયુષ્યનો ચોથો ભાગ, અર્થાત્ લગભગ ૭૦ વર્ષની ઉમર પછીના સમયમાં સર્વ મોહાદિ સંગોનો ત્યાગ કરી સંન્યાસી બને.

अधीत्य विधिवद्वेदान् पुत्रांश्चोत्पाद्य धर्मतः ।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे नियोजयेत् ॥ २ ॥

બ્રહ્મચર્યાશ્રમમાં વિધિપૂર્વક સર્વ વેદોને ભણીને ગૃહસ્થાશ્રમી થયા પછી ધર્મથી પુત્રોત્પાદન કરી વાનપ્રસ્થમાં પોતાના સામર્થ્યાનુસાર યજ્ઞાદિ ક્રિયા કર્યા પછી મોક્ષમાં અર્થાત્ સંન્યાસાશ્રમમાં મનને લગાડવું.

प्राजापत्यां निरूप्येष्टिं सर्ववेदसदक्षिणाम् ।
आत्मन्यग्नीन्समारोप्य ब्राह्मणः प्रव्रजेद् गृहात् ॥ ३ ॥

પ્રજાપતિ પરમાત્માની પ્રાપ્તિને માટે પ્રાજાપત્યેષ્ટિ (જેની અંદર શિખા અને સૂત્ર અર્થાત્ યજ્ઞોપવીતનો ત્યાગ કરવામાં આવે છે) યજ્ઞ કરીને આહવનીય, ગાર્હપત્ય તથા દાક્ષિણાત્ય સંજ્ઞાવાળા અગ્નિઓનું આત્મામાં સમારોપણ કરી, વિદ્વાન બ્રાહ્મણ ગૃહસ્થાશ્રમમાંથી સંન્યાસ ગ્રહણ કરે.

यो दत्वा सर्वभूतेभ्यः प्रव्रजत्यभयं गृहात् ।
तस्य तेजोमया लोका भवन्ति ब्रह्मवादिनः ॥ ४ ॥

જે પુરુષ સર્વ પ્રાણીમાત્રને અભયદાન આપી, સત્ય ઉપદેશ દઇ ગૃહસ્થાશ્રમમાંથી સંન્યાસ ગ્રહણ કરે છે તે બ્રહ્મવાદી વેદોકત સત્યોપદેશક સંન્યાસીને માટે મોક્ષ લોક અને બીજા સર્વ લોક લોકાંતર તેજોમય અર્થાત્ જ્ઞાનથી પ્રકાશમય થઈ જાય છે.

आगारादभिनिष्क्रान्तः पवित्रोपचितो मुनिः ।
समुपोढेषु कामेषु निरपेक्षः परिव्रजेत् ॥ ५ ॥

જ્યારે સર્વ કામોને જીતી લઉ તેની અપેક્ષા રાખ્યા વગર પવિત્રાત્મા અને પવિત્રાન્તઃકરણ તથા મનનશીલ થાય ત્યારે ગૃહસ્થાશ્રમ છોડીને સંન્યાસ ગ્રહણ કરે અથવા બ્રહ્મચર્યથી જ સંન્યાસી થાય.

अनग्निरनिकेतः स्याद् ग्राममन्नार्थमाश्रयेत् ।
उपेक्षकोऽसंकुसुको मुनिर्भावसमाहितः ॥ ६ ॥

તે સંન્યાસી, ( અનગ્નિઃ ) *આહવનીયાદિ અગ્નિયોથી અને સ્વાભિમત ઘરથી રહિત રહે તથા અન્ન અને વસ્ત્રને માટે ગામનો આશ્રય લે, ખરાબ માણસોની ઉપેક્ષા કરતો રહે અને સ્થિર બુદ્ધિ તથા મનનશીલ થઇને પરમેશ્વરમાં પોતાની ભાવનાનું સમાધાન કરીને વિચરે.

नाभिनिन्देत मरणं नाभिनन्देत जीवितम् ।
कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा ॥ ७ ॥

પોતાના જીવનમાં આનંદ અથવા મૃત્યુથી દુઃખ ન પામે કિન્તુ જેવી રીતે એક ક્ષુદ્ર નોકર પોતાના સ્વામીની આજ્ઞાની રાહ જોઇ રાખે છે તેવી રીતે મૃત્યુ અને કાલની પ્રતીક્ષા કરતો રહે.

दृष्टिपूतं न्यसेत् पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतां वदेद्वाचं मनः पूतं समाचरेत् ॥ ८ ॥

---

* આપદથી ભ્રાંતિમાં પડીને સંન્યાસીઓનો અગ્નિ સંસ્કાર કરતા નથી અને સંન્યાસી લોકો અગ્નિને અડતા પણ નથી એ એક પાપ સંન્યાસીઓની પછવાડે લાગી ગયું. આ જગ્યોએ તો આહવનીયાદિ સંજ્ઞક અગ્નિઓને છોડવાનું છે, નહિ કે અગ્નિનો સ્પર્શ તથા દાહ કર્મ.

ચાલતી વખતે જોઇ તપાસીને આગળ ચાલે, અર્થાત્ પગ રાખે, અને સારાં વસ્ત્રથી ગાળીને પાણી પીવે; હમેશાં સત્યથી પવિત્ર કરેલી વાણીને બોલે અર્થાત્ સત્યોપદેશ કર્યા કરે અને જે કંઇ વ્યવહાર કરે તે બધો મનની પવિત્રતાથી કરે.

अध्यात्मरतिरासीनो निरपेक्षो निरामिषः ।
आत्मनैव सहायेन सुखार्थी विचरेदिह ॥ ९ ॥

આ સંસારમાં પોતાના આત્માની શ્રદ્ધામાં સ્થિત થઇ અપેક્ષા રહિત બની મદ્યમાંસાદિનો ત્યાગી બની આત્માની સહાયતાથી સર્વના સુખ માટે સર્વને સત્યોપદેશ કરવા ફર્યા કરે.

क्लृप्तकेशनखश्मश्रुः पात्री दण्डी कुसुम्भवान् ।
विचरेन्नियतो नित्यं सर्वभूतान्यपीडयन् ॥ १० ॥

આખા માથાના વાળ, દાઢી મુંછ તથા નખોને વખતોવખત ઉતરાવ્યા કરે, એક પાત્ર, દંડ તથા કુસુંભથી રંગેલાં કપડાંને* ધારણ કરે, પ્રાણી માત્રને દુઃખ દીધા વગર દઢાત્મા થઇ હમેશાં વિચરે.

इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।
अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥ ११ ॥

જે સંન્યાસી ખરાબ કૃત્યોમાંથી ઇન્દ્રિયાને રોકી રાગદ્વેષાદિ દોષોનો ક્ષય કરી નિર્વૈરતાથી સર્વ પ્રાણી માત્રનું કલ્યાણ કરે છે તે મોક્ષને પામે છે.

---

*અથવા ગેરૂથી રંગેલાં વસ્ત્ર પહેરે.

दूषितोऽपि चरेद्धर्मं यत्र तत्राश्रमे रतः ।
समः सर्वेषु भूतेषु न लिङ्गं धर्मकारणम् ॥ १२ ॥

કદી સંન્યાસીને સંસારના મૂર્ખ લોકો નિન્દા આદિથી દૂષિત કરે, અપમાન કરે તોપણ ધર્મનું આચરણ કર્યા કરે અને તેવીજ રીતે બીજા બ્રહ્મચર્યાદિ આશ્રમોના મનુષ્યોએ પણ કરવું જોઇએ. સર્વ પ્રાણીઓમાં સમાન બુદ્ધિ રાખી પક્ષપાત રહિત થઇ રહે. આવાં આવાં ઉત્તમ કામ કરવા માટે જ સંન્યાસાશ્રમનું વિધાન છે, માત્ર દંડાદિ ચિન્હ ધારણ કરવા એજ ધર્મનું કારણ નથી.

फलं कतकवृक्षस्य यद्यप्यम्बुप्रसादकम् ।
न नामग्रहणादेव तस्य वारि प्रसीदति ॥ १३ ॥

જો કે નિર્મલી વૃક્ષનું ફલ જલને શુદ્ધ કરે છે તો પણ તેનું માત્ર નામ લેવાથી જળ શુદ્ધ નથી થઇ જતું પણ તેને વાટીને જળમાં નાખવાથી જ શુદ્ધ થાય છે; તેવીજ રીતે માત્ર આશ્રમના નામથી કંઇપણ લાભ થતો નથી. પોત-પોતાના આશ્રમના ધર્મયુક્ત કર્મ કરવાથી જ આશ્રમનું ધારણ કરવું સફળ થાય છે નહિ કે બીજી કોઇ રીતે.

प्राणायामा ब्राह्मणस्य त्रयोऽपि विधिवत्कृताः ।
व्याहृतिप्रणवैर्युक्ता विज्ञेयं परमं तपः ॥ १४ ॥

આ પવિત્ર આશ્રમને સફલ કરવા વાસ્તે સંન્યાસી પુરુષ વિધિવત્ યોગશાસ્ત્રની રીતિ પ્રમાણે સાત વ્યાહૃતિઓની પૂર્વ સાત પ્રણવ સહિત જેવી રીતે આગળ પ્રાણાયામના મંત્ર લખ્યા છે તેવી રીતે મનમાં જપીને માત્ર ત્રણજ પ્રાણાયામ

કરે તો તે અત્યુત્કૃષ્ટ તપ કરે છે એમ સમજવું. આગળ પ્રાણુાયામના મંત્ર લખ્યા છે. તેવી રીતે મનમાં જપીને માત્ર ત્રણુ જ પ્રાણુાયામ કરે.

दह्यन्ते ध्मायमानानां धातूनां हि यथा मलाः ।
तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥१५॥

કારણુ કે જેવી રીતે અગ્નિમાં તપાવવાથી ધાતુઓના મળ દૂર થઇ જાય છે તેમજ પ્રાણુને નિગ્રહ કરવાથી ઇન્દ્રિયોના દોષ નષ્ટ થઇ જાય છે.

प्राणायामैर्दहेद्दोषान् धारणाभिश्च किल्बिषम् ।
प्रत्याहारेण संसर्गान् ध्यानेनानीश्वरान् गुणान् ॥१६॥

આટલા માટે સંન્યાસી પ્રાણુાયામથી ઇન્દ્રિયોના દોષ, ધારણુાઓથી અંતઃકરણુને મેલ, પ્રત્યાહારથી સંગથી થયેલ દોષો, અને ધ્યાનથી અવિદ્યા પક્ષપાતાદિ અનીશ્વરતાના દોષોને છોડીને પક્ષપાતરાહિત્યાદિ ઇશ્વરીય ગુણોને ધારણુ કરી સર્વ દોષોને ભસ્મ કરી નાખે.

उच्चावचेषु भूतेषु दुर्ज्ञेयामकृतात्मभिः ।
ध्यानयोगेन संपश्येद् गतिरस्यान्तरात्मनः ॥ १७ ॥

નાના અને મોટા પ્રાણી અને અપ્રાણીમાં અશુદ્ધાત્મા જેને નથી જોઇ શકતા એવા અંતર્યામી પરમાત્માની ગતિને અર્થાત્ વ્યાપકતાને ધ્યાન યોગથી સંન્યાસી જોયા કરે.

सम्यग्दर्शनसंपन्नः कर्मभिर्न निबध्यते ।
दर्शनेन विहीनस्तु संसारं प्रतिपद्यते ॥ १८ ॥

જે સંન્યાસી યથાર્થ જ્ઞાન અથવા ષડ્દર્શનોથી યુક્ત હોય છે તે દુષ્ટકર્મમાં બંધાતો નથી પણ જે જ્ઞાન, વિદ્યા, યોગાભ્યાસ, સત્સંગ ધર્માનુષ્ઠાન અથવા ષડ્દર્શન ઇત્યાદિ રહિત અને વિજ્ઞાનહીન હોય છે તે સંન્યાસ પદવી તથા મોક્ષને પ્રાપ્ત ન થતાં જન્મમરણરૂપ સંસારને પ્રાપ્ત થાય છે અને એવા મૂર્ખ અધર્મીનો સંન્યાસ વ્યર્થ અને ધિક્કારવા યોગ્ય છે.

**अहिंसयेन्द्रियासंगै र्वैदिकैश्चैव कर्मभिः ।**
**तपसश्चरणैश्चोग्रैः साधयन्तीह तत्पदम् ॥ १९ ॥**

પણ નિર્વૈર, ઇન્દ્રિયોને વિષયના સંબંધથી અલગ વૈદિક કર્માચરણ અને પ્રાણાયામ સત્યભાષણાદિ ઉત્તમ ઉચ્ચ કર્મોથી યુક્ત સંન્યાસી હોય છે તે આ જન્મમાં અને વર્તમાન સમયમાંજ પરમેશ્વરની પ્રાપ્તિરૂપ ઉત્તમ પદને પાપ્ત થાય છે અને તેઓનો જ સંન્યાસ સફલ અને ધન્યવાદને યોગ્ય છે.

**यदा भावेन भवति सर्वभावेषु निःस्पृहः ।**
**तदा सुखमवाप्नोति प्रेत्य चेह च शाश्वतम् ॥ २० ॥**

જ્યારે સંન્યાસી સર્વ પદાર્થોમાં નિસ્પૃહ ભાવને પામે છે ત્યારે આ લોકમાં અને આ જન્મમાં તથા મૃત્યુ પછી પરલોકમાં નિરંતર* મુક્તિ અને પરમાત્માના સુખને પામે છે.

**अनेन विधिना सर्वांस्त्यक्त्वा सङ्गाञ्छनैः शनैः ।**
**सर्वद्वन्द्वविनिर्मुक्तो ब्रह्मण्येवावतिष्ठते ॥ २१ ॥**

---

* નિરંતર શબ્દનો અર્થ એટલો જ કે મુક્તિના નિયત સમયની વચમાં દુઃખ આવીને વિઘ્ન કરી શકતું નથી.

આ વિદ્યાથી ધીરે ધીરે સર્વ સંગથી થયેલા દોષોને છોડીને સર્વ હર્ષ શોકાદિ દ્વન્દ્વોથી તદ્દન નિર્મુક્ત થઇ વિદ્વાન્ સંન્યાસી બ્રહ્મમાં જ સ્થિર થાય છે.

**इदं शरणमज्ञानामिदमेव विजानताम् ।**
**इदमन्विच्छतां स्वर्ग्यमिदमानन्त्यमिच्छताम् ॥ २२ ॥**

અને જે વિવિદિષા અર્થાત્ જ્ઞાનની ઇચ્છાથી ગૌણ સંન્યાસ લે તે પણ વિદ્યાનો અભ્યાસ, સત્પુરુષોનો સંગ, યોગાભ્યાસ અને ઓંકારનો જપ તથા તેના વાચક પરમેશ્વરનો વિચાર પણ કર્યા કરે આ જ અજ્ઞાનીઓનું શરણ, અર્થાત્ ગૌણ સંન્યાસીઓ અને અને વિદ્વાન સંન્યાસીઓનું સુખની શોધ કરવાવાળાઓનું અને આશ્રમસ્થાન છે.

**अनेन क्रमयोगेन परिव्रजति यो द्विजः ।**
**स विधूयेह पाप्मानं परं ब्रह्माधिगच्छति ॥ २३ ॥**

આ ક્રમાનુસાર સંન્યાસ યોગથી જે દ્વિજ અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય જે કોઇ સંન્યાસ ગ્રહણ કરે છે તે આ સંસાર અને શરીરના સર્વ પાપોને દૂર કરી પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે.

વિધિ:—જે પુરુષ સંન્યાસ લેવા ઇચ્છે તેણે નિયમ અને વ્રત અર્થાત્ ત્રણ દિવસ સુધી દુગ્ધપાન કરીને ઉપવાસ કરવો, ભૂમિપર શયન કરવું, પ્રાણાયામ, ધ્યાન તથા એકાંત દેશમાં ઓંકારનો જપ કર્યા કરવો અને આગળ લખ્યા પ્રમાણે સભામંડપ, વેદી, સમિધા, ઘૃતાદિ સાકલ્ય સામગ્રી એક દિવસ આગળથી તૈયાર રાખી જે દિવસે સંન્યાસ લેવો હોય તે દિવસે એક પ્રહર રાત્રિ રહે ત્યારે ઉઠી

આવશ્યક શૌચ સ્નાનાદિ કરીને પ્રાણાયામ, ધ્યાન તથા પ્રણવનો જપ કરે અને સૂર્યોદય વખતે ઉત્તમ ગૃહસ્થ અને ધાર્મિક વિદ્વાનોનું વરણ તથા અગ્ન્યાધાન, સમિદાધાન, ઘૃતપ્રતપન તથા સ્થાલીપાક બનાવી, સ્વસ્તિવાચન તથા શાંતિપ્રકરણનો પાઠ કરી ચારે તરફ પ્રોક્ષણ, આઘારાવાજ્ય ભાગાહુતિ ૪ તથા વ્યાહૃતિ ૪ તથા **ओ३म् भुवनपतये स्वाहा । ओ३म् भूतानां पतये स्वाहा । ओ३म् प्रजापतये स्वाहा ॥** આ ત્રણમાંના એક મંત્રથી એકેક એવી રીતે કુલ અગિયાર આજ્યાહુતિ આપીને વિધિપૂર્વક જે ભાત બનાવ્યો હોય તેમાં ઘી નાંખીને યજમાન અર્થાત્ સંન્યાસ લેવાવાળો પુરુષ તથા ઋત્વિજ બંને નીચે લખેલા મંત્રોથી ભાતનો હોમ કરે અને બાકીના બે ઋત્વિજ પણ તે જ વખતે આહુતિઓ આપતા જાય.

ओ३म् ब्रह्म होता ब्रह्म यज्ञो ब्राह्मण स्वरवोमिताः ।
अध्वर्युर्ब्रह्मणो जातो ब्रह्मणोऽन्तर्हितं हविः स्वाहा ॥१॥

ब्रह्म स्रुचो घृतवतीर्ब्रह्मणा वेदिरुद्धिता ।
ब्रह्मयज्ञश्च सत्रं च ऋत्विजो ये हविष्कृतः ।
शमिताय स्वाहा ॥२॥

अंहोमुचे प्रभरे मनीषा मा सुत्राम्णे सुमतिमावृणानः ।
इदमिन्द्र प्रति हव्य गृभाय सत्यासन्तु यजमानस्य
कामाः स्वाहा ॥३॥

अंहोमुचं वृषभं यज्ञियानां विराजन्तं प्रथममध्वराणाम् ।

